

શ્રીયુત ભાઇ ચુનીલાલ હીરજી સોઢાણાવાળા.
સામ્પ્રત નિવાસ જીન્જા (આફ્રિકા)

# સ્નેહ-સમર્પણ

શ્રીયુત ભાઇ ચુનીલાલ હીરજી કોટેચા

જીન્જા ( આફ્રિકા )

**સ્નેહી ભાઈશ્રી,**

કચ્છની વીરપ્રસુતા ભૂમિમાં 'સોઢાણા' નામક ગામમાં લોહાણા–ક્ષત્રિય કુળમાં જન્મ લઈ, ન્હાની વયે ઇસ્ટ આફ્રિકા જેવા દૂર દેશાવરે જઈ, સત્યનિષ્ઠા ને પ્રમાણિકતાને નજરસમીપ રાખી, આપબળથી આગળ વધતાં આજે ઇસ્ટ આફ્રિકાના એક સાહસિક વેપારી તરીકે આપની ગણના થાય છે.

જ્ઞાતિ, સમાજ ને દેશોન્નતિના પ્રત્યેક કાર્ય માટે આપના હૃદયમાં રહેલી ધગશનો અનુભવ પોરબંદરમાં આપણા પ્રથમમીલન વખતે મને થયો.

આપની સાહિત્યરસિકતા, નિરભિમાનપણું, ગરીબો પ્રત્યે દયા તથા મારા દરેક સેવાકાર્યમાં આપની સહૃદયતા ને પ્રોત્સાહકવૃતિ આદિ સદ્ગુણોથી આકર્ષાઈ, જનની જન્મભૂમિના એક યુવકરત્નના સ્નેહસંબંધને ચિરંજીવ સ્વરૂપ આપવા, ગુજરાતી નવલકથાના સાહિત્યમાં એકે અવાજે વખણાએલું **'ધીખતો જ્વાળામુખી!'** નામક મારૂં આ પ્રકાશન આપને જ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

આપનો સ્નેહાકાંક્ષી

# સેવાસમિતિ
## ગ્રંથમાળાનાં પુસ્તકો

| | |
|---|---|
| લોહીનો વેપાર | ૪-૮-૦ |
| ધીખતો જ્વાળામુખી | ૪-૮-૦ |
| અંધકારપર પ્રકાશ | ૨-૮-૦ |
| વનિતાની વાતો | ૩-૦-૦ |
| અબળાની આત્મકથાઓ | ૨-૮-૦ |
| મહીલાઓની મહાકથાઓ | ૩-૮-૦ |
| વિશ્વલીલા | ૨-૦-૦ |
| કળિયુગની વાતો | ૧-૮-૦ |
| આદર્શ ચરિત્રાવલિ | ૧-૪-૦ |

સેવાસમિતિ પુસ્તકાલય
૧૨૩, ગુલાલવાડી, મુંબઈ, ૪

સેવાસમિતિ ગ્રંથમાળા, પુસ્તક ૯ મું.

# ધીખતો જ્વાળામુખી!

## (લોહીના વેપારનું અનુસંધાન)

(સામાજિક નવલકથા)

લેખક:

**સાકરલાલ મગનલાલ કાપડિયા**

જામેજમસેદ ઓફિસ,

બેલાર્ડ હાઉસ, કોટ, મુંબઇ

[illegible]શક:

**નારા[illegible]જી ગો[illegible]ળદાસ ડોસ[illegible]**

[illegible]વ[illegible]ાપક: સેવા[illegible]મિતિ પ[illegible]લય

[illegible]૨૩, ગુલાલવાડી, [illegible]ઇ, ૪

| વિક્રમ સંવત ૧૯૮૪ | ઇસ્વીસન ૧૯૨૮ |
|---|---|

કિંમત રૂપીઆ સાડાચાર.

# પ્રસ્તાવના

'આપણી ગૌરવશીલ આર્યસંસ્કૃતિની હાંસી કરીને તરૂણોમાં બેદીલીની આગ સળગાવી તમે શામાટે ગુજરાતમાં સામાજીક બંડની ધુની સળગાવો છો?' '**લોહીનો વેપાર**' પ્રગટ થયા પછી અનેક મિત્રોએ મને આ સવાલ પૂછ્યો છે અને આજે આ 'લોહીના વેપાર'ના અનુસંધાનમાં એ સવાલનો હું જાહેરમાં જવાબ આપવાની તક લઉં છું.

મારી નવલકથાઓ ગુજરાતનાં તરૂણો અને તરૂણીઓએ પ્રફુલ્લ હૃદયે વધાવી લીધી છે તે વિષે તો કંઈ જ શક નથી. '**લોહીના વેપાર**' ને તરૂણ ગુજરાતે આપેલો હર્ષભર્યો આવકાર જ સિદ્ધ કરે છે કે આપણો તરૂણ વર્ગ હાલની અંધેર સામાજીક દશાથી ત્રાસી ગયો છે અને તેઓના વિચારો પ્રગટ કરવામાં મારી કલમ નિમિત્ત-માત્ર થઇ છે. અભણ અથવા ભણેલા, સંસ્કારી અથવા અસંસ્કારી, શહેરી અથવા ગામડીઆ—ગમે તેવાં યુગલો જો જરા પણ વિચાર કર-વાનો શ્રમ લે તો તેઓના દીલમાં કોઇને કોઇ કારણસર અસંતોષની આગ સળગ્યા વિના રહેતી નથી. આપણો સંસાર તદ્દન રસહીન થઇ ગયો છે. આપણા જીવનમાં ઉત્સાહ નથી, હૃદયમાં આશા નથી, મગ-જમાં બુદ્ધિ નથી અને શરીરમાં તાકાત નથી. અપવાદ જેવાં થોડાંક યુગ્મો બાદ કરતાં આપણાં બધાંય યુવાન યુગલો પશુની પેઠે જ જેમ તેમ દહાડા પૂરા કરે છે અને શરીરધર્મ બજાવવાની અનિવાર્ય ફર-જને લીધે જ તેઓ ખાય છે, પીએ છે, અને વંશનો વેલો વધાર્યો

કરે છે. જીવનમાં કંઈક હેતુ હોવો જોઈએ એવું ભાન જ સેંકડે નેવું માણસોને નહિ હોય. પરદેશી રાજ્યસત્તાને લીધે આપણે જગતના બીજા વિજ્ઞાની દેશોની પેઠે ભૌતિક દિશામાં પ્રગતિ કરી શકયા નથી. સૈકાઓ થયાં પરતંત્રતાની બેડી આપણા હાથપગમાં પડેલી હોવાથી આપણી નૈસર્ગિક શક્તિઓ કટાઈ ગઈ છે. અંગ્રેજ સરકારની સ્થાપના થયા પછી એ પ્રગતિવંત પ્રજાને મ્લેચ્છ સમાન ગણી તેનાથી બાર જોજન દૂર રહેવાની આપણી વૃત્તિને લીધે જગતની નવી નવી પ્રગતિઓની માહિતી મેળવવાની પણ આપણે દરકાર કરી નથી. અંગ્રેજ સરકારે સરકારી ઑફીસમાં ફક્ત કારકુનગીરી કરવા પૂરતી જ આપણને કેળવણી આપવાથી આપણી પ્રજા 'જ્ઞાન' ને પણ પેટ ભરવાના સાધનરૂપ જ માનતી થઈ છે અને તેથી ઓગણીસમી સદીના અંતીમ ભાગમાં થયલા 'કેળવાયલા ગૃહસ્થો'એ પણ પોતાના અંગ્રેજી જ્ઞાનથી પ્રજામાં 'બડા સાબ' ગણાવા શિવાય વિશેષ ઉકાળ્યું નથી. પરિણામ એ આવ્યું છે કે આપણી હાલત ધોબીના કૂતરાથીય નપાવટ થઈ ગઇ છે. આ નવલકથાનો હેતુ આ દશાનું ગુજરાતને ભાન કરાવવાનો છે.

આપણી આર્યસંસ્કૃતિ જગતની ઉત્તમોત્તમ સંસ્કૃતિ છે તે વિષે કંઇ શક છે જ નહિ. ભગવાન **મ**નુ જેવા સ્મૃતિકાર આર્યાવર્ત શિવાય બીજા કયા દેશે ઉત્પન્ન કર્યા છે? પાશ્ચાત્ય કેળવણીથી અંજાઈ ગયલા આપણા નવા વિચારકો અને યુરોપીઅનો ભલે રોમનોને પ્રથમ કાયદાશાસ્ત્રીઓ માની લે; પણ સમાજશાસન અને સમાજની સુવ્યવસ્થા માટે **મ**નુસ્મૃતિ જેવી ઉત્તમ સ્મૃતિ કોઇ પણ સ્મૃતિકારે રચી નથી અને ભવિષ્યમાં એથી સુંદર સમાજરચના ઘડવાની ચાવી કોઇ બતાવી શકશે કે કેમ તે વિષે મને ગંભીર શક છે.

ત્યારે સમાજ સામે આ બખાળા શા? આર્યસંસ્કૃતિનો આવો ક્રૂર વ્યંગ શા માટે? સમાજમાં અંડરૂપી જ્વાળામુખી ધીખા-

વવાની આ ચેષ્ટા શા કારણે? આવા પ્રશ્નો મને પૂછવામાં આવશે. એનો સચોટ જવાબ એ જ છે કે આપણે આપણી ગૌરવશીલ પ્રાચીન સંસ્કૃતિ અને સ્મૃતિ શાસ્ત્રોને તો ક્યારના ઘોળીને પી ગયા છીએ. આજે આપણે જેને ધર્મ માનીએ છીએ તે ધર્મ છે? જેને સમાજશાસન કહીએ છીએ તે સમાજશાસન છે? જેને જ્ઞાતિવ્યવસ્થા કહીએ છીએ તેમાં તેનો અંશ માત્ર છે ખરો? ધર્મની ગાદીપર તો આજે "દમ્ભ" અને "સ્વાર્થ" નામના રાક્ષસો ચઢી બેઠા છે અને અભણ–વહેમી–પરતંત્ર–ગુલામી મનોદશાને લીધે એ રાક્ષસો આપણી પ્રજાને મરજી પડે તેમ નચાવે છે અને પ્રજા તે.જ પ્રમાણે નાચે છે.

સુધારાને નામે સુધારકો હિંદુસમાજને છિન્નભિન્ન કરી નાખવા માગે છે. યૂરોપની ટૂંકા ઘાઘરી પહેરી રાતે ડાન્સ કરવા જતી સ્ત્રીઓની પેઠે આપણી સ્ત્રીઓને છૂટી મૂકી દઇ સુધારકો સંસારનું સત્યાનાશ વાળવા ચાહે છે અને આદર્શ હિંદુ ગૃહિણીને બદલે કાપેલા ટુંકા વાળવાળી, પતિ સાથે ભાગ્યે જ ભોજન કરતી પાશ્ચાત્ય રમણીઓ આ દેશમાં પેદા કરવા માગે છે એવો કેટલાકો આક્ષેપ મેલે છે; પણ તે આ નવલકથાને લાગુ પડતો નથી. આપણી સ્ત્રીઓને કોઇ એવી સ્વચ્છંદતા આપે તોપણ તેઓ તેનો ઉપભોગ કરવાની નથી; કારણ કે આર્યસંસ્કૃતિની છાપ પશ્ચિમના ગમે તેવા પ્રહાર છતાં આપણા દીલપરથી ભુંસાવાની નથી. હાલમાં તરૂણ ગુજરાત–તરૂણ ભારતવર્ષ જે પ્રચંડ પોકાર પાડે છે તે આર્યસંસ્કૃતિ કે વર્ણાશ્રમ ધર્મ સામે નથી પણ એ સંસ્કૃતિ અને એ વર્ણાશ્રમની થયલી અધમોધમ વિકૃતિ સામે છે.

પ્રજાને ગમે કે ન ગમે પણ અંગ્રેજોની સત્તા આ દેશમાં સ્થાયી થયા પછી આપણી પરિસ્થિતિમાં આસમાન જમીનનો ફરક પડી ગયો છે એ બીના કબૂલ્યા વિના ચાલે એમ છે જ નહિ. અંગ્રેજી કેળવણી

પણ યુવાન પ્રજાની બેદીલી માટે કારણભૂત છે તેની હું ના પાડતો નથી; પણ જે પરિસ્થિતિ આવીને ખડી થઈ છે તેની સામે થયા વિના આપણો છૂટકો જ નથી.

વિચારકોએ એ વાત ધ્યાનમાં રાખવાની છે કે પ્રથમ પ્રજા ગામડાંમાં ઘડાતી હતી—હવે શહેરમાં ઘડાય છે. પ્રાચીનકાળમાં આ દેશમાં મોટાં શહેરો હતાં, પણ તે બહુ જ ઓછાં. વળી એ શહેરોનો આધાર ગામડાંપર હતો. આજે ગામડાંનો આધાર શહેરોપર છે. જ્યારે પ્રજા ગામડાંમાં ઘડાતી હતી ત્યારે વર્ણાશ્રમ ધર્મનો સમ્પૂર્ણ અમલ થતો હતો અને એ ધર્મ તે વખતે પાળવાનું શક્ય હતું. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પોતપોતાના કાર્યમાં જ રચ્યાપચ્યા રહેતા અને જે જેના વધુ સહવાસમાં આવે તેની સાથે જ લગ્નગ્રંથિથી બંધાઈને સંસારી થવાનો આખી માનવજાતનો સ્વાભાવિક ગુણ હોવાથી એ ચારે વર્ણો પોતપોતાની વર્ણમાં જ વહેવાર ચલાવતી. આમ હોવા છતાં કોઇ શૂદ્રમાં ક્ષાત્રગુણ જણાય તો તેને ‘ શૂદ્ર ’ જ રહેવાની ફરજ પાડવામાં આવતી ન્હોતી. એવા ઉન્નત શૂદ્ર માટે જે વર્ણના તેનામાં ગુણ હોય તે વર્ણ સ્થાન કરી આપતી અને આવા ઉદાર નિયમને લીધે કોઇપણ વર્ણની શક્તિ એળે જતી નહિ. મત્સ્યગંધા માછણ હોવા છતાં તે રાણી થવાને યોગ્ય જણાઈ તો આર્યાવર્ત્તના ઉંચામાં ઉંચા ક્ષત્રિય કુળે તેનો સ્વીકાર કરી લીધો હતો. વાલ્મિક પારધી હોવા છતાં તેનામાં બ્રહ્મત્વ સિદ્ધ થવાથી આજે તે ઋષિ તરિકે પૂજાય છે. વ્યાસ મુની પરાશર અને મત્સ્યગંધાના વ્યભિચારથી પેદા થવા છતાં આજે પણ હિંદુઓ તેને “ ભગવાન ” ગણે છે અને શ્રી કૃષ્ણચંદ્ર જેવા વ્યાસ મુનીને પૂજ્ય માનતા હતા એ વાત મહાભારત સિદ્ધ કરે છે. અર્જુન અને ભીમ પ્રવાસમાં ગયા ત્યારે કોઇ ને કોઈ રૂપ અને ગુણવંતી રમણીને પરણી આવ્યા હતા અને એ રમણીઓનો તેમના કુળે સ્વીકાર કીધો હતો. આ પરથી સમજાશે કે પ્રાચીન વર્ણાશ્રમ ધર્મ એટલો બધો વ્યાપક છે. કે તેમાં આખા

જગતનો સમાવેશ થઇ શકતો અને એ ઉદાર વ્યાપક ભાવનાને લીધે જ ભારતપર અનેક પરદેશીઓનાં ધાડાં આવ્યાં છતાં ભારત ટકી રહ્યું છે અને એ એકવારના પરદેશીઓ આજે પ્રજામાં એવી રીતે ભળી ગયા છે કે તેમનાપર પરદેશીપણાની છાપ પણ જણાતી નથી. બીજાને પોતાના કરી લેવાની આ શક્તિ ( power of assimilation ) જ્યારથી આપણે ગુમાવી બેઠા ત્યારથી જ આપણું સાચું પતન શરૂ થયું છે અને આજે આપણી હાલત કરૂણાજનક થઇ પડી છે તેનું મુખ્ય કારણ આ શક્તિનો અભાવ છે.

પ્રાચીનકાળમાં ગામડાંમાં પ્રજા ઘડાતી હતી તે હું ઉપર કહી ગયો છું. ગામડાંમાં ગુરૂ પાસે અથવા આશ્રમમાં જ્ઞાન સંપાદન કર્યા પછી યુવાનો રાજધાનીમાં જતા તે ફક્ત પોતાની શક્તિ બતાવવા માટે ! તેમના જીવનનો મોટો ભાગ તો ગામડાંમાં જ જતો અને તેથી ગામડાંમાંના પોતાના વર્ણની કન્યાઓમાંથી તેઓ પોતાની જીવનસખી શોધી લેતા. જો કોઇ યુવાન રાજધાની યા કોઈ બીજા મોટા શહેરમાં જઇને કોઈ બીજા વર્ણની કન્યાને પરણી લાવતો તો તેના ગામમાં તેના જ વર્ણમાં એ કન્યાનો સ્વીકાર કરવાની પ્રથા ચાલુ હોવાથી તેને નાતબ્હારની જાડી ડાંગનું તો કદીપણ દર્શન થતું નહિ. પરિણામે સુખી, સંતોષી અને પ્રેમાળ યુગલો મહાન પ્રજા સર્જવાને શક્તિવાન થતાં.

આજે આમાંનું કાંઇપણ છે ? આજે તો માંડ માંડ હાઇસ્કૂલનો અભ્યાસ પૂરો થતાં જ સોળ સત્તર વરસનો યુવાન શહેરની કૉલેજમાં ભણવા જાય છે. હાઇસ્કૂલ સુધીના નિર્દોષ બાળજીવનને " ભયંકર " ગણીને આપણા " વડીલો "એ એ અરસામાં કુમારો અને કુમારિકાઓને એકબીજાથી જૂદાં ભણાવવાની ગોઠવણ રાખી છે ; પણ સોળ સત્તર વર્ષે–યૌવનના આરંભમાં જ્યારે કુમાર અને કુમારિકાના શરીરમાં યૌવનની કુંપળો ફુટે છે ત્યારે અચાનક તેમને કૉલેજમાં

ભેગાં કરવામાં આવે છે। જે વયે સ્ત્રીપુરૂષ પ્રત્યેની દૃષ્ટિમાં જ પરિવર્તન થાય છે તે જ વયે, અચાનક કુમારો અને કુમારિકાઓનો મેળાપ થવાથી બન્નેને લાલપીળાં દેખાવા માંડે છે અને યૌવનના આરંભમાં સ્વાભાવિક આવેશને લીધે જો કોઈ પ્રેમનાટક ભજવાય તો " પવિત્રતાના ઈજારદારો " અંગ્રેજી કેળવણીને કટકે કટકે ગાળો દેવા માંડે છે. માની લો કે વડીલોના અંકુશ નીચે રહેનારા યુવાનો કોઈ છૂપા પ્રેમના તમાશા ન ભજવે ; પણ આ વયે કૉલેજમાં અનેક કોમની યુવતીઓના સહવાસમાં આવવાથી તેમના દીલમાં કંઈ પણ લાગણી ન પ્રગટે તે બનવા જોગ છે ? કુદરતી રીતે જ પોતાની ભાવી પત્ની કેવી હોવી જોઇએ તે વિષે યુવાન અનેક જાતની કલ્પના. કરવા માંડે છે. તેને શકુંતલા, ઉર્વશી, જ્યુલીએટ અને ડેસ્ડીમોના-ના સ્વપ્નાં આવવા માંડે છે અને પછી ? પછી કોઇ સુભગ દિને ગામથી બાપાજીનો તાર આવે છે : " લગ્ન નક્કી કર્યાં. જલદી આવો ! " અહીંથી જ આપણા કરૂણ નાટકનો પ્રથમ અંક શરૂ થાય છે અને છેલ્લો પરદો મૃત્યુ સમયે જ પડે છે.

સ્વર્ગસ્થ નવલરામે લખ્યું કે " ભાઇ તો ભૂગોળ ને ખગોળમાં રમે ને બાઇનું મન તો ચુલામાં ! " આ વાક્યની સારી અસર થઈ અને આપણે " બાઇઓ "ને પણ ભૂગોળ ને ખગોળથી માહિતગાર બનાવવા માંડી. પણ તેને પરિણામે ફુરસદના વખતમાં થોડીક વારતાઓ વાંચનારી અને બનીઠનીને સ્ત્રીઓની સભામાં જનારી સ્ત્રીઓ પેદા થઈ છે. એથી આપણો શુકરવાર વળ્યો નથી. આગલા જમાનામાં એટલે કે અઢારમી અને ઓગણીસમી સદીમાં શિક્ષણ જેવું કંઈ ન્હોતું ત્યારે પુરૂષ સ્ત્રીનું ગુજરાન કરતો—તેના બાળકનો પિતા ગણાતો, અને દીકરાને પરણાવી નાતમાં નામ કાઢવાને આતુર રહેતો. સ્ત્રી ઘરકામ કરતી—વ્રતતપ આદરતી—સારી રસોઇ કરી જાણતી—અને દીકરાને ત્યાં દીકરા જોઇને કંકુ ઉછાળતી, મરી જવામાં જીવનનું સાર્થક માનતી. પછી પુરૂષો ભણ્યા એટલે કારકુનો

બન્યા! તેમની સ્ત્રીઓ પણ કોઇ દહાડો "સાહેબ"ની "મડમ" સાથે વાત કરે એવા ઇરાદાથી પુરૂષોએ તેમને ભણાવી. પરિણામે સ્ત્રીઓમાં થોડીક ડૉલીઓ પેદા થઈ. પુરૂષોમાં ભણેલા વહેંતીઆઓ પેદા થયા. આ વહેંતીઆઓ અને આ ડૉલીઓના સ્વભાવમાં સમાનતાનો વિશેષ અંશ હોવાથી એવાં યુગલો સુખી થાય છે. પણ મોટે ભાગે એવાં યુગલો સંધાતાં નથી. નવા જમાનાની ડૉલી અભણ જડસુ પતિ પામે છે અને નવા જમાનાનો યુવાન તદ્દન અભણ વહેમી પત્નીને ગળે બાંધી લાવે છે. પરિણામે સંસારમાં રોજ પ્રખર જ્વાળામુખી ધીખ્યા જ કરે છે. સ્ત્રી કાં વંઠી જાય છે, દેવદર્શન પાછળ ઘેલી બને છે, સખીઓ અને સખાઓને ત્યાં રખડતી થઈ જાય છે અથવા આપઘાત કરી માર્ગે લાગે છે. પુરૂષ ભમાટ થઈ જાય છે, પોતાના જેવા સ્વભાવની સ્ત્રીઓ પાછળ રખડયા કરે છે અથવા ચિંતા ભૂલવાને બ્હાને કોઈ કેફનો આશરો લે છે. આવી વિષમ પરિસ્થિતિમાં યુવાન સ્ત્રી પુરૂષોના દીલમાં કઈ જાતની આગ સળગે છે તે આ નવલકથાના પાત્રોના જીવનપરથી જણાઇ આવશે. જો હાલની જ સ્થિતિ એક બે દાહેકા ચાલુ રહેશે તો યુવાનોના દીલમાં સળગતી અસંતોષની આગ કેવું ભયંકર રૂપ લેશે તેની કલ્પના જ થઇ શકતી નથી. હાલમાં ધુંધવાતો અસંતોષનો ધુની જ્વાળામુખી રૂપે ફાટી નીકળે તે પહેલાં ગુજરાતને એક ચેતવણીરૂપે આ નવલકથા રચવામાં આવી છે અને તેને લીધે તરૂણ ગુજરાત જો આજની વિકૃત સામાજીક દશા સુધારવાને જરાપણ તૈયાર થશે તો મારી મહેનત સફળ થયલી લેખાશે.

મારી અલ્પ મતિ પ્રમાણે મેં નવી સમાજરચના સાથે સંબંધ ધરાવતા પ્રશ્નોની ચર્ચા કરી છે. મારા વિચારો સત્ય જ છે એવો હું દાવો કરતો નથી; પણ જ્યાં સુધી એ વિચારો ભ્રમાત્મક પૂરવાર ન થાય ત્યાં સુધી મારે મન તો તે સત્ય જ ગણાશે. બુદ્ધિનો ઇજારો કોઇ પણ એક વ્યકિત પાસે હોઇ શકે જ નહિ. આથી ગુજરાતના

વિચારકો આ પ્રશ્નોની ચર્ચા ઉપાડી લઈ તરુણ ગુજરાતને સત્ય તારવવામાં સહાયભૂત થવાને બહાર આવશે, એવી મારી તેમને વિનંતિ છે. શાંત ચિત્તે, મારીતારી કર્યા વિના નિષ્પક્ષપાત દૃષ્ટિથી આ નવલકથાની ગમે તેવી ટીકા કરવાનો સર્વને હક્ક છે અને ગુજરાતના ટીકાકારો, વિચારકો અને સમાજસેવકો પોતાની મરજી પડે તે રીતે આ નવલકથાની ચર્ચા કરશે એવી મને આશા છે. મારા કોઈ વાંચનારને જાહેરમાં ટીકા કરવાને બદલે ખાનગીમાં જ વિચારોની આપલે કરવાની ઇચ્છા થાય તો તેણે મારી સાથે પત્ર વહેવાર કરવાની કૃપા કરવી.

નમિજમહેલ ઑફિસ
બેલાર્ડ હાઉસ, ફોર્ટ: મુંબઈ.
તા. ૧ લી જાન્યુ. ૧૯૨૮

સાકરલાલ મગનલાલ કાપડિયા.

# અનુક્રમણિકા

| પ્રકરણ | શિર્ષક | પૃષ્ટ |
| --- | --- | --- |




# ધીખતો જ્વાળામુખી !

('લોહીના વેપાર'નું અનુસંધાન)

DREAMING when
Dawn's Left Hand
was in the Sky.
I heard a Voice within the
Tavern cry.
'Awake, my Little ones,
and fill the Cup,
Before Life's Liquer in its
Cup be dry.'

**Omar Khayyam:**

પ્રકરણ ૧ લું.

## કાંતિલાલની પ્રતિજ્ઞા.

મનોરમ સ્વપ્નસૃષ્ટિમાં મહાલવાનો માનવમાત્રને અધિકાર છે. આશાના મિનારા ચણવા, એકાગ્ર ચિત્તે અનેક રમ્ય મનોરથો ઘડી તેમાં તલ્લીન થઇ જવું અને એવી તંદ્રસ્થ સ્થિતિમાં પળભર સ્મિત કરી લેવું–એ લ્હાવો કોને નથી ગમતો ? પણ માનવીઓનાં એવાં સ્વપ્નોનો ફલિતાર્થ થાય છે ખરો ? કોઇક વિરલ વ્યક્તિ જ જીવન-મંત્રો સફળ કરી શકે છે ને આવી સફળતા પ્રાપ્ત થતાં મહત્તા મળે છે.

ગુજરાતનો—ભારતનો આ મંથનકાળ છે. આજે સ્વપ્નાં જોવાની દરેકને હોંસ છે. અનેકની સ્વપ્નસૃષ્ટિ અવનવા રંગોથી રંગાયા કરે છે ને એ બધા આશાના મિનારા વૈશાખ કે મહા માસના કોઇ કાળ ચોઘડીયામાં તૂટી પડે છે! મનુષ્યો—ડાહ્યા મનુષ્યો સમજે છે કે અમુક વ્યક્તિનાં લગ્ન થયાં—હવે એ સંસારી થયો—પરણીને પરવારી ગયો—એનાં માબાપ ગંગા ન્હાયાં. પણ પરણનારની સ્વપ્નસૃષ્ટિ આગમાં બળીને ખાખ થઇ ગઇ છે કે નહિ? તેની તપાસ કરવાની નવરાશ કોઇને મળતી નથી.

**જયા** જન્મી—સંસ્કારી થઇ—એની વિચારસૃષ્ટિમાં સુમધુર ભાવનાના સ્વર્ગિય પુષ્પોના છોડ ઉગ્યા—એ સંસારમાં સ્વર્ગ ઉતારવા તત્પર થઇ. એ સમયના એના મુગ્ધ હૃદયમાં કેવા અનિર્વાચ્ય આનંદ પ્રકટ્યો હશે? કેવા મસ્ત આનંદની એ ભોગી થઇ હશે?...પણ નહિ. સમાજને એ ગમતું ન્હોતું. રૂઢીના ગુલામોને એની સ્વર્ગિય ફુલવાડી જોઇતી ન્હોતી. એ સ્ત્રી થાય, સુકુમાર ઉજ્વલ સ્ત્રીજીવનનો લ્હાવો લે તે હિંદુસમાજથી સહન થતું ન્હોતું. એના માબાપને એની ખીલતી જુવાની કણાં જેવી ખટકી. **હર્ષદરાયે** એના સ્વતંત્ર જીવનપર પરાણે પારકાની મ્હોર મારી. **કાંતિલાલ** એનો આલોકનો ને પરલોકનો માલીક બની બેઠો ને એ વીફરી. શાંત, કહ્યાગરી, સ્વપ્નાં જોતી તરંગી મુગ્ધા બંડખોર બની. ઈન્દુલાલે એને સાથ દીધો. સમાજની બળતી હોળીમાં એ પણ દાઝયો. **જયાએ** **કાંતિલાલ** સામે યુદ્ધ પોકાર્યું. એ ઘવાઇ પણ શરણે ન ગઇ. એનો હીચકારો પતિ અદાલતમાં ગયો. **જયા** ને ઈન્દુલાલના પવિત્ર જીવનપર ગંભીર આરોપો મૂકાયા; પણ કાયદાની બેધારી તલવાર **કાંતિલાલને** જ હણી ગઇ. **હર્ષદરાયની** જુબાનીથી **જયા** "ચોર" ન ગણાઇ. બીજા સાક્ષીઓએ ઈન્દુલાલને વ્યભિચાર અને પરસ્ત્રીહરણના બહોતાનમાંથી બચાવી લીધો. સહૃદય ન્યાયાધિશે સમાજસુધારાની વ્હાર કરી. **જયા** અને ઈન્દુ નિર્દોષ ઠરી અદાલતમાંથી બ્હાર આવ્યાં. **કાંતિલાલ** ભોંઠો પડી

ગયો. તેનું જીવન ઝેરમાં ભળી ગયું. તેની નિરાશા અસહ્ય થઇ પડી. તેના દીલમાં ભડભડ ક્રોધાગ્નિ બળવા લાગ્યો. જયાને ગમે તે રીતે નમાવવી, ગમે તે રીતે તેનાપર પોતાનું સ્વામિત્વ સ્થાપિત કરવું એવી પાગલ ધૂન તેને આવી હતી. માજીસ્ટ્રેટના ચુકાદાએ તેને ઢીલો કરી નાખ્યો. હતાશ હૃદયે તે ઘેર ગયો ને ઘેર જઇ પોતાના નસીબને ગાળ દેવા લાગ્યો. એની મનોદશા શરાબની ઘેરી કેફમાંથી ધીમે ધીમે સાવધ થતા દારૂડિયા જેવી હતી. એક પળે એને એમ લાગતું કે મારી ભૂલ થઇ. જયાને સમજાવીને વ્હાલથી એ તેનો સ્વામી બની શક્યો હોત. પણ એણે હિંદુપતિનું કાળજૂનું શસ્ત્ર વાપર્યું ને જયા એને શરીરભૂખ્યો પશુ માની બેઠી. કાંતિલાલને પોતાના વર્તન માટે જરા જરા શોક પણ થયો; પણ નિરાશાની પ્રચંડ આંધી એના પશ્ચાતાપને ઉડાવી દેતી ને તે વેર લેવા માટે પાછો તત્પર થઇ જતો.

તે ટ્રામમાં બેસી અદાલતમાંથી ઘેર આવ્યો. સેંડહર્સ્ટ રોડપર એક આલીશાન ચાલીમાં તે રહેતો હતો. તેની ચાલી મુંબઇની બીજી અંધારી પાંજરાપોળો જેવી ન્હોતી. તેના રૂમમાં પ્રકાશ પ્રવેશી શકતો હતો. રાચરચીલું તેણે ઠીક ઠીક વસાવ્યું હતું. એકંદરે મુંબઇના ભક્તોને તેની રૂમ જોવી ગમે એવી હતી; પણ કાન્તિલાલને આજે તે ખાવા ધાઇ. એની ઓરડી તેને સ્મશાન જેવી લાગી. અંદર જઇ ટોપી ને કોટ કાઢી તે આરામખુરશીપર પડ્યો ને કપાળે હાથ દઇ જાણે એનાં માબાપ આજે જ મરી ગયાં હોય તેમ ગંભીર શોકમાં ડૂબી ગયો.

" એ રાંડે મને લોખંડના ચણા ચવાડ્યા. એનો બદમાસ બાપ પણ પોતાની વંઠેલ દીકરીની વ્હારે ધાયો. એ ગઇ તો જહન્નમમાં ગઇ! પણ મારી આબરૂપર પાણી ફેરવતી ગઇ તેનું શું? લોકો એનો પાગલ ભાવનાવાદ થોડા સમજી મરવાના છે? લોકો તો એમ જ કહેશે કે ભાઇસાહેબ પાણી વગરના હશે એટલે બૈરી બીજા સાથે

નાસી ગઈ. આવું કલંક મારાથી સહન થતું નથી. એ બદમાસ બલાને ઠેકાણે ન લાવું તો હું મારા બાપનો દીકરો નહિ—" તે બબડ્યો. તેની નજર સામે જયાની ચિત્રવિચિત્ર મૂર્તિઓ ખડી થઈ. મંગળ-ફેરા ફરવાનો ઇનકાર કરતી જયા, અમદાવાદથી સુરત આવતાં સેકન્ડ ક્લાસના ડબ્બામાં તેની સામે વિષમ સમસ્યા રજુ કરતી જયા. સુરતના શયનગૃહમાં તેની પ્રથમ રાત્રીનું ખૂન કરનાર જયા અને અંતે મુંબઈમાં તેને લોખંડના ચણા ચવાડી નાસી ગયલી જયા: જયાનાં આ વિધવિધ સ્વરૂપો સામે તે દાંત કચકચાવી રહ્યો. જો તેનું ચાલતું હોત તો તે જયા અને ઈન્દુલાલને જીવતાં ને જીવતાં સળગાવી દેત ને તે સાથે તેમને નિર્દોષ ઠરાવી છોડી દેનાર માજીસ્ટ્રેટને પણ કાળાપાણી મોકલી દેત. કમનસિબે તે એ દિશામાં લાચાર હતો અને તેથી અર્થહિન ગુસ્સામાં જ તેનું કંઈક આશ્વાસન હતું.

સાંજે ૭ વાગવા આવ્યા હતા. જયા 'નાસી' ગઈ ત્યારથી તેની ખોલીમાં ભયંકર અરાજકતા પેસી ગઈ હતી. બાજુના કોઈ લૉજમાંથી તે ભાણું મંગાવતો અને ખાધા પછી વાસણો ન ખૂટી જાય ત્યાં સુધી વાસણો મંજાતાં નહિ. ધોતીઆં એટલાં મેલાં થઈ ગયાં હતાં કે ધોબી પણ પાછી સફેદી લાવી શકશે કે કેમ તે વિષે શંકા હતી. ખીંટીપર ગમે તેમ વસ્ત્રો લટકતાં પડ્યાં હતાં. અભરાઈપર પડેલા ખાંડના પાત્રમાં કીડીનું લશ્કર આમથી તેમ ઘૂમી રહ્યું હતું અને ઘણા દિવસથી ખોલી સાફ ન થવાથી બદબો પણ આવતી હતી. એક ક્ષુદ્ર સ્ત્રી–એ બદામની બૈરી–કાંતિલાલના પગની જૂતી ચાલી જતાં એના ઘરની આવી દશા થઈ હતી: છતાં એને પોતાના પાપ માટે ચાલુ પસ્તાવો થતો નહોતો.

" એ સાળી મારી આબરૂને કલંક લગાડી ગઈ." આ એક જ વિચાર હવે તેના મગજમાં ઘૂમી રહ્યો હતો. " જો હું એને ન નમાવું. જો એની પાસે મારા બુટ સાફ ન કરાવું તો મારી જણતી

લાજે—મારી સાત પેઢીને કલંક લાગે ને આખી દુનીયા મને હીચકારો બાયલો ગણે. ” તે બબડયો. જીવકોર ડોશીનો ‘ સપૂત ’ પોતાની જ્ણતીને ન લજાવવા માટે હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. જયા કોર્ટમાંથી છૂટી તેના તરફ તિરસ્કારભરી નજર ફેંકી ચાલી ગઇ હતી. માજીસ્ટ્રેટે તેનું લગ્ન ગેરકાયદેસર ઠરાવ્યું હતું. તેનો સસરો છેલ્લી ઘડીએ જયાના પક્ષમાં જઇ પોતાના જમાઇનું નાવ ડૂબાવી બેઠો હતો. ખરેખર, કાંતિલાલની મનોદશા કરૂણ હતી. એક બાજુથી તેની અભણ મા સુરતથી લાંબા લાંબા તુમાર મોકલી જયાને વશ કરવાના તગાદા કરતી હતી. બીજી બાજુએ અંગ્રેજ સરકારની અદાલતે રાજેશ્રીને ધૂળ ચાટતા કરી દીધા હતા.

“ કેમ કાંતિલાલ ! શું થયું ? ” કાંતિલાલની ચાલીમાં રહેતા એક સનાતની વકીલ ત્રીજે માળે જતા જતા કાંતિલાલને જોઇ સનાતન ધર્મનો કિલ્લો તૂટયો કે નહિ તે જાણવાની જીજ્ઞાસાથી બોલીમાં ડોકિયું કરતા બોલ્યા.

“ માજીસ્ટ્રેટે બંન્ને બદમાસોને છોડી દીધા. ”

“ That's monstrous ! *It's a serious miscarriage of justice ” વકીલ સાહેબ બોલ્યાઃ “ આ આધુનિક નાસ્તિક કેળવણીનું પરિણામ. ”

કાંતિલાલ કંઇ ન બોલ્યો. વકીલ સાહેબ સનાતન ધર્મનું જ્ઞાન ખાલી કરવાને આતુર હતા. પણ કાંતિલાલ ચર્ચા કરી શકે એમ ન્હોતું. તેથી તે ગજવામાંથી સોપારીનો કટકો મ્હોમાં નાખી બોખા દાંતોએ ચાવતા ચાવતા ચાલ્યા ગયા.

દશ પંદર મિનિટ વહી ગઇ. કાંતિલાલ કંટાળીને સીગારેટ સળગાવી ધુમાડો કાઢવા લાગ્યો. એવામાં તેના પરમ મિત્રો નીશાનાથ

* અફસોસ ! ન્યાયનો કેવો ગંભીર ભંગ ?

નાણાવટી અને કનૈયાલાલ આવી લાગ્યા. આવતાંવાર **ની**શાનાથે મંગળાચરણ કર્યું: " Why do you look so depressed and pained ? It's rotten* જયા ગઇ તો જહન્નમના ખાડમાં ગઇ ! તારી નાતમાં કન્યાના ક્યાં તોટા છે ? "

" સત્ય છે. " કવિ કનૈયાલાલ બોલ્યો: " ગયું તે ગયું. તેનો શોક મિથ્યા છે. "

" આપણો કનૈયો ફીલસુફ પણ છે હો ! " **ની**શાનાથ હસ્યો.

" કવિ એટલે દ્રષ્ટા ! કવિ ફીલસુફ હોવો જ જોઇએ " કનૈયા-લાલે જવાબ આપ્યો.

**કાં**તિલાલને આ લવારામાં રસ ન પડ્યો.

" જો **કાં**તિ ! આમ " સીરીઅસ " થશે તેથી જયા પાછી આવવાની છે ! " કનૈયાએ દીલાસો દીધો.

" નહિ આવે એમ ? "

" શા માટે ન આવે ? " **ની**શાનાથ ખંખાર્યો: " હું કાયદા-પોથીના મારા ઉંડા જ્ઞાનને આધારે કહું છું કે હજુ પણ તું જયાનો કાયદાસર પતિ છે—"

" જા-જા-પતિવાળા ! માજીસ્ટ્રેટે તો કાંતિલાલના લગ્નપર જ પૂળો મૂકી દીધો. " કનૈયાલાલ આટલું બોલી ખડખડ હસી પડ્યો: " હિંદુ લલનાઓમાં આવી માથાફરેલ વાલણ હું કલ્પી પણ શકતો નથી. "

" **કાં**તિલાલ ! તું ગભરા ના. તારે જયા જોઇતી હોય તો હું લાવી આપીશ."

---

*તું આટલો બધો દિલગીર કેમ થઇ ગયો ? "

" શી રીતે ?" મહા મહેનતે કાંતિલાલ દુઃખદ સ્વરે બોલ્યો.

" કાયદાથી દોસ્ત, કાયદાથી ! કાયદો આ વીસમીસદીમાં અલ્લાદીનના ફાનસનું કામ કરે છે. જે કાયદો જયાને તારી પાસેથી ખૂંચવી લઈ શકે તે જ કાયદો તને જયા પાછી અપાવી શકશે."

" સ્પષ્ટ વાત કરને ? "

" જો વાત એમ છે કે તારાં લગ્ન કાયદાસર હતાં કે નહિ અથવા હિંદુ સમાજમાં સુધારણા કરવાની જરૂર છે કે નહિ તે વિષે નટ્રાજન જેવું લાંબુલચ ભાષણ કરવાની માજીસ્ટ્રેટની ફરજ ન્હોતી. તેની સામે બે જ સવાલો હતા. જયાએ ચોરા કરી હતી કે નહિ ? ઇન્દુલાલ પરસ્ત્રીહરણ અને વ્યભિચાર માટે દોષિત હતો કે નહિ ? આ બે સવાલોનો નિર્ણય આરોપીઓની તરફેણમાં કરીને માજીસ્ટ્રેટે તેમને છોડી દીધા છે; પણ હજુ હિંદુ લૉ ક્યાં મરી ગયો છે? કાયદા પ્રમાણે તને તારા પત્નીપર રાહટવાટનો દાવો હાઇકોર્ટમાં માંડવાનો હક્ક છે અને હું તને ખાત્રીથી કહું છું કે ઉપરથી આકાશ નીચે ઉતરે તો પણ ' હિંદુ લૉ' તને દગો દેવાનો નથી." નીશાનાથે વકીલાત શી ચીજ છે તેની પ્રતિતી કરાવા.

કાંતિલાલના હતાશ હૃદયમાં આશાનાં કિરણો પ્રગટયાં. તે જરા મલક્યો.

"મારે બીજું કંઇ જોઇતું નથી. એ એકવાર મારા ઘરમાં આવે ને હું એને બતાવું કે હું એનો પતિ છું એટલે બસ !—"

" એ તો ઘડીના છઠ્ઠા ભાગમાં બની શકશે. એ તારી વૈરી છે તેની અમદાવાદ કે સુરતના મહાજનથી ના પડાવાની હતી ?"

" નહિ. "

" થયું ત્યારે. નાહક આમ આજે બાપ કાકા મરી ગયા હોય તેવો શા માટે બની બેઠો છે ? એ સાળી જવાની છે ક્યાં ? પેલો

બદમાસ ઇન્દુ એને ક્યાં સુધી રાખશે ? મને એવા બંડખોર અને ઉદ્ધત યુવાનોનો સારો અનુભવ છે. એ બદમાસો ભાવનાવાદી સ્ત્રીઓનાં મગજ ચકરાવી નાંખે છે ને થોડા દિવસમાં જ તેને જૂના રમકડાની પેઠે છોડી દે છે. "

" એ રાંડ એકલી પડશે ત્યારે જ એને ખબર પડશે ! એ જશે ક્યાં ? "

" કાંદાવાડીમાં ! " કનૈયાલાલ બોલ્યો અને ત્રણે જણ નિર્લ-જ્જતાથી હસી પડ્યા.

" **ની**શાનાથ ! તું સાચું કહે છે કે હાઇકોર્ટમાં હું ફાવીશ ?"

" સાચું નહિ તો જૂઠું ? તું મારો અભિન્ન હૃદયમિત્ર છો. તને હું કદી ય આડે રસ્તે દોરું ખરો ? "

" નહિ...ત્યારે હું રાઇટવાઇનો દાવો માંડું ?"

" **Most certainly.** એ શિવાય બીજો રસ્તો જ નથી."

" કાલે વાત !..." કાંતિલાલે પુનઃ અદાલતને આશરે જવાનો વિચાર કર્યો.

" ચાલ, હવે જરા ગમી ઉડાવીએ. પ્યાલા કાઢ ! " કનૈયાએ સૂચના કરી. કાંતિલાલે તરત કાચના ત્રણ પ્યાલા રજુ કર્યા. નીચેના ભૈયાની દુકાનમાંથી સોડા મંગાવવામાં આવી અને ઓરડી બંધ થયા બાદ કનૈયાએ ગજવામાંથી " બ્લેક એન્ડ વ્હાઇટ " ની પાઇન્ટ કહાડી. પ્યાલા ભરાયા ને ઠલવાયા. શરાબની કેફમાં જયાને કટકે કટકે ગાળો દેવાઇ અને કાંતિલાલે જયાપર વેર લેવાની પ્રતિજ્ઞા લીધી.

## પ્રકરણ ૨ જું.

### પ્રેમની મસ્તી.

જયા અને ઈન્દુલાલ નિર્દોષ ઠરી કોર્ટમાંથી બીમશરાફની ચાલીમાં આવ્યાં ત્યારે ઉભયનાં વદનપર હાસ્ય ઝળહળી રહ્યું હતું. આ હાસ્યે બીમશરાફની ચાલીમાં વસતાં ધર્માંધ સ્ત્રી પુરૂષોના હૈયાં બાળી નાખ્યાં. આ ઉદ્ધત, બદમાસ, નાસ્તિક યુવાન અને યુવતી અદાલતમાંથી નિર્દોષ ઠરી છુટી આવશે એવી તેમને આશા ન્હોતી. હવે તેમની ખાત્રી થઇ ગઇ કે હડહડતો કલિયુગ આવ્યો છે. બ્રીટીશ ન્યાયપર પૂળો મૂકાયો છે અને ધર્મ રસાતળ પહોંચી ગયો છે. એક હિંદુ સ્ત્રી પોતાના ગમે તેવા પતીની સામે થાય, તેના ઘરમાંથી નાસી જઇ પરપુરૂષને આશરે રહે અને છતાં સતી હોવાનો દાવો કરે એ બીના ધર્મને હનુમાનના ગોદડાની પેઠે શરીરની ચારે બાજુએ વીંટાળી ફરતા આ ઓલિયા ગપાટોની કલ્પનામાં પણ આવી શકતી નહિ. તેમની ખાત્રી હતી કે જયા બદમાસ છે, ઈન્દુ બદમાસ છે અને આ બે બદમાસોને તેમની ચાલીમાં વસવાનો જરા પણ અધિકાર નથી. જયા અને ઇન્દુના ઓળાથી આ પવિત્રતાનાં પૂતળાઓ અભડાઇ જતાં હતાં. જયાનું અસામાન્ય સ્ત્રીત્વ, તેની ઝળહળતી પ્રતિભા, તેના વદનપરની તેજસ્વી જ્યોતિ, તેના નયનોનું દૈવી નૂર—એ સર્વ આ કુક્કરોને અસર કરવાને અસમર્થ હતું. બીમશરાફની ચાલીની અનેક ધર્માંધ ભામટીઓ વેસ્યાવૃત્તિપર જીવતી હતી. તેમના ભામટા નમાલા પતિઓ કપાળપર દોઢ ઇંચ લાંબું ટીલું કરી પરમ વૈષ્ણવ ગણાઇ સ્ત્રીનું શિયળ વેચી પોતાની ફાંદ વધારતા આળસુ પાડા પેઠે જીવતા હતા. પણ એ બધાં કુકર્મો ધાર્મિક દંભના શીહા પરદા નીચે થતા હતા. તે સામે ચુંચા કરવાની સમાજને કે ધર્મ ધુરંધરોને કશી જરૂર પડી

ન્હોતી. ધર્મના ભયંકર દંભનો બુરખો ઓઢીને મુંબઇ શહેરની કુલીન ભામટીઓ કુક્કર પેઠે જણે ને જીવે, વેશ્યા જેવું પતીત જીવન ગાળે અને તેમના નમાલા, નીર્વીર્ય પતિઓ ખાનગી દલાલાં કરે તેની કંઇ ફીકર નહિ. તેઓ સમાજ અને ધર્મની સત્તા સામે માથું ન ઉંચકે ત્યાં સુધી તેમને 'કુલીન' અને 'ખાનદાન' ગણી લેવામાં સમાજને જરા પણ વાંધો નડતો નથી. **જયા** જેવી એકાદ દ્રૌપદી હિંદુસમાજને માથે પડે ત્યારે જ આ જડ સમાજ એકદમ ખળભળી ઉઠે છે. **ઇન્દુ** જેવા પ્રતાપી યુવાનને કચડી નાંખવાને માટે જ શેષનાગપર યુગયુગથી ઘોર્યા કરતા વિષ્ણુને જગાડવામાં આવે છે ને એવી વિરલ વ્યક્તિઓના પ્રાણ લીધા પછી જ આ રાક્ષસી સમાજ જંપે છે.

**જયા** અને **ઇન્દુ** ચાલીમાંના વહેંતીઆઓની લેશમાત્ર દરકાર કર્યા વિના પ્રફુલ્લ વદને પોતાની ઓરડીમાં ગયાં. **ઇન્દુ** ડગલો ટોપી ઉતારી આરામખુરશીપર પડ્યો અને **જયા** તેની બાજુમાં ચટાઇપર બેઠી. **ઇન્દુ** થોડાક દિવસ કાચી જેલમાં રહેવાથી જરા નબળો પડી ગયો હતો. તેના હૃદયમાં આનંદ અને ઉત્સાહ હતાં પણ તેનું શરીર જરા કૃષ થવાથી તેના મ્હોંપર સ્હેજ ખિન્નતા છવાઇ હતી. **જયા** પણ ચાલુ ચિંતાને લીધે દુબળી પડી હતી. **કાંતિલાલના** "સ્વર્ગ સદન"માં એ બિચારીએ એક ઘડી પણ આરામમાં ગાળી ન્હોતી. તેનો પરમાત્મા તેના શરીરપર ક્યારે આક્રમણ કરશે તેનો નિયમ નહિ હોવાથી તેને રાતદિવસ સાવધાન રહેવું પડતું હતું. કાંતિલાલ સાથેના થોડા મહિનાના સહવાસમાં ચાલુ ચિંતા અને હૃદયની બળતરાથી તેને ક્ષય રોગ લાગુ પડ્યો હતો અને આશાભરી, હાંસીલી, સ્વર્ગિય મનોરથ ઘડતી યુવતી રોગી થઇ ગઇ હતી. એ જાલિમ રોગનાં ચિન્હો હજુ સ્પષ્ટ થયાં ન્હોતા. પણ તેની શક્તિ ઘટતી જતી હતી. તે **જયા** જાણતી હતી. ઇન્દુલાલને આ વાતની ખબર ન્હોતી. તે એટલું જાણતો હતો કે **જયાનો** હૃદયવ્યાધિ એક દિવસ તેનો ભોગ લીધા વિના રહે-વાનો નથી. જ્યારે જ્યારે તે **જયાને** જોતો ત્યારે તે મનમાં બબડતો:

"અરે હિંદુ સમાજ ! તું કઇ જાતની ક્રુર રાક્ષસી છે ! તને દેવીઓ જોઇતી નથી ને ભુંડણો જોઇએ છે. તું તારા ઘરની સાવિત્રી ને સીતાને ઠોકરે મારે છે ને ફુવડોને " સ્ત્રી " ગણે છે. આમ સ્ત્રીત્વનું ખૂન કરી નાખવાથી તારો સનાતન ધર્મ સચવાવાનો હતો ? ચોતરફ જ્વાલામુખી ફેલાઇ ગયો છે. તેમાં એક જ ચીંગારી પડતાં સઘળે અરાજકતાનો ભયંકર લાવા–ભયંકર વિનાશ કરવા મંડી જશે, તેનો ખ્યાલ કરી કશાને ખાતર નહિ, તો તારા અસ્તિત્વને ખાતર તો કંઇક ચેત!" જયાની કરૂણ કથાથી તે માહિતગાર થયો. જયાનો તે મિત્ર બન્યો ત્યારથી જ ઇન્દુએ ગમે તે ભોગે જયાને સાથ દેવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. જયાને ખાતર બદનામ થયો. જયાને માટે તે જેલમાં જઇ આવ્યો અને હજુ જયાને માટે પ્રાણ સમર્પણ કરવાને તે તૈયાર હતો. જયા આ સારી પેઠે જાણતી હતી અને તેથી ઇન્દુપરનું તેનું વહાલ વધી ગયું હતું. એ કાંતિલાલને ત્યાંથી ત્રાસીને નાસી આવી ત્યારે ઇન્દુએ એને તરત આશરો આપ્યો. તે સમયે ઉભય ભાન ભૂલાં થઇ એકમેકને ભેટી પડયાં હતાં—જયાના અક્ષત અધરપરનો અમીરસ પણ ઇન્દુએ પીધો હતો અને એ સ્નેહની સાંકળ હવે વધુ દૃઢ થઇ ગઇ હતી. જયાના દીલમાં અજબ પરિવર્તન થઇ ગયું હતું. તે ઇન્દુને પોતાનો મિત્ર જ નહિ પણ " પ્રિયતમ " માનતી થઇ ગઇ હતી. અદાલતમાંથી આવ્યા પછી જયાના હૃદયની સ્થિતિ વિચિત્ર થઇ ગઇ હતી. તે ઇન્દુને પોતાનો કરવાને તલપી રહી હતી. સમાજ, નાતજાત, ધર્મ અને ધર્મના કાનુનો જહન્નમમાં જાય ! એને દુનીયાની-લોકલાજની હવે પરવા રહી ન્હોતી. " એ દુનીયાએ મારી શી દરકાર કરી છે કે હું તેની દરકાર કરૂં ? જે દુનિયા પાખંડને પૂજે ને પ્રતિભાને ગાળ દે તેની ગુલામી કરવા કરતાં " વહી ગયલી " ગણાઇને સાચું જીવન જીવવું હજાર દરજ્જે બહેતર છે. " ચટાઇપર બેઠી બેઠી તે આવા વિચાર કરતી આકુળવ્યાકુળ થઇ ગઇ હતી. ઇન્દુ કંઇક ગંભીર વિચારમાં પડયો હતો. તેની ગંભીરતા જયાને સાલી.

" કેમ લાલાજી ! ' **સોક્રેટીસ** ' થવું છે કે શું ? " તે અજેય સ્મિત કરતી બોલી.

" હું **સોક્રેટીસ** થવા માગું તોય તું ક્યાં થવા દે એમ છે !" **ઇન્દુ** હસ્યો.

" હમણાં શાના વિચાર કરે છે ? "

" એના એસ્તો ! "

" શાના ? સમાજના ? "

" હા "

" જહન્નમમાં જાય તારી સમાજ ને જહન્નમમાં જાય એ દંભી **સમાજનો** સગવડીઓ ધર્મ ! **ઇન્દુ** ! હવે હું નાસ્તિક, અંઘેર અને ભયંકર અનિયમની પ્રચંડ મૂર્તિ થવા માગું છું. ભલે માબાપની લાગણી દુખાય, ભલે સમાજ મને અછૂત ગણી ધિક્કારી કાઢે. ભલે આખી દુનિયામાં મને કરવાનું કામ પણ ન મળે, પણ હવે આ દંભી જડ, લાગણીહીન અભણ સમાજના કોઇપણ નિયમને હું વશ થવાની નથી. " તેની આંખોમાં અજબ તેજ આવ્યું. તેના વદનપર આવેશ તરવરી રહ્યો અને તેનું શરીર જરા ધ્રુજવા લાગ્યું.

" હમણાં તું શાંત થા. અત્યારે આવી પ્રચંડ ચંડી થવાની તારે જરૂર નથી. " ઇન્દુ હસ્યો.

" ઓ **ઇન્દુ** ! તું નહિ હોત તો મારૂં શું થાત ? **જયાને** વ્હાલનો ઉમળકો આવ્યો. તે એકદમ ઉભી થઇ **ઇન્દુને** વળગી પડી અને ઇન્દુના ગાલપર, આંખોપર, માથાપર ચુમી લેવા લાગી. તે પાગલ થઇ ગઇ હતી. **જયા** જેવી સુકુમાર, સ્નેહાળ પવિત્ર યુવતીના પ્રેમથી ઇન્દુ ચળ્યો. તે આ **મેનકાને** અવગણી શક્યો નહિ. તેણે **જયાને** બાથમાં લઇ વ્હાલથી આલિંગન દીધું અને બંને પ્રેમમાં રસબસ થઇ ગયાં. થોડા સમયમાં બનેલા અનેક બનાવોએ આ સ્થિતિ આણી હતી

ઇન્દુ પ્રથમથી જ જયા તરફ પૂજ્યભાવ ધરાવતો હતો. ધીમે ધીમે તેનો પૂજ્યભાવ પ્રેમમાં પરિવર્તિત થયો હતો અને જયા માટે કેદખાનું સહેવ્યા પછી–જયા માટે આખા મુંબઇમાં બદનામ થયા પછી–તે જયાપર દિવાનો થયો હતો. જયા ચાલુ ત્રાસથી કંટાળી ઇન્દુ તરફ ઢળી હતી. ઇન્દુએ છેવટ સુધી વફાદારીથી તેને સાથ દેવાથી તે પ્રેમઘેલી થઈ. એનું યુવાન જીગર પ્રેમ માટે વલખાં મારતું હતું. તેના મોહક અધરપર અમીરસ છલકાઈ જતો હતો. તેની વિકસીત છાતી જુવાનીની મસ્તીથી તેની તસતસતી ચોળી તોડી નાખવાને તોફાન કરી રહી હતી. જુવાનીની સઘળી અભિલાષા, યુવાન હૃદયનો સઘળો ઉત્સાહ, રતિપતિની સઘળી મસ્તી આજે નિરંકુશ ફાટી નીકળ્યાં. લગભગ અરધો કલાક સુધી ઉભયને દુનિયામાં બે શિવાય બીજા કોઇની હસ્તી છે તેનું ભાન રહ્યું નહિ. ઉભયે જીવનમાં પહેલીવાર જીવનનો અનુપમ લ્હાવો લીધો અને રસલ્હાણ લેવા તથા દેવામાં બંને આખા જગતને ભૂલી ગયાં.

થોડીવાર પછી ઇન્દુ પ્રથમ ભાનમાં આવ્યો. તેણે જયાને વ્હાલથી અળગી કરી.

"ઇન્દુ ! તું મારો પતિ ! તું મારો પ્રિયતમ ! આજે મારૂં ખરૂં ગાંધર્વલગ્ન થયું !" મસ્ત સ્વરે જયા વાળ સમારતી સમારતી બોલી.

"એમ !—ત્યારે પેલો ઘોડે ચઢી આવ્યો હતો તેનું શું ?" કહી ઇન્દુએ જયાના સમારેલા વાળની લટો પાછી બારવી નાખી.

"જા લુચ્ચા—" જયાએ તેના ગાલપર ધીમો તમાચો માર્યો ને બંને ખડખડ હસી પડયાં.

"ચાલ, હવે કંઇ ખાવાનું કર. મારા પેટમાં કુરકુરીઆં બોલે છે."

જયા તરત રસોઈ કરવા મંડી ગઇ અને અલ્પ સમયમાં બંને એકબીજાના મ્હોંમાં કોળીઆ મૂકી મસ્તી કરતાં ખાઇ પરવાર્યાં.

## પ્રકરણ ૩ જું.

## " વ્હાલાંની વસમી વિદાય ! "

" જયા ! વ્હાલી ! આ સુખ ક્ષણિક છે હો ! તું હરખેલી ન થઇ જતી. હજુ આપણે માથે કંઇ કંઇ વીતવી બાકી છે."

જમી પરવારી જયાને મસ્ત થઇ ગએલી જોઇ ઇન્દુલાલે સાવધાન થવાની જરૂર જોઇ.

" જે થવાનું હશે તે થશે. હવે મને લેશમાત્ર પરવા નથી રહી. હું માબાપની, સમાજની, દુનિયાની ઉપરવટ થઇ તારી થઇ છું ને રહીશ. તું શા માટે ગભરાય છે ? તું તો અદાલતનાં દર્શન કરી ડરી નથી ગયોને ? " જયા બોલી.

" નહિ. તારે માટે સોવાર અદાલતમાં જવાને હું તૈયાર છું, એટલું જ નહિ પણ મારો પ્રાણ પણ તારા પ્રેમ માટે ન્યોછાવર કરવાને હું ચૂકીશ નહિ. મને રહી રહીને એમ થયા કરે છે કે આપણી સમાજ કરવા શું બેઠી છે ? "

" ધૂળ ને ધમાસા ! છોડને હવે એ પંચાત ! એ નિર્દય સમાજનું માન રાખવાને આપણે કંઇ બાકી રાખી નથી. એકવાર ખાંડણીઆમાં માથું નાખ્યા પછી ધબકારાનો ડર શો ? "

" ડરવાની વાત નથી. હું સમાજના ભાવીનો વિચાર કરૂં છું."

" ભાવી ? હિંદુ સમાજનું ભાવી ? ઇન્દુ, હું કકળતા અંતરથી કહું છું કે આ સમાજનું ભાવી અત્યંત ભયંકર છે. હાલમાં સાસુ નણંદના ત્રાસથી માવડીઆ પતિઓની પત્નીઓ કૂવા તળાવ પુરે છે, ગ્યાસતેલ છાંટી બળી મરે છે, સ્ટવથી દાઝી મરે છે ને એ બધા

બનાવો વિકૃત મનોદશામાં કરેલા "આપઘાત "ને નામે ઢંકાઇ જાય છે. વસ્તુતઃ એ બધાં ખૂન છે. ખૂનની સજા કદાચ આ લોકમાં નહિ મળે. પણ પ્રભુ એ કદિ સાંખવાનો છે? ફ્રાન્સમાં સત્તરમી સદીમાં બુર્બો રાજાઓએ પ્રજાને ચૂસી ચૂસીને લોહી વગરની કરી નાખી તેનું પરિણામ શું આવ્યું? ભયંકર બળવો–વિનાશક અરાજકતા–લગભગ સો વર્ષની પ્રચંડ અરાજકતાની ધીખતી આગ અને પછી સુનિયંત્રિત પ્રજાસત્તાક! રશીઆની ઝારશાહી અસહ્ય થઇ પડી ત્યારે રશીઆમાં 'બોલ્શેવિઝમ' આવ્યું અને આજે મૂડિવાદીઓ બોલ્શેવીસ્ટોના જૂલ્મોના દીલ કમ્પાવનારા અહેવાલો પોતાની માલીકીનાં છાપાઓમાં ભમરડા જેવડા અક્ષરે છાપ્યા જાય છે; છતાં દુનિયાના એકેએક દેશમાં 'કમ્યુનિઝમ'ની ચીંગારી સળગતી જાય છે તેનું કંઈ કારણ? કુદરતને પણ સ્થિતિસ્થાપકતા ગમતી નથી તો પછી મનુષ્યોને શાને ગમે? અને સ્થિતિસ્થાપકતામાં કંઇ મઝા છે ખરી? પ્રભુએ મનુષ્યોને બે ટંક ખાવા ને કુક્કર પેઠે જીવવા માટે નથી સર્જ્યાં. પ્રભુ મનુષ્યોને પ્રભુતા આપવા માગે છે. મનુષ્ય પ્રભુની પ્રતિકૃતિ છે. જો એ વાત ખરી હોય તો બોલ, એ નિયમ પ્રમાણે હિંદુસમાજ પ્રભુતાને પંથે જાય છે કે શયતાનના કત્લખાના તરફ?" જયાનો આવેશ વધી પડ્યો. તે સમ્પૂર્ણ અરાજક બની હતી. અત્યાર સુધી તે લાજ, મર્યાદા, કુટુંબી પ્રેમને લીધે દબાઇ રહી હતી. એ સર્વ બંધનો તેણે આજે તોડી નાખ્યાં ને તે પીંજરામાંથી છૂટેલી સિંહણ જેવી થઇ ગઇ! અત્યારે તેને તેના ઈન્દુની–ઈન્દુના પ્રેમની જ દરકાર હતી. તેનાં સામાજિક પુનર્વિધાનના સ્વપ્નાં–તેની સમાજસેવાની ધગશ–ઉડી ગયાં હતાં. તે સમષ્ટિની મટી વ્યક્તિની બની હતી–પરાર્થી મટી સ્વાર્થી બની હતી. હવે તેને સુખી સંતોષી સમાજમંદિર ચણવું ન્હોતું પણ પોતાના જ જીવનમાં તે આનંદ ભરવા માગતી હતી. સમાજના અકુદરતી નિયમોએ–તેના કહેવાતા પતિના

ત્રાસે આ ભયંકર ક્રાંતિ આણી હતી. તેના જીવનમાંથી સ્ત્રીસુલભ મર્યાદા નાસી ગઇ હતી અને તે એક પ્રચંડ આંધીરૂપ બની ગઈ હતી. પેટે પાટા બાંધી, વફાદારીથી કોઈ શેઠની નોકરી કરતો નોકર પગાર વધારવા માટે પગે લાગી લાગીને થાકી જાય અને અંતે કોઇ કાળ ચોઘડીઆમાં શેઠનું ખૂન કરવા તત્પર થાય એવી જયાની દશા હતી. તેણે માબાપને સમજાવ્યાં, વિનવ્યાં અને કંઇ ન વળ્યું ત્યારે એ પરાણે પારકાની થવાને લાચારીએ લગ્નમંડપમાં જઈ બેઠી. તેનો આત્મા કકળી ઉઠ્યો ને તેણે મંગળફેરા પૂરા ન કર્યા. સાસરે આવી તેણે પોતાની દેહને મહામહેનતે અણિશુદ્ધ રાખી ને અંતે એ વરઘોડો કોર્ટે ગયો. આટઆટલો ત્રાસ સહન કર્યા પછી, આટઆટલી મનો-યાતના મૂગે મ્હોડે સહન કર્યા પછી તે ઇન્દુલાલને આત્મસમર્પણ કરવા તૈયાર થઇ. એના જીવનમાં એકલા ઇન્દુલાલે અમીબિંદુ રેડ્યાં હતાં. એ જ એનો દિલસોજ મિત્ર થઇ રહ્યો હતો. એણે જ એના વીરાંગના સમા વર્તનની કદર કરી હતી. એ એનું પ્રતાપી સ્ત્રીત્વ પીછાની શક્યો હતો. કાન્તિલાલની શરીરલોલુપતા આગળ ઇન્દુલાલનો આજસુધીનો નિઃસ્વાર્થી નિર્મળ સ્નેહ એને સ્વર્ગમૈત્રી લાગ્યો ને એ ઈન્દુની થઇ ગઇ. એણે ઈન્દુને પોતાનો પતિ ગણ્યો–ઉભયે ગાંધર્વલગ્ન થયલું માની લીધું અને એ રીતે હિંદુસમાજની ગોઝારી લગ્નસંસ્થાપર બંનેએ પૂળો મૂક્યો! આ બંડનું પરિણામ કેવું આવશે તેનો વિચાર કરવાનો આ વખત ન્હોતો. બંને જુવાન હતાં, બંને ભાવનાવાદી હતાં અને બંને સમાજની જુલ્લાકીથી ત્રાસી ગયાં હતાં. આવા ત્રસ્ત આત્માઓ નિરાશાની તળેટીએ જતાં ભયંકર વડવાનળ લઇને બહાર આવે તેમાં કંઇ નવાઇ નથી.

જયાની અભંગ દલીલ ઈન્દુલાલ તોડી શક્યો નહિ. તે પોતે જયાનાજ સંઘનો હતો, પણ હજુ તે જયા જેટલો બંડખોર બન્યો ન્હોતો. ગણીગણીને ડગલાં ભરવાના પુરૂષના સ્વભાવથી ઈન્દુલાલ મુક્ત ન્હોતો. પુરૂષ વિચાર કરે છે, યોજના ઘડે છે, સોવાર એ

યોજનાને તર્કશાસ્ત્રની સરાણપર ઘસી જુએ છે, તેમાં "સુધારા વધારા" કરે છે, "સુધારા વધારાપર" વિચાર કરે છે, પછી અમુક નિશ્ચય પર આવે છે અને તે પછી આખી દુનિયાના લાભાલાભનો વિચાર કર્યા વિના પોતાની યોજના સફળ કરવાને મેદાને પડે છે. તેની કુચમાં કોઇ નડે તો તેનો નાશ કરે છે. આવા નાશમાં તે આનંદ પામે છે ને પોતાની મહત્વાકાંક્ષા સફળ થયા પછી પણ જંપતો નથી. તરત જ તે બીજી મહત્વાકાંક્ષાને વરે છે. સ્ત્રી આથી જૂદીજ જાતની છે. તે સહન કરવા જન્મે છે. સહન કરવામાં તે મઝા માણે છે. પુરૂષોના વિનાશપર તે અંકુશ રાખે છે. પુરૂષોની વિનાશક શક્તિને તે ખાળે છે. હંમેશાં તે સર્જવાની શોખીન રહે છે. એને કલા જોઇએ છે, સૌન્દર્ય જોઇએ છે, પ્રભુતા જોઇએ છે, અને કલા તથા સૌન્દર્યના ખૂનીની એ દુશ્મન થાય છે. એ સહજ દુશ્મનાવટ કરતી નથી; પણ એકવાર એના હૃદયમાં વૈરભાવ જાગ્રત થયા પછી એ ભયંકર વેર લે છે. જયાએ હિંદુસમાજમાં કલા અને સૌન્દર્ય શોધવાને ઘણાંય વલખાં માર્યાં; એ નિરાશ થઇ. કાંતિલાલ એને સૌન્દર્યનો ખૂની જ જણાયો ને તે વીફરી. સ્ત્રી એકવાર વીફર્યા પછી પરિણામનો વિચાર કરતી નથી. તે આંખ મીંચીને ધપી જ જાય છે. અંધારામાંથી માર્ગ કાપતાં કાપતાં સ્હવારે રસ્તો ઓળખી શકાશે કે નહિ તેની તે દરકાર કરતી નથી. અંધકારમાંથી કે ગમે ત્યાંથી આવતા કોઇ પાગલ બંસીના નાદની પાછળ પાછળ તે ઘસડાઇ જાય છે ને પછી ? પછી મોતને હસતી હસતી ભેટે છે.

"તું જરા શાંતિથી વાત કર. આપણે હજુ ઘણાં જંગલ વટાવવાનાં છે." ઇન્દુલાલે થોડીવાર પછી પુનઃ જયાને કહ્યું: "તું જાણે છે કે હું તારે માટે પ્રાણ પટકી નાખવાને તૈયાર છું. પણ મારી સાથે રહીને તું દુઃખી થાય એ મારાથી સહન થવાનું નથી."

"ગાંડા ! તારી સાથે હું દુઃખી થાઉં જ શી રીતે ? તારી સાથે તો હું દુનિયામાં સ્વર્ગ લાવીશ."

" ખરું; આપણે બેને માટે સ્વર્ગ ઉતારી શકાશે. દુનિયા માટે નહિ."

" વળી તેં દુનિયાની વાત કરી ?"

" સાગરમાં રહીને મગર સાથે વેર બાંધી શકાશે ?"

" આ દોઢડાહ્યાની વાત ! મગર સાથે વેર ન બાંધવું હોય તો બંડ કરવાની જરૂર જ શી છે ? જો મારે દુનિયામાં રહેવું હોત તો ડાહીડમરી થઇને કાંતિલાલને પગે લાગી માફી માગીને તેના ઘરમાં બેસી ન જાત ?" જયા ઉશ્કેરાઇ.

"હજુ એ તને જંપવા દેશે નહિ. સમજી! હજુ ખરો સંગ્રામ તો હવે પછી જામશે."

"એટલે એ મારો ચોટલો પકડી મને ખેંચી જશે એમ ?"

" કદાચ એમ પણ બને !"

" ને તે વખતે તું ચુપચુપ ઉભો રહેશે !" જયાની આંખમાંથી અગ્નિ ખર્યો.

" હું તે વખતે હાજર પણ ન હોઉં તો !"

" તો હું એને બળતા કોલસા ખવાડીશ, સમજ્યો ?"

ઇન્દુ હસ્યો. જયાની દઢતા જોઇ તેને વ્હાલ આવ્યું ને તેણે જયાને એક મીઠા ચુંબનથી વધાવી લીધી.

એ જ પળે બારણાની સાંકળ કોઇએ ખખડાવી.

" કોણ છે ?" જયાએ પૂછ્યું.

" એ તો હું બ્હેન !—" હર્ષદરાયનો ગંભીર અવાજ સંભળાયો. જયાએ તરત બારણાં ખોલ્યાં ને હર્ષદરાય ગંભીર ચહેરે ઇન્દુએ ખાલી કરેલી ખુરશીપર બેઠા.

" બ્હેન ! હવે તારો શો વિચાર છે ?" હર્ષદરાયે તરત વાત છેડી.

" શાનો બાપુજી !" અજાણી થઇ જયાએ સામો સવાલ પૂછ્યો.

" તારો'સ્તો ! તારાથી ઇન્દુલાલને ત્યાં હંમેશાં રહેવાશે ?"

"કેમ નહિ રહેવાય ?"

"જયા ! બ્હેન ! આટલાં બધાં માથાફરેલ ન થઇએ. તારાં લગ્ન કમનસિબે દુઃખકર નીવડયાં તે માટે હું દિલગીર છું. હું તને જીંદગીભર મારે ઘેર રાખીશ પણ તને અહિં તો એક દિવસ પણ રહેવા દઇશ નહિ."

ઈન્દુલાલ ચુપચુપ આ વાત સાંભળી રહ્યો. જયા ગંભીર થઇ. પાંચ મિનિટ પહેલાં તે આખી દુનિયાની ઉપરવટ થવાને તૈયાર થઇ હતી, પણ વૃદ્ધ પિતાની નજર સાથે નજર મળતાં જ તે જરા ઢીલી પડી ગઇ.

"તને દુઃખી ન કરવાના હેતુથી મેં કોર્ટમાં તારી તરફેણ કરી ને તમે બંને માનભર છૂટી આવ્યાં. ઈન્દુલાલ માટે મને ઘણું માન છે; પણ તમે બંને સમજી શકશો કે તમે સાથે રહો એ ઇચ્છવાજોગ નથી."

"પણ બાપુજી ! અમદાવાદમાં મને મારી મા જંપવા દેશે ખરી ? એ તો મને જોતાંજ કાળી નાગણ થઈ જશે ને સુખે કોળીયો પણ નહિ ખાવા દે–" જયા દયામણા સ્વરે બોલી.

"એનો કંઇ ઉપાય નથી. અભણ બૈરાંઓ હોય ત્યાં એમજ ચાલવાનું. બ્હેન ! કર્મેં લખ્યું વેઠયા વિના છૂટકો છે ?"

"હું ઇન્દુલાલ સાથે રહું તેમાં તમને કંઇ વાંધો છે ?" જયાએ 'તમને' શબ્દપર ખાસ ભાર મૂકયો.

"વાંધો કેમ નહિ ? મારે મારી આબરૂને કલંક લાગવા દેવું નથી."

"એમાં કલંક શાનું ?"

"તું પણ કેવી નાદાન જેવી વાત કરે છે ? તું ઇન્દુલાલ જેવા યુવાન સાથે એકલી રહે એમાં કલંક નહિ ? ઈન્દુલાલ ! તમે શું કહો છો ?"

" લૌકિક નજરે કલંક તો ખરું–" ઇન્દુલાલ કમને બોલ્યો.

"ચાલ, બ્હેન ! આજની રાત મણીલાલને ત્યાં રહી કાલે સ્હવારે આપણે અમદાવાદ ઉપડી જઇશું. ઇન્દુલાલ ! મારા ધોળાપર દયા કરી તમે એને સમજાવીને મારી સાથે મોકલો–" હર્ષદરાય જેમતેમ આંસુ ખાળી શકયા.

જયા ને ઇન્દુલાલ બંને પીગળ્યાં. એક ઘડી પહેલાંનું ઉભયનું સુખ હવામાં ઉડી ગયું ને વડીલ પ્રત્યેના પ્રેમથી જયા પિતાની સાથે જવા તૈયાર થઇ.

" ચાલો પિતાજી ! તમારા દીલને હું મારે ખાતર દુ:ખી કરવા માગતી નથી, પણ જો કાંતિલાલને ત્યાં મને મોકલવાની કોઇપણ કોશેશ કરશે તો હું હાથમાં રહીશ નહિ."

" હું તને ત્યાં નહિ મોકલું બ્હેન ! "

જયાએ ટ્રંક તૈયાર કરી. ઇન્દુ હેલકરી બોલાવી લાવ્યો અને હર્ષદરાય જયાને લઇ જવા તૈયાર થયા.

" હું જાઉં છું ઇન્દુ ! " જતાં જતાં જયા કરૂણ સ્વરે બોલી ને બીજીજ ક્ષણે તેની આંખમાંથી દડ દડ આંસુ નીકળી પડયાં.

ઇન્દુ કંઇ બોલી ન શકયો. તેણે ડોકું હલાવી જયાને રજા આપી ને જયા ગયા પછી આરામખુરશીપર પડી તે છૂટે મ્હોડે રોયો. " **વ્હાલાંની વસમી વિદાય** " તે આ !

## પ્રકરણ ૪ થુ.

### રાધાનાથ.

એક જ ભૂલ અને હંમેશનો નર્કવાસ! એક જ ભૂલ ને નાખો એ ભૂલ કરનાર હરામજાદી સ્ત્રીને વેશ્યાવાડામાં! પવિત્રતાથી ઝગઝગી રહેલા હિન્દુ સમાજનો આ પોલાદી કાયદો છે. હિન્દુ પુરૂષોને પવિત્રતાની પરવા નથી. તેઓ એક જીવતીપર બીજી કરે, તીજોરીમાં સોના ચાંદીના સીક્કા હોય તો બે ઘડીની મોજને ખાતર રાંડો રાખે–તેનું કંઇ નહિ. પુરૂષો તો તાંબાના લોટા! માંજ્યા એટલે પવિત્ર! પણ સ્ત્રી? એ તો માટીનો ઘડો! એકવાર એંઠો થયો કે હંમેશને માટે નકામો! સસ્તો ખરો ને? કોઇ બેઝીલ બ્લેકેટ જેવો જાદુગર ખજાનચી માટીની કિમ્મત "એક્ષચેંજ" ના છુમંતરથી સોના જેટલી કરી નાખે તો તરત જ હિંદુ શાસ્ત્રોમાંથી માટીની પ્રશંસાના હજારો મંત્રો શોધનારા શાસ્ત્રીઓની ફોજ મેદાને પડી જશે. કોઇ દૈવી સવારે અંગ્રેજ સરકાર માટીના ઘડાપર ભારીમાં ભારી કર નાખે તો હિંદુઓ તરત માટીના ઘડાને પવિત્ર માની લેશે. પણ સ્ત્રી? નહિ. એ સોંઘી મજુરણની કિમ્મત માટીના ઘડા જેટલી પણ નથી. એ હિંદુસમાજમાં જન્મી ત્યારથી જ તેને માથે અખંડ ગુલામીની છાપ મરાઇ જાય છે ને તે વેસ્યા થાય ત્યારે જ "સ્વતંત્ર" બને છે!

લલિતાએ એક ભૂલ કરી. તેના વ્યસની, રંડીબાજ રોગી પતિના મરણ પછી આ જુવાન સ્ત્રી રામશંકર સમાધાનીના પ્રેમનો લ્હાવો ચાખી આવી. રામશંકરે એને દગો દીધો. મ્હાલી ડોસી એને મુંબઇ લઇ આવી ને મુંબઇના એક નીચ દલાલે એને વેશ્યા-

ખાનામાં મોકલી. તારાને ત્યાં એ વેશ્યાવૃત્તિ શીખી. ધીમે ધીમે એ કલામાં પારંગત થતી ગઈ અને હવે એને એ પતીત જીવનનો શોક થતો નથી. એ ગમે ત્યાં ફરે હરે છે, દીલખુશ અમન ચૈન ઉડાવે છે, અનેક યુવાનોને નયનને ઇશારે નચાવે છે ને અમર્યાદ સ્વચ્છંદ જીવન ગાળે છે. હવે એને ડગલે ને પગલે સતીધર્મની ગીતા સાંભળવી પડતી નથી, મંદિરોમાં ભટકી દેહનું સાર્થક કરવું પડતું નથી ને જીવંકાર ડોશીના મ્હેણાં સાંભળવાં પડતાં નથી. એ જીવે છે—એક ભયંકર, અરાજક, સ્વચ્છંદ વ્યક્તિ તરીકે! એના જીવનને કોઇ બાધા નડતી નથી, કોઇ નિયમ નડતો નથી, કોઇ બંધન એને બાંધી શકતું નથી. એ સમજે છે કે એની પાસે બે મહામૂલી ચીજો છે. યોવન અને રૂપ! આ વેચી ન શકાય એવી વસ્તુઓ એ વેચી રહી છે ને ત્યારથી હિન્દુસમાજની એક ટૂકડા માટે વલખાં મારતી વિધવા દ્રવ્યને ઠોકરે મારતી થઇ છે. માને ત્યાં એને પૈસા પૈસા માટે ઓશીઆળું રહેવું પડતું. હવે એ લક્ષ્મીને તૃણવત્ ગણી ગમે તેમ પૈસા ઉડાવે છે. "કરકસર" શી ચીજ છે તે એ ભૂલી ગઇ છે. મર્યાદા અને શરમ એના ભૂતકાળમાં ગર્ક થઇ ગયાં છે. એની કાળી આંખોમાં પ્રથમ જે નમ્રતા અને સ્નેહાળતા હતાં તે ઉડી ગયાં છે. હવે તેની આંખો મદીલી, મસ્ત અને મારકણી બની છે. વદનપર બેપીકરાઈ અને નિષ્કાળજીની છટા આવી છે. શરીરમાં સ્વચ્છંદતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું છે. ધર્મ, કર્મ, સમાજબંધન, લાજમર્યાદા, આ શબ્દો એના શબ્દકોષમાંથી છેકાઈ ગયા છે.

લલિતા હવે પ્રથમની ગરીબ, ભીરૂ વિધવા રહી નથી. તે કાળાં વસ્ત્ર પહેરતી નથી, એકવાર ખાતી નથી, વ્રત તપ કરતી નથી; પણ સુંદર મુલાયમ રેશમી વસ્ત્રોમાં સજ્જ થઇ, મન ગમતાં મિષ્ટાન્ન ખાઇ ભલભલાને પોતાના ગુલામ બનાવે છે. એ ગર્ભવતી થયા પછી સમાજમાં રહી હોત તો આખી હિંદુસમાજ એનાપર થૂંકત. એની મા કદાચ એને ઝેર પાઇ મારી નાખત. એ ભ્રષ્ટ, પતિત

અસ્પૃશ્ય ગણાત. એ સમાજની બ્હાર ચાલી ગઇ કે તરત સમાજના પ્રતિષ્ઠિત થાંભલાઓ એના પગની ખાખ ચૂમવા તૈયાર થઇ ગયા. એ મહામાયા છે, એનામાં સમાજના ઉંચા શિખરપર અભિમાનથી ચોંટી બેઠેલા નેતાઓને પોતાના ચરણ ચુમાવવાની તાકાત છે, તે એ હવે જ સમજી. જે લલિતા જીવંકાર ડોશીને ત્યાં એક મીઠા બોલ માટે ટળવળી મરતી હતી તે હવે અનેક શ્રીમંતો પાસે ગુલામી કરાવતી હતી. ટૂંકામાં એ કાંદાવાડીમાં નાનું રાજ્ય સ્થાપી બેઠી હતી.

કનૈયાલાલ બે ત્રણ મહિનામાં એને તજી ગયો. તેના કવિત્વથી લલિતા ધરાઇ ગઇ હતી ને લલિતાના રૂપથી કનૈયો ધરાઇ ગયો હતો. લલિતા આ કવિનો દંભ પામી ગઇ હતી. તેને કનૈયાના ગજવાનો ભાર હલકો કરવા શિવાય બીજી કંઇ દરકાર ન્હોતી. કનૈયો ગયા પછી તેનું સ્થાન જગમોહન નામના શેરદલાલે લીધું. ચાર પાંચ મહિનામાં લલિતા બે ત્રણ હજારની માલીક થઇ ગઇ. તેના કબાટમાં ડઝનેક રેશમી સાડીઓ વા ખાવા લાગી; પોલકાઓ ને ચોળીઓનો રાફડો ફાટ્યો. તેની દેહપર ભાતભાતના અલંકારો શોભવા લાગ્યા. તારા તેની કમાણીમાંથી અરધો હીસ્સો લઇ લેતી હતી; છતાં લલિતા થોડા સમયમાં "ચીકારાવાળી" થઇ ગઇ. છ મહિનામાં તે એટલી બધી બદલાઈ ગઈ કે સુરતને સાવ ભૂલી ગઇ. તેની મા ને ભાઇ ભૂતકાળમાં દટાઇ ગયાં. કોઈ કોઈ વાર તેને જયાની યાદ આવતી ને તેટલી પળો તે વેશ્યાજીવનથી થરથરી ઉઠતી. તે પળે તે એકાદ ઉંડા નિસાસો નાખી પસ્તાતીઃ પણ થોડી જ વારમાં મોજશોખમાં ગુલતાન થઇ કોઇ લહેરીલાલ સાથે રાસ રમવા નીકળી પડતી.

"કેમ લલી ! હવે તો તને ગમે છે ને ?" તારાએ લલિતા પલોટાઈ ગયા પછી એક સાંજે પૂછ્યું.

"હા. તારા બ્હેન! તમે મને ઠેકાણે પાડી. તમારો આભાર હું કદિ નહિ ભૂલું." લલિતા હસીને બોલી.

"હવે તારી ખાત્રી થઇને કે દુનિયાને પવિત્રતા ગમતી નથી પણ પાપ જ ગમે છે?" તારાએ પ્રશ્ન કર્યો.

"હા. દુનિયાને પાપ જ ગમે છે. પવિત્રતા અને સદાચાર ઉપરથી દેખાડવાના ઢોંગ છે. જોતાં નથી પેલો મહારાજ મારી પાસે આવે છે તે! એ દિવસમાં ત્રણવાર પ્રેમઘેલા પ્રેમલીઓને દર્શન કરાવતો હશે, તેમની દોલત લુંટતો હશે, તેમને છતી આંખે આંધળા બનાવતો હશે; અને રાતે? રાતે એનો ધર્મ ચરવા જાય છે, એનો શિરીરાજ ઉંઘી જાય છે ને એ મારી ગુલામી કરે છે. તારા બ્હેન! મને એમ થાય છે કે આપણા લોકોને આંખ છે કે નહિ?"

"હોય તો આવું ચાલે ખરૂં? અમારા કાઠિયાવાડમાં, અમારી ખવાસ જાતમાં તો આ ધંધો સોનાના નળિઆનો મનાય છે. અમને અમારી મા અથવા સાસુ અથવા અમારો પતિ પણ અહિં લઇ આવે છે. મુંબઇના બજારમાં પાંચ પૈસા પેદા કરી અમે દેશ જઇએ છીએ ત્યારે પૈસાને પૂજનારી અમારી નાત અમને પૈસાદાર ગણીને અમારી પૂજા કરે છે. સુરતના કેટલાક ઘાંચીઓ ને ગોલાઓ પણ એ જ ધંધો લઇ બેઠા છે. તમારા સુરતના સ્ટેશનપર પહેલાં ઘાંચણો ને ગોલણો હેલકરીનો ધંધો કરતી હતી. પણ હવે કેટલી એવો ધંધો કરે છે? શા માટે કરે? મુંબાઇ જેવા શહેરમાં વગર મહેનતે દિવસના સવા તોલો સોનું મળતું હોય તો ગદ્ધા મહેનત કરવા કોણ જાય?"

"ખરી વાત, પણ અમારામાં એવું નથી ચાલતું."

"નથી ચાલતું તેથી તો તમારી નાતની વિધવાઓને કાળાં કરવાં પડે છે." તારા જરા આવેશમાં આવી બોલી. "બ્હેન! આ

ધંધો નીચ છે એ વાત ખરી, પણ એ ધંધાને ઉત્તેજન કોણ આપે છે ? હું ખરા જીગરથી કહું છું કે સત્યાનાશ જજો આ ધંધાનું ! સત્યાનાશ જજો તે પુરૂષોનું કે જેઓ વાસનાના અગ્નિમાં ઘી હોમી આ ભડભડતી ચિતાને સળગતી રાખે છે. સત્યાનાશ જજો તે દેશનું કે જ્યાં વેસ્યાની પહેલી સૃષ્ટિ ઉત્પન્ન થઇ હોય ! આપણે જાણીએ છીએ કે આપણા જીવતરમાં સ્નેહ નથી. પણ તે માટે કોણ જવાબદાર છે ? અમારા જેવી હલકી નાતોનું તો જાણે સમજ્યા. પણ તારી આવી હાલત કરનાર કોણ છે ? તારી મા–તારો ભાઇ–ને તેમની સાથે તારી આખી નાત ! તમારા વાણીઆ લોકોની જુવાન વિધવાઓ સતી સીતાની દીકરીઓ નથી કે જુવાનીમાં વિધવા થયા પછી સાધુડી થઇ જાય ! એ દહાડા ગયા બ્હેન ! જો તને પુનર્લગ્નની છૂટ હોત તો તારી આવી હાલત થાત ખરી ? ”

“ નહિસ્તો ! ” કહી લલિતાએ એક નિઃશ્વાસ નાખ્યો : “ તારાબ્હેન, અમારા લોકો એમ સુધરવાના નથી. એ લોકો વાર્યા નહિ વળે પણ હાર્યાં વળશે. જ્યારે છૂપાં પાપ વધી જશે ત્યારે જખ મારીને ઠેકાણે આવશે.”

આવી વાતચીત થતી હતી એટલામાં લલિતાનો આશક રાધાનાથ આવ્યો ને વાત અટકી. તારા હસતી હસતી પોતાના ઓરડામાં ચાલી ગઇ. લલિતાએ સ્મિત કરી રાધાનાથને આવકાર આપી એક સોફાપર બેસાડ્યો ને જાણીજોઇને માથાપરનો છેડો નખરાં કરતાં ખસેડી નાખ્યો. તેના વાળ હજુ ટૂંકા હતા પણ તારાએ તેને બનાવટી વાળની વીગ આણી આપી હતી એટલે લલિતાના વાળની છટા ન્યારી જ થઇ ગઇ હતી. ગુંથેલા વાળનો તેનો મોહક અંબોડો તેની સુંદરતા બેવડાવી નાંખતો હતો. તેના ઉન્નત ઉરજપરથી સાડીનો છેડો ખસી ગયો હતો. ગળામાં લટકતો ચંદનહાર તેની છાતીપર નાચી રહ્યો હતો અને રાધાનાથ એ જોઇ પાગલ થઇ જતો હતો.

"તમે પેલી જરીની સાડી ભરાવી?" લલિતાએ નયનબાણ મારી, પાનની પટી રાધાનાથને આપતાં પૂછ્યું.

"હા. વ્હાલી! તારા કરતાં સાડી વધારે છે? કાલે તને શાસ્ત્રીજી એ સાડી આપી જશે." રાધાનાથે જવાબ આપ્યો.

રાધાનાથ ગીરગામ બેકરોડપર આવેલા ગિરિરાજના એક મંદિરનો મહારાજ હતો. સ્હવારથી સાંજ સુધી એના મંદિરમાં અંધશ્રદ્ધાળુઓના ટોળાં જામેલા રહેતા હતા. અનેક રીતે એ એના ભક્તોને ધૂતતો. એની તિજોરીમાં કદિ કાણું પડતું નહિ. સ્હવારે એ ન્હાતો ત્યારે એના ભીના ધોતીયાને નીચોવી અભણ પ્રેમલી સ્ત્રીઓ "પંચામૃત" પીતી. એ વખતે એ ગોપીઓમાં કહાન, જેવો હસતો હસતો નિર્લજ્જ ચાળા કરતો ઉભો રહેતો ને કોઈ ભાગ્યશાળી યુવતીપર એની અમી નજર થઈ જતી તો તરત તે યુવતી એના શયનગૃહમાં જઈ પાવન થઈ આવતી. આવા ધુતારાને સમાજ ધર્મગુરૂ ગણતી ને એ ધર્મગુરૂ ગણાતો.

તેની ઉમ્મર આશરે ૪૦–૪૫ વર્ષની હતી. માથાપર લાંબો ચોટલો હતો. મ્હોં ગોળમટોળ ચોખા જેવું હતું. દરરોજ મિષ્ટ પદાર્થો ખાવાથી તેના શરીરમાં ચરબી વધી ગઇ હતી ને તેની ફાંદ ફુટબોલ જેવી થઇ ગઇ હતી. છતાં એ એની પ્રેમલીઓને બેડોળ જણાતો નહિ. એની આંખોમાં વિષયવાસના ચીકાર ભરી હતી. અતિશય કામવાસનાથી એની આંખોની આસપાસ કાળાં કુંડાળાં પડી ગયા હતા પણ મ્હોંપર પીળાશ આવી ન્હોતી. યાકુતી, વસંતમાલતી વગેરે દવાઓનો એ છૂટથી ઉપયોગ કરતો ને તેથી એની શક્તિ ટકી રહી હતી. સ્હવારથી સાંજ સુધી મંદિરમાં એ પહોળી લાલ કિનારનું ધોતર અને શરબતી મલમલનું અંગરખું પહેરતો. લલિતાને ત્યાં તે જૂદા જ વેષમાં આવતો. હમણાં તેણે ઉત્તર હિંદુસ્થાનની ફેશનનો

લાંબો ડગલો પહેર્યો હતો, પગમાં પગની ચામડી સાથે ચોંટી જતો પાયજામો પહેર્યો હતો. અને માથાપર સાફો લગાવી દીધો હતો. વસ્ત્રોની ટાપટીપ છતાં એનું કુરૂપ શરીર શોભતું ન્હોતું. લલિતાને એ બીલકૂલ ગમતો ન્હોતો. ફક્ત એની તિજોરી ખાલી કરવા માટે જ તે એની સાથે આંખ લડાવી રહી હતી !

"પ્યારી ! મારે ત્યાં અનેક રમણીઓ આવે છે, પણ તારી છટા ન્યારી જ છે. તારા પર હું પાગલ થઈ ગયો છું. લાવ, પ્યાલા કાઢ. આજે મારે મુગલાઈ રંગરાગનો લ્હાવો લેવો છે."

"જેવી તમારી મરજી. આ તો વિલાસભવન છે. ખાઓ, પીઓ ને એશ કરો—" લલિતા હસીને બોલી ને રાઉન્ડટેબલપર બે પ્યાલા ગોઠવી દીધા. રાધાનાથે સ્હવારે પોતાના શાસ્ત્રી સાથે મોકલી આપેલી "શેમ્પેન"ની બાટલી લલિતાએ કબાટમાંથી બ્હાર કાઢી ને બંને શેમ્પેનના પ્યાલા ઉડાવવા લાગ્યાં. અરધા કલાક પછી રાધાનાથ મનુષ્ય મટી જાનવર થઈ ગયો ને લલિતા એ વાંદરને ગમે તેમ નચાવવા લાગી. અત્યારે તે રાધાનાથને તેના બુટ સાફ કરવા કહેત તોપણ તે ના પાડત નહિ.

## પ્રકરણ ૫ મું.

### સુમિત્રાનું બોઇલર ફાટ્યું !

હર્ષદરાય જયાને લઈ અમદાવાદ ગયા ને બન્નેએ ઘરમાં પગ મૂકતાં જ સુમિત્રાનું બોઇલર ફાટીને કટકે કટકા થઇ ગયું. જયાની સામે તેના હીરા જેવા જમાઇએ કેસ માંડ્યો, જયા નાસી ગઈ, જયા ઇન્દુલાલની સાથે જઇને રહી, એ વાત જાણી ત્યારથી જ સુમિત્રા જયાને મુએલી માની બેઠી હતી. એણે માદીકરીનો સંબંધ તોડીને એ સંબંધનો રહ્યોસહ્યો અવશેષ સાબરમતીમાં ફેંકી દીધો હતો. જયા મારી દીકરી જ નથી–મને કંઈ સંતતિ હતી જ નહિ એમ એ માની બેઠી હતી. જયાએ પોતાના જંગલી તરંગોને વશ થઇને પોતાની જાત ભ્રષ્ટ કરી, માની કુખ લજવી, સાત પેઢીને કલંક લગાડ્યું એવી સુમિત્રાની અતૂટ માન્યતા હતી. હર્ષદરાયે જે ગતની જુબાની આપી હતી તેનો વાયરલેસ તાર પણ સુમિત્રાને પહોંચી ગયો હતો અને તે પરથી તે માની બેઠી હતી કે તેની આવતી સાતે સાત પેઢી રસાતળ જવાની. ઉપરથી સાક્ષાત પરમાત્મા આવીને તેને બીજી વાત કહે તો પણ તે માને એમ ન્હોતું. તે ગલથુથીમાંથી ધર્મને નામે જંગલી સિદ્ધાંતો ભણી આવી હતી. ભાવના, આદર્શ, તરંગ, સ્વર્ગિય સંસાર એ બધી વાતો તેને મન અનાચાર જેવી હતી. તે સાચા દીલથી માનતી હતી કે જયા જેવી દુષ્ટ, પાપી, અનાચારી અને નર્કની અધિકારી સ્ત્રી કોઇ જ નહિ હશે. પતિને— આલોક અને પરલોકના માલીકને– પારકો ગણી, બીજા પરાયા યુવાનને ઘેર જઇ રહેનાર તેની દીકરી જયા સુમિત્રાને રાક્ષસી કરતાં પણ ભૂંડી લાગી હતી. હર્ષદરાયે જયાની બ્હાર કરી, અદાલતમાં જુબાની આપી ત્યારથી અમદાવાદની આખી

વણિકની ન્યાત ખળભળી ઉઠી હતી. હર્ષદરાયને ન્યાતબ્હાર મૂકયા વિના ધર્મ અને સતીત્વ નથીજ સચવાવાનાં, એવી બાંગો મરાઈ હતા અને ન્યાતબહાર થવાની વાત સાંભળી ત્યારથી સુમિત્રાના પાણી મરી ગયા હતા. "ન્યાત બ્હાર થવું" એટલે રૌરવ નર્કમાં જવા કરતાં પણ ભૂંડું: એવી તેની પાકી ખાત્રી હતી. રૌરવ નર્કમાં તે જઈ આવી ન્હોતી ને કોઇ જન્મે જઇ આવી હોય તો તેની યાદ તાજી રાખવાની શક્તિ બ્રહ્માએ તેને આપી ન્હોતી, છતાં સુમિત્રા એમ માનતી હતી કે જગતમાં જન્મ લઇને કર્મચંડાળ નીવડે તે જ ન્યાતબ્હાર થાય! ન્યાત એટલે ગંગાનો પ્રવાહ! ન્યાતનું પંચ એટલે પરમાત્મા! પંચ બોલે ત્યાં પરમાત્મા બોલે! પંચ કદિ કંઈ અયોગ્ય કરે જ નહિ! ને જે એ પંચને દુભે તે સીધો નર્કમાં જ જાય! આવી માન્યતાવાળી સુમિત્રાને કર્મે હર્ષદરાય જેવો પતિ અને જયા જેવી પુત્રી મળી એટલે એ બિચારીથી શી રીતે જીવાય?

"આવો ઈન્દુલાલનાં પટરાણી!" જયાને જોતાંવાર સુમિત્રા મ્હોં મચકોડી બોલી. "તમે પણ આ નામચીન દીકરીની વ્હારે બરાબર ધાયા હો!" બીજું વાક્ય તેણે પોતાના "પરમાત્મા"ને સંભળાવ્યું.

હર્ષદરાય અને જયા ઉભય મૌન રહ્યાં. હર્ષદરાય સામાન મુકી ડગલો ને પાઘડી કાઢી તકીએ અઢેલી ચટાઇપર પડયા. જયા પાછલા ખંડમાં ગઇ. પણ સુમિત્રા એમ ઠંડી પડી જાય એવી ન્હોતી.

"નાતમાં શી વાતો થાય છે તે જાણો છો? હવે કયે મ્હોડે દુનિયામાં ફરશો? આવી કજાત દીકરીના કરતાં હું વાંઝણી રહી હોત તો સારૂં થાત! રાંડ ફાટી ફાટી છેક જ ફાટી ગઇ? નહિ માબાપની થઇ ને નહિ ધણીની થઇ! હવે તમે આ ગોધા જેવી છોકરીને આખી જીંદગી ઘરમાં રાખવાના છો? તમારે સુધારાવાળા થવું હોય

તો આ પાવૈયાને સંભાળી બેસી રહો. આપણાથી એના રંગઢંગ ખમાવાના નથી ”.........સુમિત્રા ગુસ્સાથી બબડી. એ યુધ્ધે ચઢી હતી. આકાશમાં છૂપાયલો કોઈ અગમ્ય દેવ એના દીલમાં ભરાયો હતો અને સનાતન ધર્મનો દ્રોહ કરનારી બદમાસ જયાને ભયંકર સજા કરવાની એ દેવ એને પ્રેરણા કરી રહ્યો હતો.

હર્ષદરાય સુમિત્રાની લવરી સાંભળી ગમગીનીથી હસ્યા. પણ એ હાસ્ય જોઈ સુમિત્રા વધુ વીફરી.

“ તમને પણ આ રાંડે વશ કરી લીધા છે કે શું ? જરા તો વિચાર કરો. અઢાર વીસ વર્ષની છોકરી ધણી સાથે કોરટ દરબારે ચઢી આવી એ શું નાનાસૂના ખેલ છે ? ઓ મા રે ! હડહડતો કળીયુગ આવ્યો, નહિ તો દીકરી જાતની શું મગદૂર કે• ધણીની સામે ચકાર પણ કરે ! આ રાંડ તો ભર કોરટમાં જઇને કહી આવી કે કાંતિલાલ મારો ધણી જ નથી ! મુઆ ગોરાઓના કાયદા પણ કઇ જાતના બળ્યા છે ! જરાજે જયાની વાત માની લીધી ને એને ને પેલા કાળમુખાને છોડી દીધા. એ ગોરા લોકો ગમે તેમ નાચશે તે ચાલશે. વાણિયા બામણમાં એવા નાગાવેડા ચાલવાના છે ? ગોરાઓને શું છે ? મુઆઓ ગમે તે ખાય, ગમે તે પીએ ને ગમે ત્યાં નાચતા ફરે ! આવો ભ્રષ્ટાચાર એ લોકો ચાલવા દેશે તો એનું રાજ ઘડીભર પણ ટકવાનું નથી. ” સુમિત્રાએ બ્રિટિશરાજનો યમઘંટ સંભળાવી દીધો.

“ તું હવે ચુપ રહીને ખાવાપીવાની તૈયારી કરશે ? ” હર્ષદરાય કંટાળીને બોલ્યા.

“ મને શા માટે કહો છો ? કરશે તમારી દીકરી ! લઈ આવ્યા છોને !—”

“ તું ચૂપ મરી રહેજે હં ! નહિ તો નકામી ગાર ખાઇ જશે.” હર્ષદરાયને ગુસ્સો ચઢયો : “ મારે કરમે આ પીડા ક્યાંથી આવી ? ”

"તમારે મારવી હોય તો મારી નાખો. હવે એટલું બાકી છે. લો, એ સીધી વાતો પણ અમારાથી ન કહેવાય ? તમે કહો તો તમારી દીકરીને આખી નાતમાં પાવૈયાની પેઠે નાચવા દઉં—"

"બા ! હવે બહુ થયું. માફ કર." જયા ગદ્‌ગદ્ કંઠે બોલી.

"ઓહોહો ! શાણી સીતા ! હું તને બગલીને સારી પેઠે ઓળખું છું, સમજી ! મુઆ આજકાલના બધા ભણેલા એવા જ ! મોઢે મીઠા ને પેટમાં તો કાળા ! તને કંઈ શરમબરમ આવે છે ? મુંબઈ જેવા શહેરમાં આવો ભવાડો કરતાં તને લાજ ન આવી ? તારો માટી તારૂં પેટ ભરતો ન્હોતો ? એને ત્યાં તને શું ઓછું પડ્યું ? આવો ભણેલો ગણેલો વર ન ગમ્યો તો પછી રાંડ ! તારે માટે તે કેવાક "સોયંવર" કરાવીએ ?"

"બા ! બાપુજીને ભૂખ લાગી હશે." જયા હજુ પણ નમ્રતા જાળવી રહી.

"તું ને તારો બાપ ખાવું હોય તો ખાવ ; નહિ તો ગમે ત્યાં જાવ. આ ઘરમાં તારો ઓળો છે ત્યાં સુધી હું પાણી પણ પીવાની નથી."

"કેમ ? એણે તારો બાપ માર્યો છે ?" હુકમચંદરાયને ક્રોધ આવ્યા વિના ન રહ્યો.

"અરે ! બાપ માર્યો હોત તો તો કંઈ નહિ. એ કાળમુખીએ તો મારૂં નાક કાપી નાખ્યું. મારી કુળ લજવી ને હવે કોણ જાણે શા શા તમાસા બતાવશે."

"દીકરી તો તારી જ છે ને !" હુકમચંદરાયથી અનિમિષ ટંકાર થઇ ગઇ.

"દીકરી આવી પાકશે એવી ખબર હોત તો એ જન્મતાં જ હું એને ચીરીને મીઠું ભરત સમજ્યા! કંઈ કાકડી ચીભડાં હતાં કે ચીરીને ચાખી જોવાય!—"

"શું થાય ને શું નહિ તે બધી વાત આપણે પછી કરીશું. હમણાં ચૂપ રહે ને જયાને ન્હવડાવી રસોઇ કરવા દે."

"એના હાથની રસોઈ હું મરતાં પણ જમવાની નથી."

"તો તું બનાવ. મને ભૂખ લાગી છે."

બબડતી ફફડતી સુમિત્રા ઊઠી અને કુંદરાવ તથા જયાએ એક ઊંડો નિસાસો નાખ્યો.

## પ્રકરણ ૬ ઠું.

## રાજદ્વારી ચર્ચા.

કુસુમ મહિલાઆશ્રમમાં **ચં**પકલાલ અને **ભા**નુમતિની શીળી છાયા નીચે ગઇ. ત્યાં તેને કોઇ જાતની ઉપાધી ન્હોતી. કંઇ દુઃખ ન્હોતું. એની ઇચ્છા વિરૂદ્ધના લગ્નની ભયંકર ટીપમાંથી બચવા માટે એ નાસી આવી હતી. એણે બબ્બે વરને તોરણેથી પાછા વાળ્યા હતા. અને તેથી અમદાવાદની કપોળ નાત તેને રૌરવ નર્કની અધિકારી, પાપિણી તથા પતિત પિશાચિની લેખતી હતી. કુસુમનો આત્મા દૈવી જ્યોતિથી પણ અધિક પવિત્ર હતો. તેના વિચારો સ્વર્ગના દેવતાઓનો ગર્વ ગાળી નાખે તેવા ઉચ્ચ હતા, બાળા ગગનવિહારી આદર્શોની રમણિય ફુલવાડીમાં વહેવારીઆ જગતથી પર દેવદુર્લભ જીવન ગાળતી હતી, તે જોવાની કે જાણવાની કપોળ સમાજને દરકાર ન્હોતી. કુસુમના સૌંદર્યપર કાવ્યો લખવાને તલપાપડ થયલો ઢોંગી **ચી**મનલાલ હાથ ચોળી બેસી રહ્યો. અને પછી કુસુમે **મા**ધવદાસના શેરબજારીઆ પુત્ર **ન**ગીનદાસને વાંઢો મટી સંસારી થવાની તક ન આપી તેથી કુસુમની નાત તેની દુશ્મન બની હતી. તેની માતાએ કુસુમની શોધ પાછળ **છ**ગનલાલના પૈસાની હોળી કરવા માંડી. કુસુમનો પત્તો લાગ્યો. **જ**મનાએ તેનો કબજો આપવાની **ચં**પકલાલને આજ્ઞા કરી, પણ **ચં**પકલાલ કુસુમને જૂલ્મી માતાના હાથમાં સોંપી દે એવો કાયર ન્હોતો. તેણે સાફ ના પાડી. કુસુમનો કાયદાસર કબજો લેવા માટે જડસુ **જ**મનાએ કોર્ટનો આશરો લીધો. કુસુમને બહુ જ લાગી આવ્યું. તે તેની માતા સામે અદાલતમાં લડવાને સાવ નારાજ હતી. પણ અભણ **જ**મનાને વશ થઇ જીવનની ધૂળધાણી કરી નાખવી અથવા કાયદાનો આશરો લઇ લડી નાખવું એ શિવાય બાળા માટે બીજો કોઇ રસ્તો જ ન

હતો. તેણે, **ચંપકલાલે** અને **ભાનુમતિએ** **જમનાને** ઘણી ઘણી સમજાવી. કુસુમે આજન્મ બ્રહ્મચારિણી રહેવાનું વચન આપ્યું. પણ **જમના** એકની બે ન થઇ. કુસુમ આશ્રમમાં રહે તો વહી જાય, આ કળિયુગમાં કોઇ યુવાન સ્ત્રી બ્રહ્મચારિણી રહી શકે જ નહિ અને કુંવારી ગોધીઓ કાળાંધોળાં કરી આખલાની પેઠે રખડતી ફરે એવી **જમનાની** માન્યતા હતી. તેણે કુસુમને વહી જવા નહિ દેવાની પ્રતિજ્ઞા લીધી હતી. તેનો કાળથી પણ કરાલ પ્રભુ કુસુમને બચ્ચાંકચ્ચાંવાળી જોવાને આતુર થઇ રહ્યો હતો. આથી **જમનાની** હઠ ન તૂટી. વરઘોડો કોર્ટે ગયો, કુસુમ ઉમ્મર લાયક નથી એમ પુરવાર કરવાને ખોટા જન્માક્ષર રજુ થયા. પણ અંતે સત્ય તર્યું. કુસુમે શાળામાં સઘળાનો પ્રેમ જીતી લીધો હતો તેથી બધા ફુટયા પણ તેની શાળાની મ્હેતી ન ફુટી. શાળાના સર્ટીફીકેટપરથી કુસુમ ઉમ્મર લાયક ઠરી. તેની મરજી પડે ત્યાં રહેવાનો કુસુમનો હક્ક અદાલતે સ્વીકાર્યો અને **જમના** છાતીમાથું કુટતી ઘેર ગઇ. તેની ખાત્રી થઇ ગઇ કે આ કલિકાળમાં ભગવાન પણ ઉંઘી ગયો છે ! નહિ તો અદાલત આવો ન્યાય છણે ખરી ?

કુસુમ જીતી પણ એ જીતથી તેને આનંદ ન થયો. તેની અભણ માતાપર બાળાને અત્યંત દયા આવી. પણ તે લાચાર હતી. અભણ માતાની જંગલી હઠ પૂરવાને તે પોતાના સિદ્ધાંતો તોડવાને તૈયાર ન્હોતી. તે આશ્રમમાં જ રહી. પણ આ બનાવથી તેના હસમુખા વદનપરનું સ્મિત ઉડી ગયું. તે ગમગીન રહેવા લાગી. આ જ અરસામાં **જયાનો** કેસ પણ કોર્ટે ગયો હતો. તેનું પરિણામ કુસુમ જાણતી હતી, પણ તેથી ય તેને આનંદ થયો ન્હોતો. સ્વજનો સાથે આમ ક્યાં સુધી લડાશે ? એ ભયંકર પ્રશ્ન તેનું કોમળ કાળજું કોરી ખાતો હતો.

ધંદુલાલનો સ્નેહ—તેની સાથે પૃથ્વીપર સ્વર્ગ ઉતારવાની કુસુમની આશા—તેની દૈવી ભાવના સૃષ્ટિ—એ સર્વ આશ્રમમાં આવ્યા

પછી હવામાં ઉડી ગયાં. જયા ઇંદુને જીતી ગઇ હતી. જયાને પડખે છેવટ સુધી ઉભા રહીને ઇંદુલાલે સમાજનો કોપ વ્હોરી લીધો હતો. હવે ઇન્દુની આશા રાખવી નકામી છે એવી કુસુમની ખાત્રી થઇ ગઇ હતી; પણ તેથી તેના હૃદયસિંહાસનપર ચઢી બેઠેલો ઇંદુ ખસી ગયો ન્હોતો. તે ઇન્દુની માનસિક પૂજા કરતી હતી. તે સ્વપ્નામાં પરણતી ને સંસાર માંડતી. તેનો પ્રિયતમ તેને રોજ સ્વપ્નામાં વિધવિધ લ્હાવા ચખાડતો. સ્વપ્નસૃષ્ટિમાં કુસુમ સુખના શિખરપર ચઢી જતી; પણ આંખ ઉઘડતાં જ તેની સામે વરવી દુનિયા દેખાતી અને તે નિરાશ થઈ જતી. તેનું માનસિક દર્દ જયા સમજી હતી. ભાનુમતિ એ દર્દ કળી ગઇ હતી. જયાને પોતાના દુઃખમાં કુસુમની ખબર લેવાની ફુરસદ ન્હોતી. તે કુસુમને મળ્યા વિના જ અમદાવાદ ચાલી ગઇ હતી. ઇંદુલાલ આશ્રમમાં કોઇ કોઇ વાર આવતો અને સામાન્ય ચર્ચા કરી ચાલ્યો જતો. ચંપકલાલ અને ભાનુમતિ–આશ્રમનાં ચાલક અને ચાલિકા–ઇંદુના પ્રશંસક હતા. ભાનુમતિ કુસુમને ઇંદુનું જોડું જોડવાને આતુર હતી પણ એ બિચારીની આશાને કુંપળ જ આવતી ન્હોતી. ઇન્દુલાલ જયાને આરાધ્ય દેવી ગણી પૂજી રહ્યો હતો. તેને હજુ સુધી વાસનાની ભૂખ લાગી ન્હોતી. તે જયાને પવિત્ર ભાવે ચાહી શકશે એવો તેને વિશ્વાસ હતો પણ માજીસ્ટ્રેટની કોર્ટમાંથી છૂટી આવ્યા પછી ઉભયની મનોદશામાં ભારી પલટો થયો. જે સમાજને લાગણી જ નથી તે સમાજનું માન રાખવાની કંઇ જ જરૂર નથી એમ માનીને જયાએ મર્યાદા ઉલ્લંઘી. ઇન્દુ તેને વશ થઇ ગયો. પણ એ પાગલ પળ ઇન્દુને પાછળથી અત્યંત સાલતી હતી. જયા અમદાવાદ આવી ગયા પછી તેને લાગ્યું કે તેણે ગંભીર ભૂલ કરી હતી. જયા પ્રભુની નજરે તેની હતી, તે જયાનો હતો; પણ જયાને માથે જ્યાં સુધી કાંતિલાલની સત્તાના છાંયા ફરતી હોય ત્યાં સુધી તેને સ્પર્શવાનો તેને હક્ક નથી એ ગંભીર સત્ય તેના દીલને કોરી ખાતું હતું. એક જ પાગલ

પળ—એક જ અનિર્વાચ્ય સુખની ઘડી—અને પછી કેવી ભયંકર મનોયાતના ?

" શું ખરેખર હું પાપી છું ? જયા મારી પત્ની નથી ? સમાજને તેનાપર પરાયાનું સ્વામીત્વ પરાણે લાદવાનો કંઈ હક્ક છે ? શું બંડ ખરેખર કોઇ ભયંકર, વિકરાળ, વિનાશક વસ્તુ છે ? બંડ વિના—ભયંકર વિપ્લવ વિના—મરવા પડેલી સમાજને પુનર્જીવન અર્પી શકાય ?......ત્યારે જયા મને હવે નહિ જ મળે ? જયા મારી પત્ની તરિકે છડેચોક નહિ રહે ?........શા માટે ન રહે ? કાંતિલાલનો તેનાપર શો દાવો છે ? કોર્ટ પણ જયાના લગ્ન ગેર-કાયદાસર ઠરાવી બેઠી છે, તો હવે જયા સાથે " સીવીલ મેરેજ " કરવામાં વાંધો શો છે ? " બાવીસ વર્ષના યુવાનને આ પ્રશ્નો રાતદિવસ કરડી ખાતા હતા. તે હિંદુસમાજમાં જન્મ્યો તે માટે કોઈ કોઈ વાર પોતાની જાતને ધિક્કારી કાઢતો. પેટને માટે દર્દી જીગરે નોકરી પર જતો, પણ હવે તેનામાં ઉત્સાહ રહ્યો ન્હોતો. તેની આંખોમાં આશાવાદની ચમક ન્હોતી; તેના હૃદયમાં યુવાનીનું ચેતન ન્હોતું. તેના મગજમાં તરંગીની તીવ્ર કલ્પનાશક્તિ ન્હોતી. ટૂંકામાં જયા જતાં તેના જીવનમાં ગાઢ—અતિ ગાઢ અંધકાર શિવાય કંઇ જ રહ્યું ન્હોતું. રિપોર્ટરની નોકરીને લીધે તેના મિત્રો વધી ગયા હતા. તે હિંદના લગભગ બધાય નેતાઓના પરિચયમાં આવ્યો હતો. તેની કાર્યદક્ષતાથી તેનો પગાર વધીને રૂ. ૧૦૦નો થયો હતો; પણ જયા ન્હોતી અને જયા વિના ઇંદુલાલના દુનિયા અંધારી હતી.

જયા ગયા પછી ત્રણ ચાર દિવસે રવિવાર આવ્યો. ઇન્દુને રજા હતી. રજાને દિવસે આ દર્દી યુવાન નાટક, સીનેમા યા મિત્રોના વિનોદથી રીઝી શકતો નહિ. તેને એકાંત જ ગમતી. જે ઉમ્મરે યુવાનો ગમે ત્યાં નાચતા કૂદતા વછેરાની પેઠે ઘુમવા જોઇએ, તે વયે ગુજરાતનો આ પ્રતિભાશાળી યુવાન એકાંત સેવતો હતો; કારણ કે સમાજના ઝેરી કાયદાએ તેના જીવનને રગદોળી નાખ્યું હતું. જયા

ગમે તે ભોગે કાંતિલાલ સાથે લડીને ઇન્દુલાલની સહચારિણી થઇ રહે, તોપણ સમાજમાં તેમને માટે માન કે આદર રહેવાનાં નથી, એ તે સારી પેઠે જાણતો હતો. જેમ જેમ તે વિચાર કરતો ગયો તેમ તેમ તે વધુ ને વધુ પ્રલયવાદી બનતો ગયો. હિંદુસમાજની સજીવનતા તેને આકાશકુસુમવત્ જણાઇ. આ સમાજને ફના કરી નાખવે જ છુટકો છે, એવો વિચાર તેના મગજમાં ઘર કરવા લાગ્યો.

સ્હવારે દશેક વાગ્યા હતા. પ્રાતઃકાળથી તે માર્ટીન લ્યુથરનું જીવનચરિત્ર વાંચી રહ્યો હતો. એ મહાન જર્મન સુધારકને યુરોપની પોપશાહી તોડતાં કેવાં કેવાં સંકટો પડયાં હતાં તે વાંચીને તેના રોમાંચ ખડાં થઇ જતાં હતાં. માનસિક વ્યાધિ અને ક્રાંતિકારક વાંચનથી તેનું મગજ ઘૂમી ગયું. તે શરાબી પેઠે ભારી આંખે, ડોલા ખાતો ઉઠયો અને ચૂપચૂપ ડગલો ઓઢી મહિલાઆશ્રમ તરફ ચાલ્યો.

આશ્રમમાં તેને જોતાં જ ભાનુમતિ, ચંપકલાલ અને કુસુમ હર્ષ પામ્યાં. સર્વેએ તેનો સસ્મિત સત્કાર કર્યો. ઇંદુ ફીકકું હસ્યો:

" કેમ ઇંદુલાલ ! કંઇ ફીકરમાં લાગો છો !" ચંપકલાલે તેનો ઉતરેલો ચહેરો જોઇ પૂછયું.

" એમને વળી ફીકર શાની ? એમના પરની આફત તો ટળી ગઇ"–ભાનુમતિએ ટહુકો કર્યો અને તે હસી: " હવે જયા કયા પાંડવને વશ કરવાની છે ? "

ભાનુમતિનું છેલ્લું વાક્ય નિર્દોષ મશ્કરી રૂપ હતું, પણ ઇંદુને તેથી આઘાત થયો. તે જયાનો પાંડવ થયો હતો, પણ દુનિયા તેને સ્વીકારતી ન્હોતી. આવી મનોદશા કેટલી અસહ્ય હોય છે, તે દીલના દર્દીઓ જ સમજી શકશે. ઇંદુલાલ કંઇ બોલ્યા વિના બેસી રહ્યો.

'કેમ અહીં સોક્રેટીસ થઇને આવ્યા છો શું ?' કુસુમ બોલી.

" નહિ, નહિ. "

" ત્યારે ? કેમ કંઈ બોલતા નથી ? "

"શું બોલું ?"

"કેમ ? બોલવાનું ય ભૂલી ગયું ?" કહી કુસુમ ખિલખિલ હસી પડી ને ઇન્દુલાલ એક પળ તેની મોતી જેવી સુંદર દંતપંક્તિ જોઇ રહ્યો.

"ગાંધીજીના સત્યાગ્રહ વિષે તમે શું ધારો છો ?" કુસુમે ઇન્દુલાલને વાતે વળગાડવાના હેતુથી ચર્ચા ઉપાડી.

"સારી ચળવળ છે."

"એમ નહિ ! બરાબર ચર્ચા કરો. પંજાબની કત્લે–આમ અને ખીલાફતના અન્યાય માટે સત્યાગ્રહ કરવો વાજબી છે ?" કુસુમ ઇન્દુલાલના હૃદયમાં ઉત્સાહ પેદા કરવા જરા નયનો નચાવી બોલી.

"મને લાગે છે કે આ પ્રવૃત્તિ કદિપણ સફળ થવાની નથી." ઇન્દુલાલે નિરાશાભર્યો જવાબ વાળ્યો.

"કેમ ? પંજાબમાં આપણી બહેનોનાં અપમાન થયાં, નિર્લજ્જ ગોરા સોલ્જરોએ અમાનુષી ત્રાસ વર્તાવ્યો અને મુસલીમોના ખલીફની સત્તા અંગ્રેજ સરકારે છીનવી લીધી, એ આપણે મૂગે મ્હોડે ખમી લઇશું ? શું હિન્દુસ્થાનના મરદો એટલા બધા બાયલા થઇ ગયા છે."

"અમે બાયલા તો થયા જ છીએ અને સત્યાગ્રહની ચળવળથી વધુ બાયલા થઇશું."

"શી રીતે ?"

"ગાંધીજીએ જે અર્થમાં સત્યાગ્રહ ઘટાવ્યો છે તેમાં નિરાશાવાદીના જ સૂર જણાય છે."

"એટલે ?" ચંપકલાલે હવે ચર્ચામાં રસ લેવા માંડ્યો.

"આપણી પ્રજા સેંકડો વર્ષથી એટલી બધી દબાઈ ગઈ છે કે **પ્રથમ** તો તેને સરકારની સામા થવાનો વિચાર કરતાં જ કમકમાં આવે છે. ૧૮૮૫થી મહાસભા સ્થપાઈ છે, પણ એ મહાસભામાં જોડાતાં શરૂઆતમાં ઘણા બડેખાંઓ પણ ડરતા હતા તો પછી ગરીબ પ્રજાની તો વાત જ શી કરવી?"

"લોકમાન્ય અને મિસીસ બેઝન્ટે પ્રજામાં જાગ્રતિ આણી છે એટલે હવે—"

"હવે જ મુશ્કેલી છે." ઇન્દુએ **ચં**પકલાલનું વાક્ય પૂરૂં થવા શિવાય વચ્ચે કહ્યું:

"લોકમાન્ય અને "હોમરૂલ"ની પ્રવૃત્તિના પ્રણેતા મિસીસ બેઝન્ટ પ્રજાની સ્થિતિ, સંજોગો અને શક્તિનું માપ કાઢી કામ કરતાં હતાં. **ગાં**ધીજી આંધળા વિશ્વાસપર કામ લે છે."

"શી રીતે?"

"પ્રથમ તો એમની ચળવળને સત્યાગ્રહનું નામ આપવા સામે જ મને વાંધો છે. એમની આખી ચળવળનો ટૂંકો સાર કાયદા તોડવા અને કાયદા તોડવા એટલે સત્યાગ્રહ!—"

"અન્યાયી કાયદા તોડવા—" **ચં**પકલાલે સુધારો કર્યો.

"કબૂલ! પણ એ અન્યાયી કાયદા નક્કી કોણ કરશે?"

"સત્યાગ્રહ કમિટી!"

"તમે એમ માનો છો કે એ કમિટી જે કાયદાને અન્યાયી ઠરાવે, તેને આખી પ્રજા અન્યાયી માની લેશે? જે કાયદો તમને ગમતો હોય તે જ મને જુલમી લાગતો હોય તે તદ્દન સંભવિત અને સ્વાભાવિક છે."

"તમારા ન્યાય પ્રમાણે તો કોઈ ચળવળ જ ચાલી શકે નહિ."

"શા માટે ન ચાલે? રાજદ્વારી ચળવળોને ધર્મ અને સત્યનાં પૂછડાં લગાડવાની અનિવાર્ય જરૂર છે ખરી?"

" હિન્દુસ્થાનની પ્રજા ધર્મપ્રાણ હોવાથી જો ધર્મનું નામ ન દેવામાં આવે તો પ્રજામાં ઉત્સાહ જ ન આવે—"

" બીજા શબ્દોમાં એ જ વાત કહીએ તો ધર્મને નામે રાજદ્વારી ચળવળમાં પ્રજાને હોમી દેવાની વાત કરીને આપણે પ્રજાને છેતરવાની બાજી રમવા માગીએ છીએ."

" રાજદ્વારી જીવનમાં એટલી બધી અણીશુદ્ધ પ્રમાણિકતા નથી રાખી શકાતી."

" તો સત્યપર ભાર મૂકવાની અને સત્યને ભોગે સ્વરાજ ન લેવાની વાતો કરવાની શી જરૂર છે ?"

ચંપકલાલ મુઝાયો. કુસુમ અને ભાનુમતિ રસપૂર્વક ચર્ચા સાંભળી રહ્યાં.

" એ વાત બાજુએ રાખો અને અસહકાર અથવા સત્યાગ્રહની ચળવળથી પ્રજાના અભિલાષ પાર પડશે કે નહિ તે જ જણાવો."

" મારી માન્યતા પ્રમાણે અસહકારની ચળવળથી અંગ્રેજ સરકારનું રૂંવાડું પણ હાલવાનું નથી."

" ત્યારે શું થશે ?"

" આમવર્ગમાં એક જાતની પાગલ જાગ્રતિ આવશે, સરકાર ઘડીભર મુઝાશે અને પછી ઘોર નિરાશા આવશે."

" શાથી ?"

" ભયંકર નિષ્ફળતાથી."

" પણ આ ચળવળ નિષ્ફળ જશે એમ તમે શા માટે માની લો છો ?"

" કારણ કે તેનો મૂળ પાયો સંગીન નથી. સાત કરોડ મુસલમાનોના પાંચ હજાર માઈલ દુર વસતા ખલીફની રાજસત્તા

અંગ્રેજ સરકારે છીનવી લીધી, તેથી હિન્દુસ્થાનના વતનીઓએ પોતાની સરકાર સાથે શા માટે અસહકાર કરવો જોઇએ ? ”

“ મુસલમાનોના ધર્મપર પ્રહાર થાય છે તેથી.”

“ ચંપકલાલભાઈ! પ્રભુને ખાતર ધર્મની વાત જવા દો. ઇસ્લામ ખલીફાની રાજસત્તાથી ટકી રહ્યો નથી, પણ ઇસ્લામની ઉદાર બંધુભાવનાથી ટકી રહ્યો છે. એક ધર્મના રક્ષણ માટે રાજ-સત્તાની શી જરૂર છે ? આજે ખ્રિસ્તી પોપ પાસે રાજસત્તા નથી, હિંદુ ધર્માચાર્યો રાજસત્તા વિનાના છે, તેથી ખ્રિસ્તી અને હિંદુ ધર્મો નાબુદ થઈ ગયા છે ? ધર્મ અને રાજસત્તા એકત્ર રાખવાથી યુરોપીઅન પ્રજાએ કંઈ જ લાભ ઉઠાવ્યો નથી. ખીલાફતને માટે અંગ્રેજ સરકાર સામે માથું ઉંચકવામાં કંઇ જ સાર નથી. ”

“ પંજાબની કત્લેઆમ માટે ? ”

“ નહિ, તે માટે પણ નહિ. જ્યાંસુધી પ્રજા પરાધિન અને બાયલી રહેશે ત્યાંસુધી એવા જૂલમો ચાલુ જ રહેવાના. જૂલમ કરનાર કરતાં જૂલમ સહન કરનાર પ્રજા પૃથ્વીપર વધુ ભારરૂપ છે. એવી પ્રજાએ સંગઠીત થવું જોઇએ યા મરી જવું જોઇએ.”

“ ત્યારે આપણે શું કરવું ? ”

“ સ્વરાજ માટે જ સામાન્ય ચળવળ કરવી, અને તે સાથે જ સમાજસુધારણા ચાલુ રાખવી.”

“ તમે પણ પેલા નમાલા મોડરેટોના જેવી વાતો કરો છો. પાંત્રીસ પાંત્રીસ વર્ષો થયાં કાયદાસર રાજ્યસુધારણાની ચળવળ ચાલી. પણ તેથી કંઇ શુક્રવાર વળ્યો છે ? ” કુસુમ જરા અકળાઇને બોલી.

“ કંઇ શુક્રવાર નથી વળ્યો ; કારણકે તમે કહો છો તેમ મોડરેટોનો મોટો ભાગ નમાલો છે. Constitutional agitation કાયદાસર અથવા સનદશીર ચળવળની મોડરેટોની વ્યાખ્યા ઘણી જ

સંકૂચિત છે. એથી એમ ઠરતું નથી કે સનદશીર પ્રવૃત્તિ નકામી છે." ઈન્દુલાલે શાંત સ્વરે જવાબ આપ્યો.

"સનદશીર પ્રવૃત્તિની ખંધી અંગ્રેજ સરકાર જરાપણ દરકાર કરવાની નથી. તમારે જોઈએ તેટલા બરાડા પાડો. તમારા બક-બકારાની જ્યાઈટિ હોલના ગોરા દેવને લેશમાત્ર તમા નથી."

"અને એ શા માટે તમા રાખે? અંગ્રેજો સારી પેઠે જાણે છે કે હિંદીવાનોના સંસાર સડેલા છે. જે સમાજના સંસારીઓના જીવન રસકસ વિનાના હોય તે સમાજ કદિપણ વીરોના જુથ જમાવી શકતી નથી એ વાત અંગ્રેજો જેટલી સમજે છે તેટલી બીજી કોઈક જ પ્રજા સમજતી હશે."

કુસુમ થોડીવાર મૌન રહી.

## પ્રકરણ ૭ મું.

### સામાજિક પુનર્રચના.

ઈન્દુલાલે ન છૂટકે રાજ્યદ્વારી ચર્ચા કરી, પણ હવે એ ચર્ચાનો રસિયો રહ્યો ન્હોતો. જયા સાથે સામાજિક ચર્ચા કરતાં એ કદિ ધરાયો ન્હોતો. વિષયને ચુંથીચુંથીને સત્ય તારવવાનો પ્રયાસ કરવાની તેને ટેવ હતી. પણ જીવન જેને માટે જીવવાનું ગમતું હોય તે ચાલી ગયા પછી એવી હોંસ રહેતી નથી. ઈન્દુલાલને જયા સાથે હિન્દુ-સમાજની પુનર્રચના કરવાના અભિલાશ હતા. તે ધર્મ અને સમા-જને પવિત્રતાના સંગીન ખડકપર સ્થિર કરવા માગતો હતો. પણ કારમી સમાજનો ક્રૂર કાયદો તેને નડ્યો. તેને દીલે વસી ગયું કે આ સમાજમાં લાગણી જ નથી. આવી લાગણીહીન સમાજને માટે ઝૂઝવામાં સાર શો ? જેને પોતાના સાચા સેવકની કદર નથી તેની સેવા શી ? ઈન્દુલાલને ઘડીભર એમ પણ થઈ ગયું કે મોતને જ નીમંત્રી રહેલી હિન્દુસમાજની સેવા કરવાની ઇચ્છા કરવી એ પણ પાપ છે. એ કાળમુખી સમાજને સેવા જોઇતી જ નથી. તેને તો દંભ અને સગવડીઓ ધર્મ જોઇએ છે. તેની ખાત્રી થઇ ગઇ હતી કે હિન્દુસમાજના પચીસ કરોડ કીડાઓ જ્યાંસુધી મનુષ્યો ન બને ત્યાંસુધી "વ્હાઇટ હોલ"માંથી હિન્દુસ્થાનની પ્રજાને હલાવી નાખતું યંત્ર બંધ પડવાનું નથી. મહાસભાના ઠરાવો અને અસહકારના રાગડા તેને મન અરણ્યરૂદન જેવાં હતાં.

"તમે અસહકાર અસહકાર કરીને સરકારના તંત્રને થીજાવી દઇ, અંગ્રેજોને ગાંસડા પોટલાં બંધાવવાની વાત કરો છો, પણ આપણી પ્રજામાં કેટલી તાકાત બળી છે તેનું માપ તમે કાઢ્યું છે ?" થોડીકવાર મૌન રહી ઇન્દુલાલે ચંપકલાલ તરફ સ્થિર નજર કરી

કહ્યું : " તમે સ્વરાજ્યની બાંગ મારો છો, તમારા હુન્નર ઉદ્યોગ વિકસાવવા ચાહો છો, ખેતીવાડી સમૃદ્ધ કરવાની વાત કરો છો, પણ સ્વરાજ્ય આવશે ત્યારે એ ચલાવવાના તો આપણે જ ને ?"

"હાસ્તો."

"શાહબાસ ! પછી એ તમારા સ્વરાજ્યમાં તેર વર્ષની બાળાનો પુત્ર પ્રધાનમંત્રી થશે ને પાંડુરોગીનો દીકરો સેનાપતિ બનશે. અને એ લોકો રાજતંત્ર કેવું ચલાવશે ? જો કોઇ સત્તાધીશને તલમાં તસુ ઓછું પડયું તો કરો ગુન્હેગારને ઠાર અથવા પૂરો એ બદમાસને અંધારી કોટડીમાં ! તમારા સામાજિક કાયદા હાલમાં જ હત્યારા છે તે સ્વરાજ્ય આવતાં વધુ હત્યારા બનશે અને પ્રજા ત્રાહી ત્રાહી પોકારી જશે." ઈન્દુલાલની આંખમાંથી અંગારા ખરવા લાગ્યા.

"એવા માણસોને પ્રજા ચુંટશે જ નહિ. સ્વરાજ્યમાં તો પ્રજા સરકારની ચુંટણી કરશે—" કુસુમ બોલી.

"ખરૂં ; પણ જેઓ ચુંટણીમાં ઉમેદવારી કરશે તેમને ધર્મને નામે પ્રજાને ભમાવતાં કયાં નથી આવડવાનું ? કોઈ કહેશે કે અમે હિન્દુધર્મનો ઉદ્ધાર કરીશું, કોઇ વૈષ્ણવ ધર્મની બાંગ પુકારશે, તો કોઇ શંકરને કૈલાસમાંથી નીચે ખેંચી લાવવાની વાત કરશે. મુસ્લીમો હિંદુ રાજ્યના બીહામણા બાહુઓ બતાવી મુસ્લીમોને ઉશ્કેરી મૂકશે અને હિંદુઓ ગઝની, ઘોરી ને ઔરંગઝેબના કાળાં કાળાં ચિત્રો દોરી હિંદુઓની ચોટલી કપાઇ જવાનો ભય બતાવશે. સ્વરાજ્યની પહેલી ચુંટણી જો નજરે જોવાનો લ્હાવો મળશે તો આપણે જોઇશું કે મારી વાત સાચી છે."

"ધીમે ધીમે સૌ ઠેકાણે આવી જશે."

"ઠેકાણે આવી જશે ? હજાર હજાર વર્ષ થયા પરદેશીઓની ધુંસરી આ દેશની ગરદનપર પડી છે છતાં જે સમાજે તસુભાર પણ નમતું મેલ્યું નથી, તે સમાજના હાથમાં રાજ્યકારી સત્તા આવતાં ને

ઠેકાણે આવશે ? ચંપકલાલ ! તમે આપણી સમાજના ઉપરચોટીયા તપાસ કરીને મત ઉચ્ચારો છો. હું જાતિઅનુભવથી કહું છું કે આ સમાજે ધર્મ અને પવિત્રતાને નામે જેટલાં ગોઝારાં કૃત્યો કર્યાં છે તેટલાં બીજી કોઇ સમાજે નહિ કર્યાં હોય !—"

"તમે પણ હિન્દુઓને ઉતારી પાડવામાં જ મઝા લેતા લાગો છો. આપણે ત્યાં ધાર્મિક જૂલ્મો હશે, પણ એવા જૂલ્મો યૂરોપમાં ન્હોતા ? રોમન કેથોલીક પોપોએ ધર્મને નામે ઓછા જૂલ્મો કર્યા હતા ? યૂરોપના મધ્યકાળના કેથોલીક મઠોમાંની જોગણોમાં ઓછો અનાચાર ચાલતો હતો ? ધર્મદ્રોહીઓને સજા કરવા માટે "સ્પેનીશ ઇન્ક્વીઝીશન" જેવી રાક્ષસી સંસ્થા આપણા દેશમાં કદિ પણ અસ્તિત્વમાં આવી ન્હોતી એ જ બતાવે છે કે આપણી સંસ્કૃતિ ઉંચી છે."

"જો એમ હોય તો એ ઉંચી સંસ્કૃતિની કઢી કરી સુખેથી પી જાઓ ! તમે રોમન પોપોના જૂલ્મોની વાત કરો છો, પણ એ યુગ કયો હતો ! અને આજનો યુગ કેવો છે ? આજે દરરોજ તમને સાચું જુઠું જ્ઞાન આપવાને વર્તમાનપત્રો ચાલ્યા આવે છે, રોજ ઉઠે નવાં નવાં પુસ્તકો પ્રગટ થાય છે, દુનિયાના ખુણા ખાંચરામાં બનેલો બનાવ પણ છુપો રહી શકતો નથી, એકેએક દેશ સુખી, સંતોષી, સ્વતંત્ર અને આનંદી થવાના પગલાં ભરી રહ્યો છે : આ વખતે આપણો દેશ ક્યાં ઉભો છે ? પચાસ વર્ષ પહેલાં જાપાનને આખા દુનિયામાં તો શું પણ એશિયા ખંડમાં પણ કોઇ પીછાનતું ન્હોતું. પણ આજે ? આજે એના એલચીને બ્રિટીશ સલતનતનો ફુમાખા પ્રતિનિધિ હસીહસીને સલામ કરે છે. અંગ્રેજોનું રાજ્ય ગમે તેવું સ્વાર્થી હોય પણ હાલમાં આપણે તે નિભાવ્યે જ છૂટકો છે. હાલની આપણી સ્થિતિ જોતાં સ્વરાજ્ય મળશે તોપણ તે ટકાવવાની આપણામાં શક્તિ છે ? જાપાનની મૈત્રીપર આપણે ક્યાં સુધી વિશ્વાસ રાખીશું ? આપણા સરહદપરના "જૂના દોસ્તો" કેટલો

વખત શાંત બેસી રહેશે ? અને વિશેષમાં ચીનની અફીણી પ્રજા હંમેશાં માંહોમાંહે જ કપાઈ મરશે એમ તમે માનો છો ? ૪૮ કરોડ કીડાઓનો એ દેશ જાગશે ત્યારે હિંદુસ્થાન સલામત રહેશે ? ચીન જાગ્રત થશે ત્યારે જાપાન એનું દુશ્મન બનશે કે મિત્ર ? ચીન અને જાપાન બુદ્ધ સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયાસ નહિ કરે ? સરહદપરના અફઘાનો, મીસર, ઇરાન અને અરબસ્તાનના મુસ્લીમ રાજ્યો તુર્કસ્તાનને પોતાનું કેન્દ્રસ્થાન બનાવીને હિંદના મુસલમાનોને ધર્મની કેફથી ઘેલા કરી મહાન મુસ્લીમ સલતનતનું સ્વપ્ન ફલિત કરવાની કોશિષ નહિ કરે ? આજે યુનીઅન જૅક દીલ્હીના મિનારાઓ-પર ફરકે છે એટલે આ બધા ભયો હસવા જેવા લાગે છે, પણ એ બધું સંભવિત છે. આપણે જો એક મહાન પ્રજા રૂપે જીવવા માગતા હોઇએ તો દરેક શક્યાશક્યતાનો વિચાર કરી, પાણી પહેલાં પાળ બાંધવાની આપણી પવિત્ર ફરજ છે. અને તેટલા માટે જ હું કહું છું કે હિંદુસમાજના પુનર્વિધાન અને હિંદુજાતિના સંગઠન વિના આપણાં બધાં રાજદ્વારી વલખાં નકામાં છે. " ઇંદુલાલ બળતા ઉગરે બોલ્યો.

" તમે કઈ જાતની પુનર્રચના કરવા માગો છો ? ભાનુમતિએ પૂછ્યું.

" હિંદુજાતિમાં જાતિઅભિમાન ઉત્પન્ન થાય અને એક બળવાન જાતિ પેઠે તે ગમે તેવા ઝંઝાપાતની સામે ટકી શકે તે માટે નાતજાતનો નાશ કર્યા વિના છૂટકો જ નથી. વીસમી સદીની પ્રગતિમાલાનો ક્રમ જોતાં હવે પ્રજા ગામડાંમાં ઘડાતી નથી પણ શહેરમાં ઘડાય છે. અગાઉ ગામડાંની પ્રજા સંસ્કૃતિ ઘડતી હતી. હવે શહેરની પ્રજા ગામડાંની પ્રજાને દોરે છે. શહેરોમાં નાતજાતના તફાવતો નામના જ રહ્યા છે. મુંબઇ જેવા શહેરમાં નાતભાઇઓને ત્યાં જવાની ફુરસદ પણ ઘણા ઓછાને હોય છે. આ શહેરમાં આપણે આપણા મિત્રો અને ધંધાદારીઓ સાથે

સામાજિક સંબંધ રાખીએ છીએ અને તેથી એ મિત્રો અને ધંધાદારીઓ સાથે રોટીબેટી વહેવાર ચાલુ કરવાની જરૂર છે. જો તેમ નહિ કરીશું તો જે વર્ગના સ્ત્રીપુરૂષો આવી રીતે એકબીજાને મળતાં હશે ત્યાં છૂપો પ્રેમ વધી જશે. શહેરમાં વસી, શહેરમાં ભણી, શહેરમાં જીવન ગાળનારને પોતાનાથી સેંકડો કોસ દૂર ગામડામાંથી પોતાની નાતની જ કન્યા લાવવાની ફરજ નાખવાથી એ બે જીવો કદિ એક થવાના છે ? કાંતો શહેરોનો નાશ કરી ગામડાંઓનો પુનરૂદ્ધાર કરો; નહિ તો વર્ણાશ્રમનાં નામનું સદાને માટે નાહી નાખો. ગામડાંઓનો પુનરૂદ્ધાર કરશો તો પણ તમે ફક્ત ચાર ધંધાદારી વર્ણો જાળવી શકશો. જન્મ પ્રમાણે વર્ણો ગણીને હિન્દુસમાજ પાંગળી બની ગઇ છે. એ જંગલી અને અકુદરતી સમાજ નિયમને લીધે ભડીઆરો બ્રાહ્મણ " પૂજ્ય " ગણાય છે ને સંસ્કારી અત્યંજ અસ્પર્શ મનાય છે. અરે ! ખુદ ગાંધીજી જેવા મોઢવણિક જ્ઞાતિને ખપતા નથી એ જ બતાવે છે કે આ સમાજનું મૂળ જ સડેલું છે !........" ઇંદુલાલે પોતાની વિચારસૃષ્ટિ સ્પષ્ટ કરી.

ચંપકલાલ, ભાનુમતિ અને કુસુમ માનપૂર્વક આ બંડખોર યુવાનના ભવ્ય વિચારો સાંભળી રહ્યાં. તેમને લાગ્યું કે ઇંદુ કહે છે એવી કંઇક ગોઠવણ કરવાની જરૂર છે; નહિ તો હિન્દુસમાજ " ભૂતકાળ "ની સમાજ થઇ જશે.

" તમે લીલીની ટેમ્પરેચર લીધી ? " ભાનુમતિએ હવે કુસુમ અને ઇન્દુલાલને એકાંત આપવાના હેતુથી ચંપકલાલ તરફ અર્થભરી નજર ફેંકી.

" ના. સ્હવારે એને ૧૦૧ ડીગ્રી તાવ હતો......"

" ચાલો ને ! બિચારીની ખબર લઇએ—"

ભાનુમતિ ઉઠતાં ચંપકલાલ ઉઠ્યો અને બન્ને ઇન્દુલાલને બેસવાનું કહી આશ્રમની એક બીમાર બાળાની તબિયત જોવા ગયાં.

## પ્રકરણ ૮ મું.

## દીલ ખુલ્યાં !

કુસુમ ઈન્દુલાલ સાથે એકલી પડી. ભાનુમતિ જાણી જોઈને ચંપકલાલને ત્યાંથી લઇ ગઇ હતી. તે કુસુમને ઇન્દુ સાથે એકાંત આપવા માગતી હતી. કુસુમ ઇન્દુને વૃક્ષને વેલી વીંટાઇ રહે તેમ વીંટાઈ જાય તો ઉભયનું જોડું શિવ–પાર્વતી જેવું થાય એમ ભાનુમતિ માનતી હતી. કુસુમ ઇન્દુને મનથી વરી ચુકી હતી તેતે જાણતી હતી. ઈન્દુ જયાનો થઇ ચૂક્યો છે તે કુસુમ જાણતી હતી. આવી વિચિત્ર દશાને લીધે કુસુમ મુઝાઇ હતી. જે યુવાન પોતાની સખીને હૃદય અર્પી ચૂક્યો છે તે તેનો શી રીતે થશે ? અને ઈન્દુ કુસુમનો ન થાય તો કુસુમ શી રીતે જીવી શકશે ? આ પ્રશ્ન તેને મુઝવી રહ્યા હતા. ભાનુમતિની માન્યતા જૂદી જ હતી. ઈન્દુ કુસુમ જેવી દેવબાળાના પ્રેમનો ઇન્કાર કરે એમ તે માની શકતી ન્હોતી. જયા પરિણિતા હતી, બીજાની ગણાઈ ગઇ હતી ; અને ઇન્દુલાલ તેને ગમે તેવા પ્રબળ પ્રેમથી ચાહતો હોય તોપણ જયા તેની થાય એ સંભવિત ન્હોતું. ઇન્દુલાલના ચારિત્ર્ય માટે ભાનુમતિને એટલું બધું માન હતું કે તેણે જયા સાથે શુદ્ધ પ્રેમની મર્યાદા ઓળંગી હશે એમ તે માની શકતી ન્હોતી. જયા અને ઈન્દુના વિશુદ્ધ પ્રેમમાં તે અંતરાય નાખવા ચાહતી ન્હોતી : પણ તેને બ્હેનથી વધુ વ્હાલી થયલી કુસુમને તે ઈન્દુલાલ સાથે પરણાવી દેવાનો લ્હાવો ચાખવા માગતી હતી તે વિષે કંઇ શક ન્હોતો.

"ઈન્દુલાલ ! અમદાવાદ છોડ્યા પછી તમે મુનીવ્રત લીધું છે ?" કુસુમ ઇન્દુને ગુપચુપ બેસી રહેલો જોઇ બોલી. તેણે આજે આ સાધુને જગાવવાનો નિશ્ચય કર્યો હતો.

"નહિ, તમને એમ શાથી લાગ્યું ?" કહી ઇન્દુ હસ્યો.

"તમારા વર્તનપરથી. અમે તમારા પરથી ઓછાં ઓછાં થઇ જઇએ ને તમને અમારી દરકારે નથી."

"આ વળી નવો આરોપ !" ઇન્દુ ખડખડ હસી પડ્યો.

"આરોપ ખોટો છે ? ઈન્દુલાલ ! સ્નેહ બાંધ્યા પછી સ્નેહીની બેદરકારી કેટલી બધી સાલે છે તે તમે જાણો છો ?"

"તમને હું વારંવાર મળું છું તો ખરો."

"મહિને એકાદવાર આવો છો તે બહુ થઇ ગયું ?"

"ત્યારે અહીં જ પડ્યોપાથર્યો રહું ?"

"રહોને ! તમારૂં ઘર છે. તમે જાણો છો કે તમારી સાથે હમેશાં રહેવાને હું કેટલી તલસી રહી છું ?" કુસુમે મર્મમાં પોતાનો મનોભાવ વ્યક્ત કરવા માંડ્યો.

ઇન્દુ કંઇ બોલ્યો નહિ.

"તમે એકવાર હસમુખા, આનંદી અને બોલકણા હતા—" કુસુમ બોલવા લાગી.

"અને હવે ?"

"હવે શાણા ફીલસુફ જેવા ગંભીર અને થોડાબોલા થઇ ગયા છો."

"શાને લીધે ?"

"તે તો તમે જાણો. તમારાપર આફતના ડુંગર તો તૂટી નથી પડ્યા—"

"તેથી પણ ભયંકર–કુસુમ ! આફતના ડુંગરથીય ભયંકર વેદના મને સતાવી રહી છે." તેના અવાજમાં દર્દની છટા આવવા લાગી.

"જયાના કેસથી તમને ખમવું પડ્યું હશે."

"એમાં સહન કરવા જેવું શું હતું ? મેં જાણી જોઇને જયાને આશ્રય આપ્યો હતો—"

" માજીસ્ટ્રેટે ઉદાર વિચારશીલતા બતાવી તમને ન્યાય આપ્યો ; નહિ તો—"

" નહિ તો હું કેદમાં જવાને તૈયાર હતો. કુસુમ ! જયા જેવી દેવબાલા માટે કેદમાં તો શું પણ ફાંસીને માંચડે જવામાં પણ હું લ્હાવો સમજું છું." ઇન્દુના દીલમાં જરા આવેશ પ્રગટયો. કુસુમ તે જોઈ શકી અને તેણે છૂપો નિસાસો નાખ્યો.

" ઇન્દુલાલ ! જયા સાથે તમે સ્વતંત્ર રીતે સમાજસેવા કરી શકશો ?"

" નહિ. જયાનાં ફરીથી દર્શન કરવાનું સદ્‌ભાગ્ય પણ મળે એવી મને આશા નથી. એના પિતા ભલા છે. છતાં તે જયાને મારી સાથે રહેતી જોઇ શકવાના નથી. એની માતાને તો તમે સારી પેઠે ઓળખો છો."

" હા. જયાબ્હેનને નસીબે દુ:ખ જ લખ્યું છે."

" એ હિન્દુસમાજને સુધારવા જન્મી છે અને તમે પણ—" ઇન્દુ બોલતાં અચકાયો.

" કેમ અચકયા ? બોલોને !"

" તમે પણ ઓછો આત્મભોગ આપ્યો નથી. તમારા જેવી વીરાંગનાઓ હજુ હિન્દુસમાજમાં પાકે છે તેથી ભાવી માટે આશાનાં કિરણો દેખાય છે........"

" તમે મારી નાહક પ્રશંસા કરો છો. મારામાં તે શું બળ્યું છે ?" કુસુમ શરમાઈ.

" તમારામાં ? તમારામાં પૃથ્વીપર સ્વર્ગ લાવવાની શક્તિ ભરી છે."

" એ શક્તિ મને તો જણાતી નથી."

" પણ મને દેખાય છે ને !"

"તો એ અવ્યક્ત શક્તિ વ્યક્ત કરવામાં તમે મને સહાય ન કરો ?" કુસુમનો સ્વર કંપ્યો. તે બોલવા માગતી ન્હોતી છતાં

બોલાઇ ગયું. તેનાં વિશાળ સ્નેહાળ નેત્રો લજ્જાથી નીચાં નમી રહ્યાં. તેના ગુલાબની પાંદડીસમા કોમલ ગાલપર શરમની રાતી સુરખી ધાઈ આવી અને આંખો નીચી ઢાળી ખુરશીપર સ્થિર બેઠેલી કુસુમ સૌન્દર્યની અપ્રતિમ પ્રતિમા જેવી શોભી રહી.

"તમને સહાય કરવાની મેં ક્યારે ના પાડી?" ઈન્દુલાલ બોલ્યો.

"મને સહાયક નથી જોઇતો."

"ત્યારે—"

"સહચારી......" તેની જીભ વધુ ન બોલી શકી.

"કુસુમ! કુસુમ!—" ઈન્દુલાલનો સ્વર ગંભીર થયો: "તમે શું બોલો છો?"

"હું મારૂં દીલ ખોલું છું." કુસુમ હિમ્મત રાખી બોલી: "ઈન્દુલાલ! ચાહવું એ શું પાપ છે?"

"નહિ...... "

"તમે મને લગ્નમંડપમાં હીચકારાઓનો માર ખાઇ બચાવી, ત્યારથી મારા હૃદયપર તમારી સત્તા જામી ગઈ છે. તમને ખબર છે કે તે જ પળથી હું તમને મારા સ્વામી માની બેઠી છું? તમારે માટે મેં બીજા વરને પણ તોરણેથી પાછો વાળ્યો અને તમારે માટે જ—તમારી સમીપ રહેવા ખાતર—હું માબાપનું ઘર તજી આ આશ્રમની છાંયામાં આવી વસી છું. આજ સુધી મેં મારા દીલનું દર્દ દીલમાં જ શમાવી રાખ્યું હતું. પણ હવે હું શાંત રહી શક્તી નથી. તમે મારી નઝર સામેથી ચાલ્યા જાઓ છો ત્યારે—ત્યારે—મને શું થાય છે તે જાણો છો? મારા બધા ઉન્નત વિચારો ઉડી જાય છે, મારા આદર્શોની સૃષ્ટિ અલોપ થઇ જાય છે. હું જીવું છું એ ભાવ પણ ભૂલાઈ જાય છે. અને જીવન એક મહાશુન્ય જેવું—ઘોર અંધકાર જેવું—થઇ જાય છે. તમે—તમે—ઈન્દુ! તમે મારા થશો?"

મસ્ત ભાવે કુસુમ બોલી ગઇ. તેનું શરીર ધ્રુજતું હતું. તેના અવાજમાં કંપ હતો. તેની આંખો કરૂણ થઇ ગઇ હતી અને તેની છાતી ધડકી રહી હતી. ઇન્દુલાલ આ મસ્ત માશુકને શુન્ય ભાવે જોઈ રહ્યો. તેનું હૃદય દ્રવી ગયું. કુસુમની દશા જોઇ તેની છાતી ચીરાઇ ગઇ. મગજ ચક્કર ચક્કર ઘુમવા લાગ્યું અને તેણે ભમ્મર દાબી મસ્તક શાંત કરવાની કોશીષ કરવા માંડી.

"ઇન્દુલાલ! દીલ દેવું એ પાપ છે? કોઇને ચાહવું અને તેના ચાહ માટે તડફડવું એ અન્યાય છે? તમે શા માટે બોલતા નથી? હું તમારાપર પાગલ થઇ છું. હું તમને મારા દેવ, મારા પ્રભુ, મારા સ્વામી, મારા પ્રિયતમ ગણી રહી છું. તમે મને તજી જશો, મારો સ્વીકાર નહિ કરો તો તમારાપર મારાથી બળાત્કાર થઈ શકે એમ નથી. પણ એટલું ચોક્કસ માનજો કે તમારા શિવાય હું જીવી શકવાની નથી." કુસુમ ઇન્દુલાલને મૌન રહેલો જોઇ દુઃખદ અવાજે વિનવણી કરતી બોલી: "એક તરૂણ સ્ત્રીને મ્હોડે પ્રેમનો આવો એકરાર સાંભળી તમે અજબ થતા હશો; પણ ઇન્દુલાલ! આપણી સમાજની ભયંકરતા સામે મેં જે દિવસથી બંડ ઉઠાવ્યું ત્યારથી જ હું નમાની, કજીઆગરી, નમ્ર અને તાબેદાર મટી ગઈ છું. હું સ્ત્રી થઇ છું, હું મનુષ્ય છું. મને ભાવના છે, આવેશ છે, લાગણી છે, પ્રેરણા છે. હું શા માટે મને મનપસંદ જીવનસાથી ન પસંદ કરૂં? મારા પ્રિયતમને મારો થવા માટે હું શા માટે ન વિનવું? વ્હાલા! આમ ચૂપ રહીને મારી છાતી ન ચીરી નાખો. જરા તો દયા કરો. તમે મને જીંદગી સુધી ચીમનલાલની દાસી થતી ઉગારી લીધી હતી. તમે તમારા જીવને ભોગે મારૂં રક્ષણ કર્યું હતું. હવે-હવે તમે જ મને મારી નાખશો?

જે પોપતું તે મારતું
એવો દીસે ક્રમ કુદરતી—

કલાપીના આ કથનને તમે સત્ય પાડશો? બોલો, તમારે જે કહેવું

હોય તે કહી નાખો. મારાથી તમારૂં ક્રૂર મૌન નથી સહેવાતું......" આટલું બોલતાં કુસુમની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તેનો સ્વર કરૂણ થઈ ગયો અને તેનું વદન ઉતરી ગયું.

"કુસુમ ! તમે ગજબ કર્યો. હું શું બોલું ? તમે બોલવા જેવું રાખ્યું જ નથી......" અંતે ઈન્દુલાલ દુ:ખી અવાજે બોલ્યો: "મારૂં નસીબ જ વાંકું છે તેમાં તમે શું કરો ? તમને બચાવવા માટે મને મોકલનાર દેવીની પ્રેરણાપર હું જીવી રહ્યો છું. જયાએ મને તમારી વ્હારે મોકલ્યો હતો. પણ ત્યાં આવી હું તમારૂં દીલ ચોરી ગયો હતો તેની મને ખબર જ ન્હોતી. તમે મને ચાહો છો, હું જયાને ચાહું છું, અને જયા મને ચાહે છે. પ્રેમની આ તરંગી લીલાનો અર્થ શો સમજવો ? હું તમને સુખી કરી શકતો નથી, કેમકે તમારો પ્રેમ સ્વીકારવા જતાં જયાને અન્યાય થાય છે."

"શી રીતે ?"

"જયા અને હું એકબીજાનાં થઇ ચૂક્યાં છીએ."

"તેથી શું ?" કુસુમે અટપટો સવાલ પૂછ્યો.

"તેથી કંઈ નહિ ? હું એક મ્યાનમાં બે તલવાર શી રીતે રાખી શકું ?"

"તમે મને ધિક્કારો છો ?"

"એ શું બોલો છો ? તમને હું ધિક્કારૂં ? નહિ, નહિ. કુસુમ ! તમે મને અત્યંત પ્યારાં છો." ઈન્દુલાલનો સ્વર ભીનો થયો.

"એમ !" કુસુમનાં નયન નાચ્યાં: "તો પછી મને-તમારી વ્હાલીને-શા માટે દુભવો છો ?"

"હું લાચાર છું."

"શી રીતે ? હું અને જયા સામાન્ય હિંદુ શોક્યોની પેઠે લડવાની નથી."

"એટલે હું બે માશૂકોનો પ્રિયતમ બનું ?" ઈન્દુ મુઝાયો ને હસ્યો.

"એમાં શું ખોટું છે? તમે બન્નેને ચાહી ન શકો?"

"હું તો વિશ્વસમસ્તને ચાહવા માગું છું"

"તો એકલી કુસુમને જ નહિ ચાહો?" કુસુમ આ વાક્ય બોલી એવું મીઠું હસી કે ઇન્દુલાલનો આત્મા હસી રહ્યો.

"હું તમને ચાહું છું તો ખરો જ; પણ તે મિત્રભાવે!"

"હવે એ પ્રેમને ઔર ઉજ્વલ અને દિવ્ય રૂપ આપો."

"પ્રેમના ભાગ પાડી શકાય, કુસુમ?"

"તે તો હું નથી જાણતી. હું એટલું જ જાણું છું કે પ્રેમ અનંત છે. પ્રેમના દાનથી કોઇ ભિખારી બન્યું નથી."

"તમે પ્રેમની આવી વકીલાત ક્યાં શીખી આવ્યાં?"

"તમારા મીઠા સ્મરણની શાળામાં" હાજર જવાબ મળ્યો.

"તમે મને તર્કશાસ્ત્રમાં તો હરાવ્યો."

"ને વહેવારમાંય તમે જ હારવાના."

"જાઓ, જાઓ, એવી વાત ન કરો. જયાને અન્યાય થાય–"

"જયાને અન્યાય થવાનો જ નથી. હું તમારી થઇશ તો જયા તરફથી આપણે બે સાથે મળીને લડીશું."

ઇન્દુલાલ મુઝાયો, ને કંઇ બોલી શક્યો નહિ. કુસુમ તરફ તે સ્નેહાળ–લાચાર આંખે જોઇ રહ્યો. કુસુમ જરા મલકાઈ ગઇ હતી. તેને પ્રિયતમ સાથે દીલ ખોલવાની સંધિ મળવાથી અત્યંત આનંદ થયો હતો.

"હું હવે રજા લઇશ."

"કેમ? બહુ ઉતાવળ છે? હજુ મારા પ્રશ્નનો જવાબ તો મળ્યો નથી."

"મને વિચાર કરવા દો. મને લાગે છે કે હું આદર્શની સૃષ્ટિમાંથી ગબડી પડીશ."

"નહિ. નહિ. હું તમારું તપ ભંગ કરાવવાને ઇંદ્રલોકમાંથી આવી નથી."

"એ તપ ભંગ કરાવનારી ઇંદ્રલોકની અપ્સરાઓ પરવડે; પણ તમારા જેવી વિજળી શક્તિથી દૂર રહેવામાં જ મઝા—"

"દૂર શા માટે રહો ? એ વિજળી શક્તિને તમારી જ કરી લો ને !" કહી કુસુમ મસ્ત નયને ઇન્દુ તરફ જોવા લાગી. ઇન્દુનું મગજ બહેર મારી ગયું હતું. તેનું દીલ ચળ્યું હતું અને તે સાથે જ જીગરમાં ડંખ થતો હતો. કુસુમ રૂપ અને યૌવનની પૂતળી હતી. તેની વિચારશકિત ગહન અને બુદ્ધિ તીવ્ર હતી. હજુ એની યૌવન વસંત હમણાં જ બેઠી હતી, છતાં એનું જોબન અજબ બ્હારમાં ખીલ્યું હતું. ખુદ રતિપતિની આશિષ એના યૌવનને મળી હતી. વસંતે એની નવજુવાનીનાં ઓવારણાં લીધાં હતાં. કોમળ પુષ્પો એના જોબનવંતા શરીરમાં સુગંધ ભરતાં હતાં અને એનાં નયન-માંથી પુષ્પધન્વાનાં બાણો અદૃશ્ય રીતે છૂટીને સામે બેઠેલા યુવાનના મર્મભાવો ભેદી નાંખતાં હતાં.

"હું હવે જઇશ." અંતે કંઈ ન સૂઝવાથી ઇન્દુ ઉભો થયો.

"કાલે આવશો ને ?"

"હા" કહી તે બારણા તરફ ચાલ્યો ગયો અને કુસુમ દૃષ્ટિ પહોંચી ત્યાં સુધી તેને જોતી ઉંબર આગળ ઉભી રહી. એ આંખો ખેંચતી, દૂર નજર નાખતી મસ્ત ભાવે ઉભી હતી એવામાં પાછળથી **ભા**નુમતિ આવી અને રમતિયાળ ભાવે બોલી :

"અલી **શ**કુન્તલા ! દુષ્યંત તો ગયો. હવે આશ્રમમાં ચાલ..."

કુસુમે પાછા ફરી **ભા**નુમતિને જોઇ. તે શરમાઇ ગઇ ને શરમ સાથે જ તેના વદનપર અનિર્વચનીય આનંદની છટા પણ આવી.

## પ્રકરણ ૯ મું.

### વાણીઆઓનું સાજનું.

જયા અમદાવાદ ગઇ અને હર્ષદરાયના—તેના પિતાના—ઘરમાં રહેવા લાગી તેથી આખી વણિક જ્ઞાતિ ખળભળી ઉઠી. જૂના વિચારનાં સ્ત્રી પુરૂષોને મન જયા કાળમુખી ડાકણ જ હતી. ધણી સામે માથું ઉંચકનાર આ બલાને સ્ત્રીઓએ શંખણીનો ખિતાબ આપી દીધો હતો. મંદિરે મંદિરે ભટકતી અને ધર્મને નામે ભ્રષ્ટ થતી ગૃહસ્થ વેશ્યાઓ જયાના પવિત્ર બંડખોર આત્માથી અભડાઈ જતી હતી. 'ઓ મા! આનું નામ તે કળજુગ! રાંડ ધણીની સામે અદાલતમાં ગઈ ને કહી આવી કે એ મારો ધણી જ નથી. બાઇ, હું તો પહેલાંથી જ કહેતી હતી કે જયાબાઇનાં લક્ષણ કંઇ સારાં નથી. કુંવારી હતી ત્યારથી જ રાંડનો કંઈ ઠસ્સો—કંઇ ઠસ્સો! જો મારી દીકરી હોયને તો ઉભી ને ઉભી ચીરી નાખીને મીઠું ભરૂં. પણ આજકાલના મુઆ સુધારાવાળાને કહેવા કોણ જાય! કાદવમાં પથરો નાખીએ તો આપણે છંટાઇએ." જયા અમદાવાદ ગઇ તેને બીજે જ દિવસથી દરરોજ બસો બાવન વૈષ્ણવની કથા સાંભળીને સ્વર્ગનો પરવાનો લેવાની તૈયારી કરતી ગોદાવરી નામની મરજાદણે જયા વિષે આવી વાતો કરવા માંડી હતી. ધના સુતારની પોળમાં વીઠલેશજી મહારાજની હવેલીમાં એ "સમા સમા"ના દર્શન કરતી અને ચક્કીની સેવા, ફુલમંડળીની સેવા વિગેરે ભાતભાતની "સેવા"ની એ ઈજારદાર હતી. એની ઉમ્મર પચાસની ભરતીમાં આવી હતી. માથાપરના વાળ સફેદ થઈ ગયા હતા. મ્હોંપર કરચલી વળવા આવી હતી. કરમાઇ ગયલી જુવાનીનો શોક કરતી હોય તેમ તેની આંખો ઉંડી ઉતરી ગઈ હતી. પણ હજુ એની કામવાસના મરી ગઈ

ન્હોતી. એ તેરમે વર્ષે પરણેલી અને એના પતિની અસીમ કૃપાથી અરધો ડઝન બચ્ચાંની મા થયલી; પણ એને ત્યાં "લીલી વાડી" રહે તે જમરાજાને ગમતું ન્હોતું એમ એ કહેતી. એનો પતિ દમિયલ હતો અને દમિયલનાં બચ્ચાં ઝાઝું ન જીવે એ વાત ખુદ બ્રહ્મા નીચે આવીને એને સમજાવે તો પણ ગોદાવરી માને એવી ન્હોતી. બાવીસ વર્ષની ભરજુવાન વયે એણે "બચ્ચાં" જીવાડવા માટે "મરજાદ" લીધી અને મરજાદ લેતાં જ એની નજરે આખી દુનિયા નીચી ને એ બધાથી ઉંચી થઇ ગઇ. ગલથુથીમાંથી પતિને પરમેશ્વર ગણવાની વિદ્યા એ ભણી આવી હતી, પણ મર-જાદના જાદુ મંતરે એ વિદ્યાપર પાણી ફેરવી દીધું અને એ પોતાના પરણ્યા પતિને પણ "અછૂત" ગણવા લાગી. દિવસમાં પાંચ સાત વખત શરીરપર પાણી રેડવું, મંદિરે મંદિરે ભટકવું, રસ્તે જતાં "જો જો, અડકશો. મરજાદી છીએ......"ની બાંગ મારતાં જવું અને હવેલીમાં બેસી સમાધાની, ચોબાઓ અને જલગરીઆઓ સાથે ટહેલ ટપ્પાં મારવાં અને કોઇ ધન્ય પળે શ્રીઅંગની સેવામાં શરીર અર્પણ કરી સદેહ સ્વર્ગમાં જવું એ ગોદાવરીનું જીવન હતું. તેની જુવાની કરમાઇ જવાથી તે શ્રીઅંગની અમી નજરથી દૂર થઈ ગઇ હતી તે માટે તેણે કુદરતને લાખ લાખ ગાળો દીધી હતી. એનો "શ્રીઅંગ" પણ બુઢ્ઢો ખખ થઇ ગયો હતો એ વાત એના મગજમાં ઠસતી જ ન્હોતી. "જય કનૈયા! જય કૃષ્ણચંદ્ર! ઓ મારા વ્હાલા!" આ શબ્દો એ પળે પળે ઉચ્ચારતી અને પોતાના શ્રીઅંગની સેવામાં બીજી યુવાન સ્ત્રીઓને મોકલીને પોતાની "મરજાદ"નો પ્રભાવ વધારતી. ગંદો જલગરીઓ એને ધક્કો મારી શક્તો. પણ એના પતિને બે વારને છેટેથી જ વાત કરવાની ગોદાવરીએ લશ્કરી આજ્ઞા કરી હતી. એના "અમરજાદ" પતિના શ્વાસથી પણ એની પવિત્રતા ઓછી થવાની એને સતત બીક હતી. આ સ્ત્રી આટલી વયમાં ઓછામાં ઓછા સોએક જણની

ગોપી થઇ ચૂકી હતી; પણ પતિવ્રતધર્મ અને શિયળની એને એટલી બધી ધગશ હતી કે જયાને જોતાં જ એને નખથી માથા સુધી આગ લાગતી. જયાને જોતાં જ આ પવિત્રતાની પૂતળી અંગૂઠામાંથી અગ્નિ કાઢીને બદમાસ જયાને શા માટે ભસ્મિભૂત કરી નાખતી ન્હોતી તે અમે જાણતા નથી. અમે એટલું જ જાણીએ છીએ કે આ ભ્રષ્ટમાં ભ્રષ્ટ વૃદ્ધ દલ્લાલણ જયાના પગની ખાખ ચૂમવાને પણ નાલાયક હતી છતાં વણિક જ્ઞાતિમાં તે "પવિત્ર વૈષ્ણવ બાઇ" ગણાતી અને જયા "શંખણી"ને નામે વગોવાતી. ધર્મનો આવો ભયંકર હ્રાસ ઇતિહાસને પાને કદિ ચઢ્યો નથી.

નાતના જુવાનીઆઓ માટે જયા રસભરી ચર્ચાનું પાત્ર થઇ પડી હતી. આખી નાતમાં એવો એક યુવાન ન્હોતો કે જે જયાના પ્રેમ માટે તેને પગે ન લાગે. વાત એમ હતી કે તેમની દ્રાક્ષ ખાટી થઇ ગઇ હતી. જયા તેમના તરફ થુંકતી પણ ન્હોતી. આથી જયાને નીંદવાનો અને તેને નીંદી સનાતન હિંદુ સમાજનો ધર્મ અખંડ રાખવાનો તેમનો ધર્મ થઇ પડ્યો હતો. અમદાવાદમાં જયાનાં પગલાં પડ્યાં ત્યારથી જ હર્ષદરાયના કુટુંબને નાતબ્હારની જનટી ડાંગ મારી હાંકી કાઢવાનો પોકાર થવા લાગ્યો. જયા સામે કેસ થયો ત્યારથી જ હર્ષદરાયને માથે આ બેધારી તલવાર લટકી રહી હતી. અને હવે એ જોગણી તેનો ભોગ લેવા તૈયાર થઇ. ગોદાવરી ડોશીએ આ મહાન લડતની સરદારી લીધી. તેણે બસો બાવન વૈષ્ણવોને ડાંકરીઆપર કરવા મોકલી દીધા. રાતનો સત્સંગ તજી દીધો અને એકેએક નાતીલાને ઘેર જઇ જયાની ભયંકરતાનું વર્ણન કરવા માંડયું. "જો આવી બલાઓ સાંખી લેશો તો કોઇના ઘર મંડાવાના નથી" એવી ભુંગળ તેણે વગાડવા માંડી. ગાંધીજીના ભાષણમાં નોકરશાહીને બ્રિટીશ સરકાર સામે જેટલો રાજદ્રોહ અને ધર્મદ્રોહ ન જણાય તેટલો જ્ઞાતિદ્રોહ અને ધર્મદ્રોહ જયાના વર્તનમાં ગોદા-વરીને દેખાયો અને એ ધર્મદ્રોહીને સજા ન થાય તો આખી સમાજ

રસાતળ પહોંચી જશે એવી તેણે હાકલ મારી.

અભણ, વેવલા, બૈરાંને પગલે ચાલનારા નમાલા, નાર્મદ પુરુષોએ ગોદાવરી ડોશીની સરદારી સ્વીકારી લીધી અને ફક્ત ત્રણ દિવસમાં ડોશી ઇંડરીઓ ગઢ જીતી ગઈ. જયાના વર્તન વિષે વિચાર કરવા માટે અને હર્ષદરાયને યોગ્ય સજા કરવા માટે નાતના શેઠ અમથાલાલને નાતનું સાજનું બોલાવવાની ગોર મારફતે "નોટીસ" મોકલી. આજે આ મહાન ન્યાયાધિશો હર્ષદરાયનો ન્યાય છણવાને નાતની વાડીમાં ભેગા થવાના હતા.

નાતની સભા રાતે નવ વાગે બોલાવવામાં આવી હતી; પણ ટીખળી જુવાનીઆઓ અને સનાતની દંભીઓએ આઠ વાગ્યાથી જ નાતની વાડી દીપાવી દીધી હતી. બરાબર નવ વાગે હર્ષદરાય ગંભીર ચહેરે આવ્યા. હજુ નાતના શેઠ આવ્યા ન્હોતા, કેમકે તેમની "ઘડિયાળ"માં હજુ બહુ બહુ તો સાત વાગ્યા હતા. નાતીલાઓને ટવળાવી સભાભવનમાં પધારવાનો શોખ અમથાલાલ શેઠને કોઇ વફાદાર રાવબહાદુરે લગાડ્યો હતો. શેઠના આગમનની રાહ જોતાં બધા વિધવિધ જાતના ગપ્પાં મારવા લાગ્યા. કોઇએ સીધીઆ ને તાતાની તો કોઇએ લક્ષ્મીજીવન ને માસ્તર મોહનની વાતો કરવા માંડી. અરધા પોણા કલાકમાં આ મંડળમાં લગભગ આખા દુનિયાનો મેલ ધોવાયો, પણ હજુ શેઠ ન આવ્યા. હર્ષદરાય એક ખૂણામાં શાંત બેસી રહ્યા હતા. ઘરડે ઘડપણ તેમને માથે ભારી આફત આવી પડી હતી. તે જયાની દયા ખાતા, જયાને ચ્હાતા—જયાને સાચી માનતા; છતાં તેમની મનોદશા આજે કરૂણ થઈ ગઇ હતી. સુમિત્રાએ તેને નાત સમક્ષ પાઘડી ઉતારી, જો જરૂર પડે તો જયાને ઘરમાંથી કાઢી મૂકવાનું વચન આપીને "નાતબહાર" ના કલંકમાંથી ઊગરી જવાનો રાક્ષસી હુકમ કર્યો હતો. જો નાતબહારની સજા થશે તો કુવા તળાવ કરવાની ધમકી પણ એ અભણ સ્ત્રી આપી ચૂકી હતી. હર્ષદરાય પોતે પણ ધોળામાં ધૂળ નાખવા માગતા

ન્હોતા. જયા સાચી હતી, પણ તેની સત્યતામાં ઉછૃંખલ અને ઉદ્ધ-તાઈ હતાં એવી તેમની માન્યતા હતી. જયાને ઘરમાંથી કાઢી મૂકવી એ વાત તેમના દીલને અસહ્ય લાગતી હતી. નાતબહાર થવાની પણ તેમની મરજી ન્હોતી. ત્યારે શું કરવું ? આ પ્રશ્નપર વિચાર કરતાં તે ગમગીન ચહેરે બેસી રહ્યા હતા.

" કેમ શેઠ ! શો વિચાર કર્યો ? " તરત જ સભાભવનમાં પગ મૂકતા નાતના બીજા નંબરના શેઠ ગણાતા નાથાલાલે પોતાની ફુલેલી ફાંદપર એક હાથ રાખી બીજા હાથમાંની તપખીરની ચપટી નાકમાં ઠેસવી દઇ હર્ષદરાયને સંબોધી કહ્યું.

" આવો શેઠ, આવો—" હર્ષદરાયે નાથાલાલને માટે બાજુમાં જગા કરી: " શાનો વિચાર ? "

" આ તમારી દીકરીનો સ્તો ! ભલા માણસ ! આપણી ઉજળી વરણમાં એવું શોભે ? કોર્ટમાં જઇ ધણીની સામે લડવાનું પારસણો ને મડમોનું કામ ! શેઠ ! તમારી દીકરીએ આખી નાતનું નાક કાપી નાખ્યું"...નાથાલાલને નાતના કપાયલા નાક માટે આ સમયે ડૂસકા કેમ ન આવ્યા હશે તે તો તે જાણે !

" હોય શેઠ ! આજકાલનાં બચ્ચાં ! ભૂલ તો થઇ, હવે શું કરીએ ? " હર્ષદરાય નરમાશથી બોલ્યા.

" શું કરીએ ? અરે હર્ષદભાઈ ! મારી વીરૂ જો એવું કરે ને તો ફાંસીએ ચઢાવું ફાંસીએ–સમજ્યા ? દીકરીની જાતને આવા ભવાડા શા ? મને તો તમારી દયા આવે છે. આ ઘરડેઘડપણ આવી ફજેતી ! " નાથાલાલે ડહાપણનો દરિયો ખાલી કરવા માંડયો.

" નાતભાઇઓને જે ઠીક લાગશે તે કરશે. " હર્ષદરાય છેક શરણે જવા લાગ્યા.

આ વખતે ઘડીયાળમાં સાડાદશની ટકોરી થઇ અને બધા અક-ળાવકળા થવા લાગ્યા. થોડી જ વારમાં બધાની આશા ફળી. અમદાવા-

દની વણિક જ્ઞાતિના શેઠસાહેબની રસાલા સાથે પધરામણી થઈ. અને બધાના જીવમાં જીવ આવ્યો. " પધારો, પધારો " ના અવાજો વચ્ચે શેઠ પાઘડી સંભાળતા સંભાળતા તકીએ બીરાજ્યા અને સભા પળભર શાંત થઇ ગઇ.

અમથાલાલ શેઠ કાળા અક્ષરને કૂટી મારનારા શ્રીમંત ગૃહસ્થ હતા. ૫૫ વર્ષની વય થવા છતાં તેમની જુવાની છૂ થઇ ગઈ ન્હોતી એવી તેમની ખાસ માન્યતા હતી. અગાઉ તેમણે ત્રણ વણીક દીકરીઓનો ભોગ લીધો હતો અને એ ત્રણ પત્નીઓનાં પોણો ડઝન કુરકુરીયાં તેમના ઘરમાં ચીંચીં કરી રહ્યાં હતાં. છતાં શેઠને પગચંપી કરવા માટે નવવધૂની ખોટ જણાઈ હતી અને વીશ હજારને ખર્ચે એક ચૌદ વર્ષની બોલતી પૂતળીને તેમણે ઘરમાં બેસાડી દીધી હતી. જો એમની તીજોરીમાં નોટોના બંડલો ન હોય તો અમદાવાદનો ગાંયજો પણ એમને નોકરી રાખે એમ ન્હોતું પણ પીળા સીક્કાના પ્રતાપે અમથાલાલ શેઠ આખી નાતપર રાજ ચલાવતા હતા.

" કેમ હર્ષદરાય ! આ શું કાળું કર્યું ?" શેઠ તડુક્યા. સભા ચલાવવાની તેમની આવી ખાસ પદ્ધતિ હતી: " દીકરીને ઘરમાં ચુપચુપ ઝેર દઇ ન દેવાયું કે આમ ભરી અદાલતમાં ભવાડો કરવા ગયા ? તમે પણ દીકરીની વ્હારે ધાઈ કોર્ટમાં સાક્ષી આપી આવ્યા છો એ કંઇ નાનોસૂનો ગજબ છે ! તમે એમ સમજતા હશો કે નાત શું કરવાની છે, પણ અમે કંઇ બંગડીઓ પહેરી નથી સમજ્યા ? તમારા જેવાની સખત ખબર લીધા વિના નાતનું માન સચવાવાનું નથી......" અચાનક દમ ચઢી જવાથી શેઠ અટકયા અને હર્ષદરાયના વિરોધીઓને ગર્જના કરવાની તક મળી.

" શેઠ ! આવા બનાવો માટે પાણી પહેલાં પાળ બાંધવાની ખાસ જરૂર છે. હર્ષદરાયની છોકરી પહેલાંથી જ વંઠેલી હતી. તેની જ ઉશ્કેરણીથી કપોળની નાતમાં છગનલાલની દીકરી કુસુમે

બબ્બે વરને તોરણેથી પાછા વાળ્યા હતા. આપણી નાતના મોત જીવતનો આ સવાલ છે. જયા જેવી ફાટેલ છોકરીઓ જે નાતમાં પાકે તે નાત રૌરવ નરકમાં જશે એમ આજે જ ગોર મહારાજ કહેતા હતા. નાતભાઈઓને હું અપીલ કરૂં છું કે એ બલાના બાપને–તેના આખા ઘરને–નાતબ્હાર મૂકી એ લોકોની ગોળીનું પાણી હરામ કરવું......" એક જણે નાતની હસ્તી માટે ફાટફાટ થતી છાતીએ ભાષણ કર્યું.

"ભાઈઓ," ગૌરક્ષા મંડળમાં વક્તૃત્વ કળાનો ઇજારો લઇ બેઠેલા એક સખસે મોટે સ્વરે બોલવા માંડ્યું: "આ બનાવ એવો છે કે આપણે સખ્ત હાથે કામ લેવાની જરૂર છે. હુંદરાયનો ગુન્હો જેવોતેવો નથી નથી. આપણી નજર સામે મી. કાંતિલાલ સાથે એમની પુત્રીનાં લગ્ન થયા હતા છતાં આખી ન્યાતનું અપમાન કરીને એઅદાલતમાં જઇ એમ કહી આવ્યા છે કે જયાનું લગ્ન અપૂર્ણ હતું. આવું હડહડતું અપમાન તમે સાંખી લેશો? આપણે શ્રી કૃષ્ણ-ચંદ્રના વારસો છીએ, શ્રી રામચંદ્રના અવશેષ છીએ. આપણી સ્ત્રીઓમાં સીતા, દમયંતી અને અનસુયાના તત્વો ભરેલા છે. જો આપણે જયા જેવી બંડખોર, ઉદ્ધત, નાલાયક અને પાપી સ્ત્રીને લઇ ચલાવીશું તો કાલને વ્હાણે એકએક નાતભાઇના ઘરમાં હોળી સળગશે અને આપણી નાત હતી ન હતી થઈ જશે. માટે સાવધાન! જયા કુંવારી હતી ત્યારથી જ એનાં લક્ષણ સારાં ન્હોતાં. પુરૂષોની સામે એ માથું ઢાંકતી ન્હોતી; પુરૂષોની હાજરીમાં બોલતાં શરમાતી ન્હોતી; પુરૂષોને મગતરા જેવા ગણી એ ચાલી જતી હતી—"

"એ ભાઈ! તમારે જે બોલવું હોય તે બોલો. પણ જયા બ્હેનની ચાલચલગતને ખોટું કલંક ન લગાડો—" એક શિક્ષિત યુવાન જે જયાને પવિત્રતાની જીવંત પ્રતિમા માનતો હતો તે બોલ્યો.

"તમે ચૂપ રહો. તમારા કરતાં એ વંતરીને હું સારી પેઠે ઓળખું છું."

"સંભાળીને બોલો—"

"નહિ તો—"

"નહિ તો તમારૂં ડાચું રંગી નાખીશું." પેલા સુધારક તોફાની ટોળીના પાંચ સાત જણા બોલી ઉઠ્યા.

"અમથાલાલ શેઠ ! આ લોકોને વારો. તમારી હાજરીમાં મને ધમકી આપીને તમારૂં અને આખી સભાનું અપમાન કરે છે."

"Demn such meetings—" તોફાની ટોળીમાંનો એક જણ બોલ્યો.

"એઇ ! અંગ્રેજીમાં ગાળ કેમ દે છે ?" સનાતની કિલ્લાનો એક સંરક્ષક સમજ્યા વિના બરાડ્યો.

અમથાલાલ શેઠ એક મિનિટ ચૂપ બેસી રહ્યા. પછી તેમણે સભાને પોતાનું બોખું મ્હોં બતાવી કહ્યું: "બધા ચૂપ રહો."

"આ માણસ ગમે તેમ બકબક કરે છે તેને પહેલા વારો—" તોફાની ટોળી બોલી.

"હર્ષદરાયને નાતબહાર મૂકો. લાંબા ભાષણોની કંઇ જરૂર નથી." જૂના વિચારનો સંઘ પોકાર્યો.

સભામાં ગરબડ વધી. કેટલાંકો હાથોહાથ આવવાની તૈયારી કરવા લાગ્યા. અમથાલાલે સમયસૂચકતા વાપરી કહ્યું:

"હર્ષદરાય ! તમારે કંઇ કહેવું છે ? મારી સમજ પ્રમાણે તમે ગુનેહગાર છો."

"મારે કંઇ જ કહેવાનું નથી." હર્ષદરાય નમ્ર સ્વરે બોલ્યા: "નાતભાઇઓ જે હુકમ કરશે તે માથે ચઢાવવાને હું તૈયાર છું."

અમથાલાલે નાતના બીજા પટેલીઆઓ તરફ જોવા માંડયું. હર્ષદરાય આમ નમી જશે એવી કોઇએ કલ્પના પણ કરી ન્હોતી. તેમની નમ્રતા જોતાં જ તોફાની યુવાનો ઠંડા થઇ ગયા.

“સાલો આખરે ડરી ગયો–” તેમાંનો એક બબડયો.

“શેઠ સાહેબ અને નાતભાઇઓ!–” હર્ષદરાયે પહેલીવાર ભાષણ કરવા માંડયું: “મારી દીકરી ઉદ્ધત નીવડી છે તે હું કબુલ કરૂં છું. પણ છોરૂ કછોરૂં થાય–માબાપ કમાબાપ થાય છે? તે મારા જમાઈના ઘરમાંથી નાસી ગઈ અને મામલો કોર્ટે ગયો તે માટે મેં તેને સખત ઠપકો આપ્યો છે. હવે તે મારા ઘરમાં રહે છે. અદાલતમાં મેં નાતનું અપમાન કર્યું ન્હોતું. પણ જે સાચી વાત હતી તે જ કહી હતી. મારી દીકરી ચારે ચાર મંગળફેરા ફરી ન્હોતી—”

“એ વાત તમારે કહેવી જોઇતી નહોતી. કેટલીક વખતે જૂઠું બોલવાની ફરજ થઇ પડે છે.” એક ડોઢડાહ્યો બોલ્યો.

“જે થવાનું હતું તે થઇ ગયું. હવે—”

“હવે નાતબહાર થાઓ.”

“નાત દયાળુ છે. તે જે હુકમ કરશે તે હું માથે ચઢાવીશ.”

“હર્ષદરાય!—” શેઠ ન્યાય આપતાં બોલ્યા: “તમારી મને દયા આવે છે. તમારી વૃદ્ધ ઉમ્મરે તમારી સાથે હું ક્રૂર થવા માગતો નથી. માટે તમારે નાતની માફી માગી પ્રાયશ્ચિત કરવું અને તમારી વંઠેલ દીકરીને ગમે તે રીતે તમારા જમાઇને ઘેર મોકલી આપવી. જો તે ત્યાં કંઈ નવું તૂત જગાડે તો તમારે તમારી દીકરીને જરા પણ મદદ કરવી નહિ. જો આ શરતો [illegible] મંજુર હોય તો તમે નાતમાં રહી શકશો. કેમ ખરૂં ને ગોર મહારાજ?—”

" યોગ્ય છે. આપ શ્રી દયાસાગર અને સાક્ષાત ન્યાતદેવતા છો. શરણે આવનારને ક્ષમા આપવી એ શાસ્ત્રનું વચન છે–" ગોરે શ્રીમંત યજમાનની ખુશામદ કરી.

" હર્ષદરાય ! તમારે નાતની સરતો મંજુર છે ? "

" જી, પણ જયા સાસરે ન જાય તો ?—" હર્ષદરાય અચકાયા.

" તો તેને તમારાથી ઘરમાં રખાશે નહિ. " જોહુકમી હુકમ છુટયો.

" ઠીક. પ્રભુ કરે તે ખરૂં. " એક ઊંડો નિઃશ્વાસ નાખી જયાનો પિતા બોલ્યો અને સભાનું કામ ખતમ થયું. હર્ષદરાય ગમગીન ચહેરે સભામાંથી ઉઠી ચાલ્યા ગયા, થોડાક પાનબીડી ઉડાવવા લાગ્યા અને બીજા ધીમે ધીમે વીખરાવા મંડ્યા.

## પ્રકરણ ૧૦ મું.

### જયા સાસરે જાય છે!

હર્ષદરાય નાતની સભામાં હારી આવ્યા. નાતના જમડાઓની સામે થવાની તેમની હિમ્મત ન ચાલી. તે ઘેર આવતાં જ તેમના ઉતરેલા મ્હોપરથી જયા સમજી ગઇ કે બાપાજી નમી ગયા છે! સુમિત્રાને નાતના સાજનાની વાત સાંભળી "રામજી પાયા" જેવું થયું. તેની જીત થઇ તેથી તે મલકાઇ. નાતબહારનો ડંકો પડતાં તેને સાત પેઢી સુધી રૌરવ નર્કમાં પડવાનો ભય ઉપજ્યો હતો તે હવે નાબુદ થયો. જયાની દશા કાંતિલાલને ત્યાં કેવી થશે, આ બેદીલ યુગલનો સંસારરથ શી રીતે ચાલશે, તેમનાં દીલ એકતાર કેમ થશે, એકવાર તૂટેલું કાચનું પાત્ર શી રીતે સંધાશે તે વિષે વિચાર કરવાની જરૂર સુમિત્રાને જણાતી જ ન્હોતી. તે એવી પાઠશાળામાં ભણી હતી કે જ્યાં સ્ત્રી જડ વસ્તુ મનાય છે. તેને ગમે ત્યાં ફેંકવાનો પુરૂષોનો જન્મસિદ્ધ હક્ક સુમિત્રાને મંજુર હતો.

હર્ષદરાય ઘેર આવતાંને વાર પોતાની નબળાઇ માટે પસ્તાયા. તે સમજુ હતા. પણ તેમનામાં સમાજની સામે થવાની હિમ્મત ન્હોતી. વળી સુમિત્રાના દરરોજના કલહકંકાસથી તે કંટાળી ગયા હતા અને જયા માટે તેમના દીલમાં અત્યંત લાગણી હતી; છતાં તેમનું વૃદ્ધ હૃદય નાતની સત્તા સામે નમી પડ્યું હતું. ઘરમાં પગ મૂકતાં જ તેમનું અંતર તેમને ડંખવા લાગ્યું. તેમને લાગ્યું કે તે એક મહાન પાપ કરી આવ્યા છે. જયા તેમના દીલનું દર્દ સમજતી હતી અને એટલા પુરતો જ તેને જરાતરા દિલાસો હતો.

"દીકરી!" હર્ષદરાયે બીજે દિને જયાને પાસે બોલાવી લાગણીભર્યા સ્વરે કહ્યું: "તું જાણે છે કે તું જો અહિં રહેશે તો નાત

મને જંપવા દેવાની નથી. તારી બા અભણ છે. એટલે જો તું ઘરમાં રહેશે તો રોજની હોળી સળગશે. તારૂં પડયું પાનું નીભાવી લે—"

"બાપુજી ! હું તમારૂં દીલ કોઇ પણ રીતે દુભવવા માગતી નથી. ભલે કાંતિલાલ મને લઇ જાય." જયાએ જેમતેમ મનઃસંયમ કરી, આંસુ ખાળતાં કહ્યું. તેના દીલમાં લાહ્ય લાગતી હતી. તેના પિતાની નબળાઇથી તેનો આજસુધીનો વિજયી સંગ્રામ ધૂળમાં મળતો હતો. તેની જીવન તપશ્ચર્યા ખાખમાં મળી જતી હતી. તેની આશાના સઘળા મિનારા કયારના તૂટી ગયા હતા; પણ એ ઘડીની શાંતિ મેળવવાની તેની ઉમેદ પણ હવે નષ્ટ થતી હતી. વિધાતાએ જ તેને જીવનભર અશાંતિની આગમાં બળવા માટે સરજી છે એમ માની તે કાંતિલાલને ત્યાં જવા તૈયાર થઇ હતી.

"રાંડયા પછીનું ડહાપણ તે આનું નામ ! આટલા તોફાન કર્યા પછી માટીને ત્યાં જવા તૈયાર થઈ તેના કરતાં પહેલાંથી જ સીધી રહી હોત તો દુનિયામાં નાક કપાત ખરૂં !" સુમિત્રા અત્યારે પણ દીકરીને ડામ દીધા વિના રહી ન શકી. તેનું માતૃવાત્સલ્ય જ જયાનું બંડ જોઇ સૂકાઇ ગયું હતું.

"બા ! તું માન કે ન માન પણ કાંતિલાલ કદિ મારો પતિ હતો નહિ ને થવાનો પણ નથી. હું તેને ત્યાં જવા તૈયાર થઈ છું; કેમકે મારા પિતાજી હિમ્મત હારી ગયા છે." જયા દૃઢ સ્વરે બોલી.

"દીકરી !" હર્ષદરાય બોલ્યા: "તારી મનોવ્યથા હું સમજું છું. આપણા સમાજમાં તારા જેવી ભાવનાસૃષ્ટિમાં રમનારી બાળાઓ માટે દુઃખ સરજાયું છે."

"બાપુજી ! દીલ વગરના જોડાણથી આપણે સુખી થવાના છીએ ?" જયાએ પ્રશ્ન કર્યો.

" નહિ; પણ આપણી સમાજને દીલ જ નથી.બધે પશુવૃત્તિનું જ સામ્રાજ્ય છે ને તેથી એકાદ બે વ્યક્તિ ઉચ્ચ ભાવનાવાળી જણાય તો સમાજના જનાવરો તેને કચડી નાખે છે."

" ને ન કચડાય તો ? "

" કચડાય જ. હજારો પશુઓ સામે એક વ્યક્તિનું શું જોર ? "

" લાખો કીડાઓ સામે એક વનરાજ પૂરતો છે." જયાની આંખોમાંથી દિવ્ય જ્યોતિ નીકળી.

" લવારો રહેવા દે ને ગુપચુપ તારે સાસરે જા." સુમિત્રા, જયા વકીલાત કરે તે સહી શકી નહિ.

" તું ચૂપ રહે." હર્ષદરાયે તેને ધમકાવી.

" હું ચૂપ રહું ? શા માટે ? તમે જ એ રાંડને આટલી બધી ચઢાવી મૂકી છે." સુમિત્રા ફાટી.

હર્ષદરાયે મૌન સ્વીકાર્યું.

" બાપુજી ! તમે તમારે કાંતિલાલને પત્ર લખી મને તેડી જવાનું લખો. હું તમને દુઃખી કરવા માગતી નથી."

અત્રે આ વાતનો અંત આવ્યો. હર્ષદરાયે કાંતિલાલને નમ્રતા-ભર્યો પત્ર લખી જયાના સઘળા ગુન્હા માફ કરી તેને મુંબઇ તેડી જવાની વિનંતિ કરી. પત્ર મળતાં જ કાંતિલાલ અમદાવાદ દોડી આવ્યો. એ શરીરભૂખ્યા પતિરાજને જયાને પોતાની કરવાની લગની લાગી હતી. જીવકોર ડોશીએ તેને તદ્દન નમાલો કહી ધુતકારી કાઢયો હતો. તેના મિત્ર નીશાનાથ અને કનૈયાલાલે જયાને હાઇકોર્ટની ડીક્રીથી કાન્તિલાલના શયનમંદિરમાં ખેંચી લાવવાની સલાહ આપી હતી. કાન્તિલાલ આવા ગરમાગરમ વાતાવરણમાં સીજી રહ્યો હતો. ગમે તે ભોગે–ગમે તે ખર્ચે–જયાને મેળવવાની તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી. આવા સંજોગોમાં હર્ષદરાયનો પત્ર મળતાં તેના આનંદનો પાર રહ્યો નહિ.

તેને વગર હથિયારે લડાઈ જીતાયલી જણાઈ. અનીકનીને પુલ્કિત હૃદયે તે અમદાવાદ આવ્યો.

તેને જોઇ સુમિત્રા ઓછી ઓછી થઇ ગઈ. કાંતિલાલ સામાન્ય નજરે ખરાબ માણસ ન્હોતો. જો તેણે વ્હાલથી જયાને જીતવાનો પ્રયાસ કર્યો હોત તો જયા તેના ઘરને સ્વર્ગ સમાન બનાવી દેત. તેણે પ્રથમથી જ " બુધે જાર બાજરી ને બુધે નાર પાધરી "નો હિંદુ-સમાજનો જુગજુગજૂનો મંત્ર અમલમાં મેલ્યો ને તેથી જયા વીફરી. એ પછી એવા બનાવો બન્યા કે જયા ઈન્દુલાલની થઇ ગઇ ને હવે ઉપરથી બ્રહ્મા નીચે આવીને જયાને કાંતિલાલની કોટે વળગાડે તો પણ જયા કાંતિલાલની થાય એ સંભવિત ન્હોતું. તેના કોમળ દીલને કાંતિલાલે સખ્તાઇથી છુંદી નાખ્યું હતું. જ્યાં વ્હાલ અને કુમાશની જરૂર હતી ત્યાં સોટી ને ગાળોનો તેણે ઉપયોગ કર્યો હતો. જયા તેને ધિક્કારતી હતી. વ્હાલથી ઉભરાતા જયાના દીલમાં કાંતિલાલ માટે લાગણીનું એક બુંદ પણ ન્હોતું. સુમિત્રા જમાઇરાજને જોઇને ઓછી ઓછી થઇ ગઇ. તેણે કાંતિલાલને અનેક મીઠી મીઠી વાતોથી રાજી કરવાની કોશેષ કરી. જમાઇરાજના માનમાં ઘરમાં મિષ્ટાન્ન ઉડ્યાં ને તે જ રાતે જયાને મોકલવાની તૈયારી થઈ.

" કાંતિલાલ ! " હર્ષદરાયે જમાઇને એકાંતમાં બોલાવી કહ્યું: "તમે સમજુ છો. જયા કલ્પનાવાદી છે. એને સંભાળી લેશો. "

" તમે કંઈ ચિંતા ન કરો. " કાંતિલાલે ટાઢક આપી. હર્ષદ-રાયે ભારી દીલે જયાને તે રાતે વિદાય કરી. સુમિત્રાનો જીવ ઠંડો થયો. આખરે તેને માથેથી સાપનો ભાર ગયો. હવે જયા ઘર માંડશે ને એક બે વર્ષમાં તો તે દીકરાના દીકરા રમાડતી થશે, એવા ખ્યાલથી તે મલકાવા લાગી. પણ " દીકરાના દીકરા " રમાડવાની આશા રાખ-નારીને કલ્પના શુદ્ધાં ન્હોતી કે જયા કઇ જાતની પૂતળી છે. જયાના ઉપરથી શાંત જણાતા હૃદયમાં **ધીખતો જ્વાળામુખી** બળી રહ્યો

હતો. તેની શાંત જણાતી આંખોમાં કોઈ પ્રખર નિશ્ચય ઝગારા મારી રહ્યો હતો. મોતની લેશ માત્ર બીક વિના કોઇ પ્રચંડ સેનાપતિ બળવાન શત્રુની સામે કુચ કર્યો જાય તેમ **જયા** શાંતિથી **કાંતિલાલ** સાથે છેલ્લું યુદ્ધ લડી નાખવા જતી હતી.

**કાંતિલાલ**ના આનંદનો પાર ન્હોતો. હવે **જયા** તેની થઇ ચૂકી. જે રમણીએ તેને અત્યારસુધી લોખંડના ચણા ચવાડયા હતા તે નિરાશ થઇ તેની સાથે તેનું ઘર માંડવા આવતી હતી. આ અણુ-ધાર્યો વિજયની કેફથી **જયા**નો માલિક મલકાઇ ગયો હતો.

ટ્રેન વખતસર આવી ને કાંતિલાલ **જયા**ને લઇ ટ્રેનમાં બેઠો.

## પ્રકરણ ૧૧ મું.

### પાલઘરપર પરાક્રમ!

"કેમ! દ્રૌપદીજી! તમારા પાંડવ વનવાસમાંથી પાછા ફર્યા કે નહિ?" ટ્રેન ઉપડતાં કાંતિલાલે જયા તરફ વક્ર નજરે જોઈ વ્યંગ કર્યો.

જયા કંઇ બોલી નહિ. એક લાચાર યુવતીને પહેલે જ પ્રસંગે ક્રૂર તાણો મારનાર પુરૂષ તરફ તેને પ્રચંડ ધિક્કાર ઉપજ્યો.

"સંભળાતું નથી?" કાંતિલાલ બરાડ્યો.

"મારા કાન પહેલાના જેટલા જ તીવ્ર છે." જયા બોલી.

"તો મારા સવાલનો જવાબ આપી મરની!"

"એ જવાબ તો કોર્ટમાં જ મળી ગયો હતો."

"શો?"

"કે તમે મારા પતિ નથી."

"હજુ એ ધૂન કાયમ છે કે?"

"એ ધૂન તો મરીશ ત્યારે પણ જવાની નથી."

"એમ! હવે તારી બધી મગરૂરી હવામાં ઉડી જશે."

"તે પ્રસંગ આવ્યે જણાશે." દૃઢ સ્વરે આટલું બોલી જયા આડું જોઇ બારીમાંથી બહારનો દેખાવ જોવા લાગી. કાંતિલાલને એવો ગુસ્સો ચઢયો કે જો બીજા ઉતારૂઓ ન હોત તો જયાને ટ્રેનમાં જ પુષ્પાંજલી આપી દેત!

"જયા!" હવસી કૂતરો પાછો જયાની નજીક જઇ તેના શરીરને જરા સ્પર્શ કરી બોલ્યો.

"સીધા બેસોને ! આટલા બધા માણસો........" જયાએ કાંતિલાલને ટાળવાની યુક્તિ કરી.

"તેથી શું છે ?" કાંતિલાલ વચ્ચે બોલી ઉઠ્યો : "તું મારી સ્ત્રી છે."

"હશે, પણ લોકો ભરમેદનીમાં પ્રેમ કરવા આવતા નથી." જયાએ ક્રૂર હાસ્ય કર્યું.

"જયા ! સામેની બેંચપરના ઉતારૂઓ સૂઈ ગયા છે."

"પણ આસપાસ લોકો છે ને !"

"મારી સાથે વાત તો કર."

"વાત કરવાની હું ક્યાં ના પાડું છું ?"

"ત્યારે હું તને પૂછું તેનો જવાબ આપ."

"પૂછો !" જયા બોલી અને એવી રીતે હસી કે કાન્તિલાલને પસીનો છૂટવા લાગ્યો.

"આ બલા સાથે કેમ દહાડા જશે !" તેણે મનમાં વિચાર કર્યો. થોડીવાર ચૂપ રહી તે બોલ્યો :" જયા તારા અવિચારી વર્તનથી મારી ને તારા પિતાની આબરૂ ગઈ-તું દુનિયામાં વગોવાઈ-મારી જગ્યાએ જો કોઈ બીજો હોત તો જીવનભર તારૂં નામ સુદ્ધાં ન લેત; પણ હું તને માફી આપું છું. જો તું મારી થશે તો હું તને દરેક રીતે સંતોષવાની કોશેષ કરીશ."

"હવે મને તમે સંતોષી શકો એ અશક્ય છે. હું જ્યારે તમારે ત્યાં આવી ત્યારે તમે મને વ્હાલથી જીતી શક્ત-તમે મારા પાંડવ થઇ શક્ત. હવે મને મારો પાંડવ મળી ગયો છે. ને મને તમારી કે દુનિયાની લેશમાત્ર દરકાર નથી."

"એટલે ?"

"એટલે એમ કે જો તમે સીધી રીતે વર્તશો તો હું તમને બે ટંક રાંધી આપીશ ને તમારી રસોઇયણ તરીકે કામ કરી બે

ટંક મારા પેટનો ખાડો પૂરીશ. એ શિવાય તમારે ને મારે, બીજો કોઈ જાતનો સંબંધ રહેવાનો નથી."

"હજુ તારી ખુમારી ગઇ જણાતી નથી. તારા બાપે તને મારે ત્યાં મોકલી છે તે ભૂલી ગઈ?"

"મારા પિતાને રાજી કરવાને તો હું તમારી સાથે આવી છું; નહિ તો તમારે હાથ ઘસતાં જ પાછા જવું પડત!" જયાએ રોકડો જવાબ આપ્યો.

"એમ કે?"

"હાજી. તમે એમ ધારતા હો કે જયા મારથી કે ધમકીથી વશ થશે તો તમે ખાંડ ખાઓ છો. આ જયાને ઘડતી વખતે બ્રહ્માએ જૂદી જ માટીનો ઉપયોગ કર્યો હતો."

"એ માટીની પૂતળીને ચગદી નાખતાં મને વાર લાગવાની નથી."

"એક વખત તમે મને ચગદી નાખવા આવ્યા હતા. તેનો સ્વાદ કેવો મીઠો હતો તે આટલી વારમાં ભૂલી ગયા?" તેની આંખો ભૂતકાળના પરાક્રમની સ્મૃતિથી હસી રહી.

"તારો પાંડવ ક્યાં છે?"

"જ્યાં પાંડવ રહી શકે ત્યાં."

"સીધી ભસને!"

"સીધી નહિ તો હું ક્યાં આડી વાત કરૂં છું? પાંડવ ક્યાં હોય? કુરૂક્ષેત્રમાં!"

"તારો બાપ કુરૂક્ષેત્રમાં હશે!"

"મારો બાપ તો અમદાવાદમાં છે તે તમે જાણતા નથી?" જયા આડી થતી ત્યારે તેની હઠ ભયંકર થઈ જતી. કાંતિલાલના પ્રશ્નોએ તેને વધારે વીફરાવી મૂકી.

"એ સાળો છે કોણ?"

"કોણ ?"

"તારો પાંડવ !"

"તમને કોર્ટમાં મળ્યો હતો તે !"

"કોણ પેલો ભામટો ઇન્દુ ?"

"હા : એ ભામટો તમારા કરતાં હજારગણો બહાદૂર અને પ્રમાણિક છે."

"જયા ! તું મને ગુસ્સે ન કર—"

"નહિ તો શું કરશો ? મારશો ખરૂં ને ? તમારા જેવા બાયલા વૈરીપર હાથ ઉગામ્યા સિવાય બીજું શું ઉકાળવાના છે ?" જયાએ કાંતિલાલના મર્મસ્થાન વીંધી નાખ્યાં. તેનું જીગર ઉકળી ગયું. તેના હાથ જયાને છૂંદી નાખવા માટે ચવળી રહ્યા. તેને જયા ભયંકર સ્વામીદ્રોહી–રાક્ષસી લાગી.

જયા કાંતિલાલના ધુંઆફૂંઆની લેશમાત્ર પરવા કર્યા વિના બારીમાંથી બહાર નજર કરતી બેસી રહી. એકલી એકલી તે આ હીચકારાનો નમાલો ક્રોધ જોઇ મલકાતી હતી.

કાંતિલાલ જેમ તેમ શાંત થયો. ટ્રેનમાં રોખરૂં જગાડી તે વગર પૈસાનો તમાસો લોકોને બતાવવા માગતો ન્હોતો. તેની ખાત્રી હતી કે જયા તેને મ્હોંફાડ જવાબ આપ્યા વિના રહેવાની નથી. મૌન રહેવામાં ડહાપણ સમજી તે મ્હોં ચઢાવી એક પુસ્તક લઇ વાંચવા બેઠો.

તેમના ડબ્બામાં ઝાઝી ગીર્દી ન્હોતી. એક બેંચપર જયા અને કાંતિલાલ બેઠાં હતાં. જયા બારી પાસે બેઠી હતી અને કાંતિલાલ તેની બાજુમાં હતો. સામેની બેંચપર એક મારવાડીની "લાડીઝી" ઘમ્મર ઘાઘરાના ભારથી લદાયલી પડી હતી અને તેની બાજુમાં તેના ચાર પાંચ કુરકુરીયાં ઉંઘતાં પડયાં હતાં. સામાન મૂકવાની જગ્યાએ "લાડીઝી"નો સ્વામીનાથ ઘસઘસાટ ઉંઘતો હતો અને

બાજુના કમ્પાર્ટમેન્ટમાં ચારપાંચ મુસ્લીમ છેલબટાઉઓ પાના રમતા હતા.

ધમધમ કરતી ગાડી માર્ગ કાપી રહી હતી. જયા જાણે એક-લી જ મુસાફરી કરતી હોયની તેમ એક બોલ પણ બોલ્યા વિના પોતાના તાનમાં મસ્તાન બની વિધવિધ તરંગમાલા ગોઠવી રહી હતી. તે છેલ્લું યુદ્ધ લડી નાખવાનો વિચાર કરતી હતી. માબાપ, સમાજ, નાત, કોઇપણ તેના માર્ગમાં નડતર ન નાખી શકે એવી વ્યુહરચના તે રચી રહી હતી. " કાંતિલાલને તેના શરીરપર હક્ક શો છે? પિતાજી કોર્ટમાં મારી વ્હારે ધાયા અને જૂલ્મી નાતવાળાને નમી ગયા તેથી મારે શું? મારો પાંડવ ઇન્દુ-લાલ જ છે અને તે જ મારો પ્રિયતમ રહેશે! આ વહેંતીઆ કાંતિલાલને મારાપર બલાત્કાર કરવાનો હક્ક જ શો છે? એ શું કરશે? બહુ બહુ તો ફરીથી કોર્ટનું લફરૂં થશે ને જે તે લટકોફટકો થઈ જશે. જેમ બનવાનું હશે તેમ બનશે. ભલે મને કેદમાં જવું પડે, પણ આ માણસનું ઘર હું માંડવાની નથી. " તે બબડી. થઇ ચૂક્યું. તેનો નિશ્ચય બીજી પળે કાયમ થયો. તેણે સામે સૂતેલી મારવાડણ તરફ નજર કરી ને તેને તેની અદેખાઇ આવી. મારવાડ-ણની ઉમ્મર ભાગ્યે વીસ બાવીસ વર્ષની હશે. મારવાડની વાંઝીયણ ઋતુએ તેને શક્તિ બક્ષી હતી; છતાં આ ઉમ્મરે જોબનનો જે થન-ગનાટ હોવો જોઇએ તે " લાડીઝી "માં ન્હોતો. તેની બાજુમાં ઉંઘતાં કુરકુરીઆમાં એક પણ સુંદર ન્હોતું. કોઇના પગમાં ખામી હતી તો કોઇનું મ્હોં બેડોળ હતું. લોકોનાં લોહી પી એના ધણીએ લક્ષ્મી પેદા કરી હતી, એટલે મારવાડણના પગથી માથા સુધી બળદપર ભાર લાદે તેમ દાગીનાનો ભાર લાદવામાં આવ્યો હતો; પણ તેમાં કલા ન્હોતી. એ અભણ હતી. એના પતિને દાગીના ગીરો રાખી ભયંકર વ્યાજે નાણાં ધીરી લોકોનાં ખૂન પીવા શિવાય બીજી કંઇ અક્કલ ન્હોતી. પણ આ લોકોની અભણ દશા જ સ્વાભાવિક હતી એમ

જયાને લાગ્યું. ટ્રેનમાં પણ મારવાડી ને મારવાડણ ખુશખુશાલ ઉંઘતાં હતાં ! જાણે કુંભકર્ણની તપશ્ચર્યા કરી બન્નેએ વરદાન મેળવ્યાં હોયની તેમ ! જયાને બે પળ પોતે અભણ હોત તો કેવું સારૂં થાત, એવી લાગણી થઇ. બીજી જ પળે તેને એ પશુજીવનપર કંટાળો આવ્યો ને પુનઃ તે પોતાના બંડનો વિચાર કરવા લાગી.

"તારે કંઇ વાંચવું છે?" કાંતિલાલે પુનઃ વાત કરવાની તક લીધી.

"ક્યાં પુસ્તકો છે?"

"સતીમંડળ છે, સ્ત્રીઓનો ધર્મ છે, પતિવ્રત ધર્મ છે—ઘણાં સારાં પુસ્તકો છે. સ્ત્રીઓના ધર્મો એમાં સચોટ રીતે દર્શાવ્યા છે."

"એ બધાનો સાર એજ ને કે સ્ત્રીએ પતિની છાયા પેઠે જીવવું, પતિનું એઠું જમવું, પતિના સૂતા પછી સૂવું ને પતિના જાગ્યા પહેલાં જાગી, પતિ ઉઠતાં તરત તેના ચરણો ધોઇ ચરણામૃત પી અખંડ સૌભાગ્ય જીતી લેવું!" જયાએ કહ્યું.

"હા, એ જ સાર! કેવો સુંદર, સ્વર્ગીય આદર્શ છે એ! તું આવી વાત કરે છે ત્યારે કેવી ડાહી લાગે છે!"

"હિન્દુસ્થાનના મવાલો નોકરશાહીના પગ ચાટે છે ત્યારે એ લોકો કેટલા વફાદાર જણાય છે?" જયાએ મર્મભેદી પ્રશ્ન ફેંક્યો: "સ્ત્રીઓ ગુલામી મંજુર કરે ત્યારે જ પુરૂષોને વ્હાલી લાગે છે. મેં એ ગુલામીખત ક્યારનું ફાડીને ફેંકી દીધું છે, એટલે મને તમારા પુસ્તકોની દરકાર નથી. થેંક્યુ!"

કાંતિલાલનું મ્હો ફોટો લેવા જોગ થઇ ગયું. ને ચીડાયો ને જેમતેમ ચૂપ બેસી રહ્યો. ધમધમ કરતાં ગાડી પાલઘર આવી પહોંચી ને ઉતારૂઓ ચ્હા પીવાની ધમાલમાં પડ્યા.

"તારે ચ્હા પીવી છે?"

"નહિ જી."

"હું પી આવું?—"

# ધીખતો જ્વાળામુખીઃ—



જયા પાલઘરના સ્ટેશને ટ્રેનના પાટા ઓળંગી બીજી બાજુના પ્લેટફોર્મપર જઇ સ્ટેશનની બહાર નીકળી ગઈ.

( પ્રકરણ ૧૧ મું. પાનું ૭૯ )

જયા કંઇ બોલી નહિ. કાંતિલાલ ચ્હા પીવાને પ્લેટફોર્મ પર ઉતર્યો. વીજળીક વેગે જયાના મગજમાં એક યુક્તિ સ્ફુરી આવી. હું આ વહેંતીઆને અહીંજ પાણી પાઉં તો ? રાવસાહેબને ચ્હા પી પાનપટ્ટી ઉડાવી, સીગરેટના ધુંઆ કાઢતાં પ્લેટફોર્મ પર આંટા મારવાનો શોખ છે. એ આવે તે પહેલાં હું ઉડંછું થઇ જાઉં." આવા વિચાર કરી તે ટ્રેનના બારણામાંથી દૂર નજર કરવા લાગી. કાંતિલાલ જે જગાએ ચ્હા પીતો હતો તે જગ્યા ત્યાંથી દૂર હતી. જયા ટ્રેનમાંથી સફાળી ઉતરી પડી ને જાણે પાલઘરપર જ ઉતરી પડવાનું હોય તેમ ઝડપી ચાલે ગાર્ડના ડબ્બા તરફ જઇ, ટ્રેનના પાટા ઓળંગી બીજી બાજુના પ્લેટફોર્મ પર જઈ, સ્ટેશનની બ્હાર નીકળી ગઇ. કાંતિલાલ એન્જીન તરફ ચ્હા પીવાના સ્ટોલમાં ગયો હતો. તેને જયા ગૂમ થઇ ગઈ તેની કલ્પના સુદ્ધાં ન્હોતી. તે સૂ સૂ કરીને ચ્હા ઠંડી પાડતો હતો એટલામાં જ જયા પોલ થઈ ગઇ. ચ્હા પી કાંતિલાલે પાનની પટ્ટી મ્હોંમાં નાખી. પછી સીગરેટ સળગાવી ધૂમાડા કાઢતાં કાઢતાં ટ્રેનમાં બેઠેલી યુવતીઓનું નિરીક્ષણ કરવા માંડયું. અચાનક વ્હીસલ થઇ. રાજેશ્રી પોતાના ડબ્બા તરફ દોડયા ને બેસી ગયા. જયા ત્યાં ન્હોતી. પ્રથમ કાન્તિલાલને જરા પણ ચિંતા ન થઇ. તે સંડાસમાં ગઇ હશે, એમ ધારી તે ચોપડી વાંચતો બેસી રહ્યો. ટ્રેન ઉપડી. પાંચ દશ મિનીટ થઇ. પણ જયા ક્યાં ? જયા તો કોણ જાણે ક્યાં ચાલી ગઇ હતી. કાન્તિલાલને હવે ચિંતા થઇ. તે ઉઠ્યો. સંડાસ જોયો તો ખાલી ! તેના ડબ્બામાંના ઉતારૂઓ તો હજુ નિરાંતે ઉંઘતા જ હતા.

"હું ઉતર્યો પછી એ હરામજાદી ચ્હા પીવા ઉતરી હોય ને ટ્રેન ઉપડવાની અણીએ બૈરાંના ડબ્બામાં બેસી ગઇ હોય એ બનવાજોગ છે. કદાચ પ્લેટફોર્મ પર રહી પણ ગઇ હોય ! બીજા સ્ટેશનપર તપાસ કરીશ." આવા વિચાર કરી, તે અકળવકળ થતા દીલે બીજું સ્ટેશન આવ્યું ત્યાં સુધી બેસી રહ્યો.

## પ્રકરણ ૧૨ મું.

## વેશ્યા વીફરી !

તારાના ઘરમાં લલિતા સોનાની ચકલી હતી. વેશ્યાના ભ્રષ્ટ જીવનમાં મળતા બધા વિલાસો તે ભોગવતી હતી. ખાવું, પીવું અને ખેલવું એ જો સુખ હોય તો લલિતા સુખી હતી. પણ તે જન્મે વેશ્યા ન્હોતી. સમાજના એક ક્રુર રિવાજે તેને ભ્રષ્ટ કરી હતી અને એક જ ભૂલ થતાં તેને વેશ્યાવાડામાં ધકેલી દીધી હતી. તે સ્ત્રી હતી. તેને સંસારની વાસના હતી. તે કુટુંબી થવા માગતી હતી. પતિની શીતળ છાંયામાં તે બાળકોનો આનંદ કલ્લોલ સુણવા ચાહતી હતી. સમાજે એની એ બધી આશા નષ્ટ કરી અને એ વેશ્યા થઇ. એણે સુંદરતાનું બજાર માંડ્યું અને એના ભ્રષ્ટ આવાસમાં પવિત્રતાના ઇજારદારો છૂટથી આવવા લાગ્યા.

રાધાનાથ મહારાજને આંધળી દુનિયા પવિત્રતાનો અવતાર માનતી હતી. પ્રેમલી ભક્તાણીઓ એની સાથે રાસ રમતી. પણ તે બધી એને ભ્રષ્ટ સમજતી નહિ. એ કૃષ્ણ સ્વરૂપ મનાતો અને સોળસો ગોપી સાથે રાસ રમવા છતાં કૃષ્ણ બ્રહ્મચારી ગણાય છે તેમ રાધાનાથ પણ આદર્શ ગૃહસ્થ મનાતો. રાધાનાથે ધર્મના થોથાને અડકવાની તસ્દી લીધી ન્હોતી, પણ એ બાંગડ માણસ હતો. પોતાના અનુયાયીઓને ભ્રમમાં નાખવા માટે એણે બ્રહ્મચર્ય, પ્રેમભક્તિ, ધર્મોદ્ધાર, ગોવધ પ્રતિબંધ વિગેરે વિષયોપર અનેક વ્યાખ્યાનો આપ્યાં હતાં. મદ્યપાન નિષેધક સમાજનો એ "પેટ્રન" હતો. અને એ જ ધર્મધુરંધર લલિતાના વિલાસભવનમાં શરાબની બાટલીઓ ખાલી કરતો અને લલિતાને જોઇ મનુષ્ય મટી વાંદરો થઇ જતો. આવા

આવા અનેક "પ્રતિષ્ઠિત" પુરૂષોને લલિતાએ જોયા હતા અને તે બધાને તે ધિક્કારતી હતી.

એ વેશ્યાજીવનમાં ટેવાઈ ગઇ હતી પણ એનું મનુષ્યત્વ અને સ્ત્રીત્વ નષ્ટ થયું ન્હોતું. તારા પીઢ અને રીઢ વેશ્યા હતી અને તેની મા તેનાથીય ખરાબ જમાનાખાધેલ બદમાસ દલ્લાલણ હતી. તારાની મા ગંગાડોશીને લલિતા જીવે કે મરે તેની દરકાર ન્હોતી. તેને તો પોતાની તીજોરી ભરવી હતી. અને લલિતા હાલમાં સોનાનાં ઈંડાં મૂકતી હોવાથી તે તેનાપરથી ઓછી ઓછી થઇ જતી. કનૈયાલાલ અને રાધાનાથ લલિતાને જે બક્ષીસો આપતા હતા તે ડોશીથી અજાણ્યું ન્હોતું. એવા તો કેટલાય પતંગો લલિતાની પાછળ પાયમાલ થતા હતા. ટુંક મુદતમાં લલિતાને ચાર કબાટો ભેટ મળી અને તે સર્વમાં ખીચોખીચ રેશમી અને જરીન વસ્ત્રો ભરાઇ ગયાં હતાં. અલંકારોની ભેટ પણ પુષ્કળ થઇ ગઇ હતી. લલિતા દરરોજ ગળામાં મોતીની માળા, હાથમાં બંગડીઓ, આંગળીએ કિમતી વીંટી, કાનમાં ઇયરીંગ્સ, નાકમાં ચુની અને પગમાં ઝાંઝર પહેરી રાખતી. તેના ડાબા હાથની કાંડીપર બસો સવા બસો રૂપિયાનું સોનાનું રીસ્ટવૉચ સોનાની સાંકળી સાથે શોભતું હતું. એ શિવાય તેના કબાટના ખાનામાં બીજા ઘણા અલંકારો હતા. રોકડ નાણાની પણ તેને ખોટ ન્હોતી. તેના આશકો પાસેથી તે મનગમતી રકમ ઓકાવી લેતી હતી અને રાધાનાથે તો તેનો પડતો બોલ ઝીલવા માંડયો હતો. આથી ફક્ત ૭ સાત મહિનામાં લલિતા દશ-પંદર હજાર રૂપિયાની મૂડીવાળી થઇ ગઈ હતી અને તે પણ ખર્ચ તથા ગંગાડોશીનું કમીશન બાદ કરતાં!

ગંગાડોશીએ પ્રથમ લલિતાને ભડકી જશે એ ભયથી સતાવી ન્હોતી. તે લલિતા પરથી ઓછી ઓછી થઇ જતી અને જાણે તે તેની સગી દીકરી હોયની તેમ વર્તતી.

"મારે શું છે બાઇ? હું તો ચોથાઇની સગી! ને આપણે

ત્યાં કંઈ જેવા તેવા માણસો આવે છે કે તને મારી ચોથાઈ ભારે પડે ? જોને દીકરી ! તું આપણે ત્યાં રહેશેને, તો થોડા વખતમાં ગાડી ઘોડે ફરતી થઈ જશે— " ગંગાડોશી આ શબ્દો લલિતા સમક્ષ વારંવાર ઉચ્ચારતી અને જાણે લલિતાને જે રોકડ રકમ મળે તેનો ચોથો ભાગ લઇને જ પોતે સંતોષ પામવા માગતી હોય એવો ડોળ કરતી. પણ ડોશીનો મનોભાવ જૂદો જ હતો. તે લલિતાની પાઇએ પાઈ હજમ કરવા માગતી હતી. પણ હજુ એવી સંધી આવી ન્હોતી. ભોળી લલિતા એમ સમજતી હતી કે તે શ્રીમંત થતી જાય છે અને થોડા સમયમાંજ આ પાપી ધંધાને પ્રણામ કરી ગમે તે એકાંત ગામડાંમાં શાંતિથી જીવન પૂરૂં કરી શકશે. તારા અને ગંગા સમક્ષ એ બિચારી એક બે વાર પોતાનો આ હેતુ પ્રગટ પણ કરી ગઇ હતી અને ત્યારથી બંને મા દીકરીએ લલિતાપર સૂક્ષ્મ રીતે નજર રાખવાનો નિશ્ચય કર્યો હતો. લલિતા પોતાને પોતાના ઘરની સ્વતંત્ર માલીક સમજતી હતી પણ તેમ ન્હોતું. તેની એકે એક હીલચાલપર ડોશીના જાસુસો નજર રાખતા હતા. લલિતાના બધા આશકોને ડોશી સ્વાભાવિક રીતે પીછાનતી હતી. અને ગમે તેની સાથે લલિતા બ્હાર જતી ત્યારે ડોશીનો કોઇને કોઈ જાસુસ તેની પાછળ પડયા વિના રહેતો નહિ.

તે સુખી હતી. એટલે કે તેને ખાવાપીવાનું ને પહેરવા ઓઢવાનું મળતું હતું. તારા અને તેની સ્વાર્થી મા આ જીવતી સોનાની પૂતળીને વટાવી વટાવીને પોતાની તીજોરી ભરતી હતી. આ નીચ ભવનમાં વિલાસ હતો પણ લાગણી ન્હોતી. વૈભવ હતો પણ મનુષ્યત્વ ન્હોતું. લલિતાના જોબનપર જેમ જેમ શ્રીમંત ભમરાઓ ગુંજારવ કરતા ગયા તેમ તેમ તારાની બદમાસ માની નજર કરડી થવા લાગી. લલિતા કોઇ સાથે નાસી જશે તો તેની કમાણી બંધ થશે, એવી તેને બીક લાગી હતી. આથી તેણે લલિતાપર સત્તા ચલાવવા માંડી. લલિતાથી એકલાં બ્હાર ન જવાય. કોઇ યુવાન આશક સાથે વધુ વાર ન રહેવાય. વિગેરે હુકમો છૂટયા. લલિતા કોઇ લહેરીને

લઇ રંગભવનમાં જઈ બહાર આવતી કે તરત ડોશી તેનો હિસાબ માગતી અને જો જરા શક ગયો તો તેની ચોળીની ઝડતી સુદ્ધાં લેતી. આ અચાનક થયલા નવા પરિવર્તનથી લલિતા ગભરાઇ. તેને દલાલાઓની નીચતાનો ખ્યાલ ન્હોતો. મુંબઇના તેજસ્વી અંબારમાં ભભકાથી રહેતી નીચ દલાલણો અનેક સુખી કુટુંબોને તારાજ કરી અસંખ્ય ભોળી, દુઃખી અને સંસારના તાપથી બળી જળી રહેલી સ્ત્રીઓને આશરો આપવાને બ્હાને ફસાવે છે અને પછી તેમનું લોહી ચૂસી લઇ રસ્તે રખડતી ભીખારણ કરી મેલે છે તેની લલિતાને કલ્પના સુદ્ધાં ન્હોતી.

ગંગાડોશીની ગરૂડ જેવી તીક્ષણ નજરથી લલિતા ડરવા લાગી. આ ઘર તેને પ્રથમથી જ નર્ક જેવું ભયંકર લાગતું હતું: પણ લાચારીથી ધીમે ધીમે તે ટેવાઇ ગઇ હતી. અચાનક મળેલા સુખ વૈભવથી તે કંઇક આનંદી થતી જતી હતી. શેમ્પેન ને શેરીનો નીશો તેની આંખોમાં મદ લાવી રહ્યો હતો. દરરોજ અનેક વાંદરા-ઓને નચાવવાની રમતમાં તે કુશળ થતી જતી હતી. આવા સંજોગોમાં તેનાપર તારા તથા તેની માનો પ્રત્યક્ષ જૂલમ ન હોવાથી તે પોતાની જાતને કંઇક સુખી માની રહી હતી. એવામાં આ અચાનક ફેરફાર થતાં તે મુઝાઇ ગઈ. તે સમજી ગઇ કે આ ડોકરી તેના હાડ ચામને વેચીને પોતાની જ તીજોરી તર કરવા માગે છે. તે ત્રાસી. મનમાં ને મનમાં હજારો તર્ક વિતર્ક કરવા લાગી. એકાંતમાં રડી રડીને હૈયું ખાલી કરવાની તેણે કોશેષ કરી. ક્યાં જાઉં ? હવે સમાજ તેને સંઘરવાની ન્હોતી. તેની મા કે ભાઇ તેને પોતાના ઘરમાં એક પળ પણ ઉભી રહેવા દે તે અશક્ય હતું. પાર-કાઓને ત્યાં રહી પારકાનો ત્રાસ સહન કરવા કરતાં તેને માતાના સખ્ત જૂલ્મ નીચે રહેવાનું આ વખતે બ્હેતર જણાયું. પણ હવે કાચની ગોળી ફુટી ગઈ હતી. તે કેમે કરી સંધાય તેમ ન્હોતું. લલિતાનો મોક્ષ હવે મોતમાં જ હતો. અને આશ્વાસન માટે તેને કપાળે છાતીફાટ રૂદન જ લખાયું હતું.

ત્રણ ચાર દિવસ તેણે અનેક ગમગીન વિચારોમાં પસાર કરી નાખ્યા. તેની ગમગીની જોઈ ગંગાડોશીએ તેને અનેક રીતે સમજાવવા પટાવવાની કોશેષ કરી. લલિતા ડોશીનું ઉપલકીયું વ્હાલ જોઇ ફીકકું હસતી. પણ હવે તેને એ નીચ બલા જમદૂત જેવી લાગતી હતી. અનેકવાર વિચાર કરીને તેણે પોતાના " પ્રિયતમો "ની કસોટી કરવાનો નિશ્ચય કર્યો.

સાંજે ૭ વાગ્યાનો સમય હતો. લલિતાના આવાસમાં વીજળીની બત્તી ઝગી રહી હતી. પલંગપર મશરૂની તળાઈ ને રેશમી ઉશીકા પડ્યા હતા. બીછાનાપર ચંદની જેવી સફેદ ચાદર શોભી રહી હતી. રૂમમાંનું સુંદર ફરનીચર જાણે લલિતાની સુંદરતા જોઇ મલકાઇ રહ્યું હોયની એવો ભાસ થતો હતો. આ બધા વૈભવની પાછળ એક યુવાન હિંદુ વિધવાનું જીગર ધીખી રહ્યું હતું. આ બધી વિલાસ સામગ્રીઓને એક ભડકે બાળીને ભસ્મીભૂત કરી નાખવા માટે હિંદુસમાજની વિધવાઓના હૃદયની અંદર એક પ્રચંડ જ્વાળામુખી ધીખી રહ્યો હતો.

લલિતા પાંચેક વાગે આરામ લઇને ઉઠી હતી અને મ્હો ધોઇ, પોતાની રેશમી ચામડીપર " એબ્રેલાઇન સ્નો " લગાડી, પોતાની મોહક દેહને સૌન્દર્યના બજારમાં હરરાજ કરવા માટે કચવાતે દીલે શણગારવા લાગી. લાંબા કાળા ચળકતા વાળનો ચોટલો ઓળી, તેમાં સુગંધી તેલ નાખી તેણે બટમોગરાની વેણી લગાવી દીધી. બ્લુ રંગની સાડી પહેરી એજ રંગની કુલકા ચોળી પહેરી અને ઓઠપર મોહક રતાશ બતાવવા માટે આછો લાલ રંગ લગાડ્યો. શણગાર સજ્યા પછી કબાટના મોટા આયનામાં પોતાનું મ્હોં જોઇ તે જરા મલકાઇ અને બીજી પળે તેણે નિસાસા નાખ્યો.

" વેશ્યાનું જીવન ! એ જીવન છે ? નહિ—જીવતું દોઝખ છે. વેશ્યાનું જીવન, માનો પ્રચંડ આંધી છે. એના જીવનમાં ધગધગતા અંગારા ભર્યા છે. એ હસે છે પણ એના હાસ્યમાં મીઠાશ નથી—એ રડે છે પણ એના આંસુમાં દર્દ નથી. એ જીવે છે એક નિર્જીવ

યંત્રના પૂતળાની પેઠે ! સમાજ એને ધિક્કારે છે–એના ઓળાથી અભડાઈ જાય છે ને એ જ દંભી, પાપી, સમાજ તેને પાળે છે ! કેવી વિચિત્ર દુનિયા છે ?" લલિતા વિચારમાળા ગૂંથવા લાગી.

"જો મારી માએ મને ફરીથી પરણાવી હોત તો રામશંકરના જાલિમ પંઝામાં હું ફસી પડત ખરી ? એકવાર મોહવશ થઇ કદાચ હું રામશંકર જેવા બદમાસના મોહમાં ફસી પડત તોપણ જો મારે માથે પતિની છાયા હોત તો મને મારો ગર્ભ છુપાવવા માટે નાસી જવું પડત ? ઓ કારમી હિંદુસમાજ ! તારા ઘાતકી, રાક્ષસી રિવાજે મને સ્ત્રીત્વથી નષ્ટ કરી હૃદયહીન, દીલહીન, સારાસારહીન વેશ્યા બનાવી છે. વેશ્યાનું જીવન એટલે બળતી આગ ! એ આગમાં અનેક પવિત્રતાના પૂતળા સળગી મરે છે ને છતાં એ જ દંભીઓ જાહેરમાં અમારી નિંદા કરે છે. સ્ત્રીસમાજનો આવો ભયંકર છળ કરનારાઓનું સત્યાનાશ જજો. તે દેશ રસાતળમાં જજો કે જ્યાં વેશ્યાની પહેલી સૃષ્ટિ ઉત્પન્ન થઈ હોય. તે સમાજ રૌરવ નર્કમાં પડજો કે જે નાદાન બાળાઓને લગ્નની ભયંકર વેદીપર હોમી દઈ, યુવાન વિધવા-ઓને અકુદરતી આગમાં સેકી નાખે છે ! ઓ હિંદુસમાજ ! તારૂં તે શું થશે ? હું પુનર્લગ્ન કરી સંસારી થાત તો તને ન ખપત. આજે હું અધમ વેશ્યા બની ગઇ છું ત્યારે પેલો કવિ કનૈયાલાલ મારા પગની જૂતી ચાટવા આવે છે. તમારા ધર્મનો આધારસ્તંભ રાધાનાથ મારી સમક્ષ વાંદરાની પેઠે નાચે છે, મદ્યપાનનિષેધની સભામાં દારૂની બદી સામે છાતી ફાડી નાખનાર મારે ત્યાં પીપના પીપ પેટમાં હોમી દે છે ! આ દમ્ભથી–આવી ભયંકર સેતાનીયતથી હિંદુ ધર્મ ટકી રહેવાનો છે ? આવી દગાબાજીથી હિંદુ દેવ દેવીઓ પ્રસન્ન થવાનાં છે ? ઓ ! રામ ! ઓ શ્રીકૃષ્ણચંદ્ર ! તમે એકવાર આ ભારતભૂમિમાં આવો અને તમારા વંશજો ધર્મને નામે કેવાં રાક્ષસી વર્ત્તન કરી રહ્યાં છે તે જોઇ જાઓ. ઓ પ્રભુ ! તમારાં અંધ બનેલાં બાળકોને માર્ગ બતાવો ને મારા જેવી લાખો વિધવાઓને વેશ્યાવાડાના સળ-

ગતા અંગારામાં બળી મરતી બચાવો." વિચારના વમળમાં તણાતી લલિતાનું મગજ ભમી ગયું. તેને તાવ આવવાનો હોય તેમ તેનું શરીર ધ્રુજીને ગરમ થવા લાગ્યું. હૃદયના દારૂણ તાપથી જળી રહેલી યુવતીએ કબાટ ઉઘાડી એક બાટલી ફોડી અને લાલ પાણી પેટમાં પધરાવી જરા સ્ફુર્તિ આણી. હિંદુસમાજપર વીફરેલી વાઘણે બીજી પ્યાલી ભરી. તેની આંખો લાલ થઇ. શરીરની નસેનસમાં ઝણઝણાટ થઇ રહ્યો અને તે ખડખડ હસી પડી.

"હું શા માટે દુઃખી થાઉં? દુનિયા દંભને પૂજે છે તો હું દમ્ભી થઈ તેમની દેવી બનીશ અને મારા ચરણોની ખાખ એ જ સમાજ પાસે પૂજાવીશ." લલિતા–ગરીબડી–લાચાર લલિતા શેમ્પેનનાં નીશામાં ચંડિકા બની. તે કબાટ સામે ઉભી રહી એકલી એકલી હસી. પછી કપાળ અને ભમ્મર દાબી જરા સ્થિર થઇ. તેને જમીનપર ગબડાવી નાખે એવો નીશો ચઢયો ન્હોતો; પણ અંગૂરી શરાબે તેના દીલમાં મસ્તી આણી હતી.

"મારી પાસે રૂપ છે–જોબન છે. એકવાર એ વેચી નાખ્યાં–એકવાર એ કલંકિત થઇ ગયાં. હવે એવાં સેંકડો કલંકો આ જીવનપર ચોંટે તેની મને શી પરવા? જો સમાજે મારાપર જરા રહમ બતાવી હોત, જો મારી માએ જરા વ્હાલ દર્શાવ્યું હોત તો હું આટલી અધમ ન થાત. અધમતાની નદીમાં હું વહી રહી છું. હવે પાપના પ્રલયકારક મહાસાગરમાં કૂદી પડી પાપની અનંત ઉંડી સપાટીએ જઇ પહોંચું તો કયો દેવ મારે માટે પોક મૂકવાનો છે? બસ, એ તો એ જ! જેવા સાથે તેવા—" તે ધીમે ધીમે બબડી. જાણે સ્વયંવરમાં જતી હોય તેમ તેણે પુનઃ ઠાઠમાઠ કર્યો. વાળ સમારી ગજબનાક મોહક છટાથી ગોઠવી દીધા. સાડી બદલી નાખી ને તેને બદલે રાજરાણીને લજાવે એવી સાડી પહેરી. કબાટમાં નવો શણગાર જોઈ તે પુનઃ મલકાઈ ને આરામખુરશીપર જરા આડી પડી. એટલામાં વૈષ્ણવોના મહાપ્રભુજી શ્રી એકહજાર ને અગીઆર એટલે રાધાનાથ મહારાજનાં દર્શન થયાં.

## ધીખતો જ્વાળામુખીઃ-



"લલિ! કેમ મ્હોં ઉતરી ગયું છે ?" આવતાંવાર તેણે લલિતા પાસે જઇ હાથની આંગળીવડે સાડીનો છેડો માથાપરથી ખસેડી નાખી લલિતાના વેણીબદ્ધ ચોટલાના સૌન્દર્યનું મદીલા નજરે નિરિક્ષણ કરતાં કહ્યું. ......રાધાનાથે લલિતાના હાથે શ્રી કૃષ્ણ શરણં મમઃ ના ઉચ્ચાર સાથે પ્યાલી ખાલી કરી.

( પ્રકરણ ૧૩ મું. પાનું ૮૭ )

## પ્રકરણ ૧૩ મું.

### રાધાનાથ બન્યો!

રાધાનાથ દેશી ઠાકરડા જેવા પોષાકમાં મૂછ મરડતો, હસતો હસતો દાખલ થયો. તેણે લાંબો નીઝામ કોલરનો ડગલો પહેર્યો હતો અને પગમાં ચામડી સાથે ચોંટી જાય એવી સજ્જડ ઇજાર ચઢાવી હતી. તેના પગનું રક્ષણ કરવાને તેણે અંગ્રેજી પમ્પશુઝ પહેર્યા હતા. માથાપર રાજવંશી જરીનો સાફો બાંધ્યો હતો. ડગલાપર સોનાનાં બટન ચકચકી રહ્યાં હતાં અને જમણી બાજુના ગજવામાં ઘડીયાળ પડ્યું હતું, તેનો રત્નજડિત છેડો નજરે પડતો હતો. યુવાન રસિકને છાજે એવો પોષાક હોવા છતાં શ્રીનાથજી બાવાના ડોર ને મેવા મલીદા ખાઇને જાડી થઇ ગયલી તેની મોટી ફાંદ તેની સુરત બદસુરત કરી નાખતી હતી. તેના મ્હોંપર કોઇ જાતનું દિવ્ય તેજ ન્હોતું. યથેચ્છ ખાનપાનથી તેના શરીરની ચરબી વધી ગઇ હતી અને અતિશય વિષયવાસનાથી તેના મ્હોંપર અભાવ ઉત્પન્ન થાય એવી છાયા પડી ગઇ હતી. તેની આંખો શરાબના સેવનથી લાલ બની હતી પણ એ રતાશમાં તેજ ન્હોતું. તેના બત્રીસે દાંત સાબુત હતા પણ તે વ્યવસ્થિત ન્હોતા. તેના આગલા બે દાંત મહારાજની આજ્ઞાનો અવિનય ભંગ કરીને બ્હાર ધસી આવ્યા હતા તેથી તેનું મ્હોં કુરૂપ થઇ ગયું હતું પણ તેની રાધાનાથને દરકાર ન્હોતી. તેને શ્રીકૃષ્ણચંદ્રનો અવતાર માનતી ઘેલી સેવકીઓ તેને રૂપરૂપનો અંબાર માનતી હતી અને લલિતા તેની લક્ષ્મીને માટે તેની કુરૂપતાપર ધ્યાન આપતી ન્હોતી.

"લલિ! કેમ મ્હોં ઉતરી ગયું છે?" આવતાંવાર તેણે લલિતા પાસે જઇ, હાથની આંગળી વડે સાડીનો છેડો માથાપરથી ખસેડી નાખી, લલિતાના વેણીબદ્ધ ચોટલાના સૌન્દર્યનું મદીલી નજરે નિરિક્ષણ કરતાં કહ્યું.

"તમારા વિના હવે મને બીલકુલ ચેન પડતું નથી." આરામ-ખુરશીપરથી ઉભી થઇ, રાધાનાથના ગાલપર ધીમો તમાચો મારી વિજયી હાસ્ય હસતી લલિતા બોલી.

"એમ !" કહી રાધાનાથ આરામખુરશીપર પડયો.

"હા." બાજુમાં બેન્ટવુડ ખુરશી ખેંચી લલિતા બોલી: "તમે આવો છો ત્યારે મારૂં ઘર સ્વર્ગસદન બની જાય છે. તમે ગયા એટલે ઘરમાં ને મારા જીગરમાં અંધારૂં ઘોર !—" તેનો સ્વર કરૂણ થતો ગયો.

"વ્હાલી ! મને પણ એવું જ થાય છે. તું મારા હ્રદયમાં એવી જડાઇ ગઇ છે કે બસ, ન પૂછ વાત, પણ શું કરૂં ? શ્રી પ્રભુજીની સેવા તો કરવી જોઇએ ને ? ભગવત્ સેવામાં એટલો બધો સમય જાય છે કે તારી સાથે નિશદિન લીલા કરવાનું બની શકતું નથી."

"હશે. જેવું મારૂં નસીબ ! તમારા દર્શન થાય છે એટલું મારૂં સદ્ભાગ્ય !" કહી નયન નચાવતી લલિતા ઉભી થઇ.

"ક્યાં જાય છે ?"

"જાઉં ક્યાં ? મારા કહાન કનૈયાને રંગે રમાડવાની તૈયારી કરૂં છું." લલિતાએ એવું નયન બાણ માર્યું કે જેણે રાધાનાથના પુષ્ટીમાર્ગ ધર્મને આરપાર વીંધી નાખ્યો.

ત્વરિત વેગે લલિતાએ રાધાનાથની સામે એક નાનું નાજુક ટેબલ મૂક્યું તે પર પ્યાલીઓ ગોઠવી. બીજી પળે એ પ્યાલીઓમાં કિમતી શરાબ ખાલી થયો ને રાધાનાથે લલિતાને હાથે શ્રીકૃષ્ણશર-ણમમઃ ઉચ્ચાર સાથે પ્યાલી ખાલી કરી.

"તું મારી ગોપી થવાને લાયક છે; લલિ !" શ્રી મહાપ્રભુ-જીનો હીંડોળો ઝુલાવનારને શરાબનો નીશો ઝુલાવવા લાગ્યો ! "તું મારી થવાને જ સરજાઇ છે."

"હા. પણ તમને મારી ક્યાં દરકાર છે?" લલિતાએ બીજી પ્યાલી ભરી.

"એમ શું બોલે છે વ્હાલી? તારે માટે હું તું કહે તે કરવાને તૈયાર છું."

"તમારો ધર્મ તમને નડશે."

"નહિ નડે. જો ને વ્હાલી ! એ ધર્મ બહુ કહ્યાગરૂં ને શાણું જાનવર છે ! જ્યારે એને બોલાવવામાં આવે ત્યારે એ આવી પહોંચે છે ને જ્યારે વિદાય કરીએ ત્યારે તે વિદાય થઇ જાય છે. હું તારે ત્યાં આવું છું ત્યારે મારા ધર્મને એક નાના ગોખલામાં કેદ કરીને આવું છું. અહિંથી પાછો જઇશ ત્યારે તેને કેદમાંથી મૂક્ત કરીશ. એ બિચારૂં ગરીબ પ્રાણી મારી સામે ચું કે ચાં કર્યા વિના હું કહું તેમ કર્યે જાય છે. મારી આજ્ઞા થાય તો તે મારા વિરોધીઓના પ્રાણ લઇ શકે છે ને મારો શબ્દ નીકળતા તે ગમે તેવા ધર્મભ્રષ્ટ અને પાપાત્માને ધર્મધુરંધર બનાવી દે છે. અલ્લાદીનનું જાદુનું ફાનસ જેટલા ચમત્કાર ન્હોતું કરી શકતું તેટલા ચમત્કાર આ "ધર્મ" મારે ખાતર કરી બતાવે છે." રાધાનાથે ધર્મની વિશાળ અને અટપટી વ્યાખ્યા સમજાવી.

"તમારી વાતમાં મને બહુ રસ પડે છે. તમારા ધર્મના ચમત્કારોના થોડાક નમુના તો કહો."

"વાહ ! આજે તું ધર્મમાં રસ લેતી થઇ લાગે છે !"

"મારા વ્હાલા ધર્માવતાર હોય તો હું ધર્મઘેલી થાઉં એમાં કાંઇ નવાઇ છે?!" કામણગારૂં હાસ્ય કરી લલિતાએ જવાબ વાળ્યો.

"બરાબર છે, બરાબર છે વ્હાલી ! તારાપર શ્રીકૃષ્ણચંદ્રની અમીઝરણી વહી રહી છે. તને જે વિચારો સ્ફુરે છે તે તું મારી મુખ્ય ગોપિકા થવાની અધિકારી છે એમ પૂરવાર કરે છે. જો સાંભળ ! મારી સત્તા કાંઇ જેવીતેવી નથી. હું ધારૂં તે કરી શકું છું. મારા મંદિરમાં આવતા સઘળા વૈષ્ણવો મારા ગુલામ છે. મારે ત્યાં આવતી

સર્વ સ્ત્રીઓનો હું નટવર શ્યામ છું. મારી મીઠી નજર થતાં જ તેઓ સીધા સ્વર્ગમાં ચાલ્યા જાય છે. એકવાર યુરોપમાં પોપો મરનારની લાશ સાથે, મરનારને સ્વર્ગમાં મનગમતી સગવડો આપવા માટે સ્વર્ગના પરવાના આપતા હતા. એ પરવાનાનો કાગળ જો લાશ સાથે કબરમાં ન દટાય તો મરનાર સ્વર્ગને બદલે નર્કમાં જ જાય તે વિષે પાંચસો વર્ષ પૂર્વે યુરોપીઅનોને જરા પણ શંકા ન્હોતી. મને ઘણા વખતથી વૈષ્ણવો વૈતરણી નદી એકદમ તરી જાય તે માટે તેમને સ્વર્ગના દૂતો, મારી ચીઠ્ઠી જોતાં જ સ્ટીમ લોંચ આપી દે એવા પરવાના કાઢવાનો વિચાર થયા કરે છે; પણ પેલો કમબખ્ત કરસનદાસ મૂળજી યુરોપના લ્યુથરની પેઠે અહીં જરા નાસ્તિકતાના તનખા નાખી ગયો છે. અમે એ તનખા ક્યારના ઓલવી નાખ્યા છે."

"તમે લાંબું ટાહ્યલું ન કરો. મારે તો મારા વ્હાલાના ચમત્કાર જાણવા છે." લલિતા રાધાનાથના ઐતિહાસિક ટાહ્યલાથી કંટાળી બોલી.

"તું બહુ અધીરી છે. મારા ચમત્કાર ? મારા ચમત્કારની વાત જ ન પુછ. જો, સાંભળ ! હું મદ્યપાન નિષેધક મંડળનો પેટ્રન છું અને બેધડક પીપના પીપ પેટમાં હોમી શકું છું. હું કન્યા કેળવણીનો પ્રખર હિમાયતી છું છતાં મારો કોઇ અનુયાયી પોતાની પુત્રીને ચાર ચોપડીથી વધુ ભણાવે તો તેનાપર મારી કડી નજર થઇ જાય છે..."

"એવો દંભ તો માત્ર સામાન્ય છે. તમે કંઇ નવી ધાડ મારી છે ?"

"વાહ ! મેં કૈંક સ્ત્રીઓને મારી ગોપી બનાવી છે ને એ વાત જાણી તેમના પતિરાજોએ પોતાની જાતને ધન્ય ગણી છે."

"ચમત્કાર નંબર વન !"

"જો હું ધારું તો આજે બધા વૈષ્ણવોને મારા ઘોડાના તબેલામાં પુરી ચાબુક ચાબુકે ફટકાવી શકું."

"ચમત્કાર નંબર ટુ !"

"જો મારી તિજોરી ખાલી થાય તો બીજે જ દિને ઢવલી વૈષ્ણવડીઓ ને પ્રેમલા ભક્તો મને પગે લાગીને સોના રૂપાની રેલછેલ કરી મૂકે." રાધાનાથ ખીલવા લાગ્યો.

"નંબર થ્રી ! પણ વ્હાલા ! તમારી આવી અગાધ સત્તા હોવા છતાં તમે મને આ પરાધીન જગ્યાએ શામાટે સડવા દો છો ?" લલિતાએ દાવ આવેલો જોઇ સોગટી મારવાની કોશેષ કરી.

"તને અહીં નથી ગમતું ?"

"નહિ વ્હાલા ! તમે જાઓ છો પછી હું જળ વિનાની માછલીની પેઠે તરફડું છું. સ્ત્રીનો ધર્મ શો ? જ્યાં પતિ ત્યાં તે ! તમે મારા સ્વામી છો–તમે મારા કૃષ્ણ છો–મારા રાધાનાથ બાવાની હું રાધા છું !"

"બરાબર ! બરાબર ! ધન્ય છે તારી ભક્તિને !"

"વ્હાલા ! મને નિરંતર તમારી સેવામાં રાખો. મને અહીં શામાટે ભ્રષ્ટ થવા દો છો ?"

"ભ્રષ્ટ ? તને અહિં કોણ ભ્રષ્ટ કરે છે ?" રાધાનાથની આંખો ફરી ગઇ. તે એમ માનતો હતો કે તે ગમે તેટલી ગોપીઓ સાથે વિહાર કરે પણ લલિતા તેની રખાત વેશ્યા તો સાક્ષાત સીતા દેવી જ હોવી જોઇએ !

"વ્હાલા ! આ ઘર કોનું ?" લલિતાએ પૂછ્યું.

"પેલી રાંડ દલાલણનું."

"ખરૂં ! હું તમારી ચરણ કિંકરી વફાદાર છું એટલે આટલા દિવસ અનેક લાલચોને ઠોકરે મારી તમારા ચરણ સેવી રહી છું."

"શાબ્બાશ ! શાબ્બાશ !"

"પણ જો તમે હવે મને અહીં જ સડવા દેશો તો તમારી રાધાને કોઇ બળાત્કારે ભ્રષ્ટ કરશે." લલિતાએ પતિવ્રતાને ભૂલાવે એવી વાત કરી.

"અરે! કોઇની મજાલ છે? તારાપર કુદૃષ્ટિ કરનારની હું આંખ ફોડી નાખીશ!"

"તે વિષે મને કંઇ શક નથી. પણ પાણી પહેલાં પાળ બાંધી હોય તો સારૂંને!" કહી લલિતાએ રાધાનાથના ગળામાં હાથ નાખ્યા.

"તારી શી મરજી છે?"

"મારે તમારી સાથે રહેવું છે."

"મંદિરમાં? તે કેમ બને? જો લોકો જાણે તો?" મહારાજ ભડક્યો.

"તમે કહેતા'તા ને કે તમારી પાસે ધર્મ નામનું જાદુનું ફાનસ છે! એ ધાર્મિક જાદુ દંભને પરમેશ્વર તુલ્ય પુજાવી શકે છે, તો મારા જેવી સામાન્ય સ્ત્રીનો ઉદ્ધાર ન કરે?" લલિતા ધીમે ધીમે જાળ વિશાળ કરતી ગઈ.

"તું સ્પષ્ટ વાત કર."

"સાંભળો. ગંગા ડોશી ને તારા તમારી બાંદીઓ છે. તમે તેમને કાબુમાં રાખી શકશોને?"

"હા. એ મારી સામે ચું ચાં કરવાની નથી."

"થયું; ત્યારે તમે મને મંદિરમાં લઇ જાઓ ને હું ત્યાં શું કરવું તે તમને સમજાવીશ."

"હમણાં જ કહેને?"

"મારાપર વિશ્વાસ રાખોને? હું તમને પણ અજાયબીમાં ગરકાવ કરી નાખવા માગું છું. વ્હાલા! મારી આટલી નજીવી વિનંતી ન સ્વીકારો?' લલિતાએ નયન નચાવ્યાં. એ નેત્રકટાક્ષથી રાધાનાથ મૂર્ખ બન્યો ને તેણે હા પાડી.

"હા......શ! આજે મારા ભવની ભાવટ ભાગી......" આનંદમાં આવી લલિતા ગાવા લાગી ને બીજી પળે તે રાધાનાથની બાથમાં જઇ પડી.

## પ્રકરણ ૧૪ મું.

### લલિતા કેદ!

રાધાનાથ લલિતાપર—લલિતાના સૌન્દર્ય અને જોબનપર—એટલો બધો મુગ્ધ થઈ ગયો હતો કે તેણે વગર વિચારે લલિતાને પોતાના મંદિરમાં લઇ જવાની હા પાડી દીધી. વિચાર કરતાં તેને એક બે વાર એમ લાગ્યું કે કદાચ લલિતાની હાજરીથી તેની પત્નીને આંખપ લાગશે. પણ બીજી જ પળે તેનું પાળેલું જાનવર "ધર્મ" તેની મદદે ધાયું અને રાધાનાથના વદનપર સ્મિત છવાયું. એ ધર્મની જાદુઇ સહાયથી તે ભ્રષ્ટ વેશ્યાને દેવી બનાવી શકશે એવી તેની ખાત્રી થઇ ગઇ. અને તે એમ માને એમાં કાંઈ નવાઇ છે? ધર્મને નામે હિંદુઓ શું નથી કરી શકતા? ધર્મને માટે હિંદુસમાજે લાખો વિધવાઓને બળાત્કારથી તેમના પતિઓની ચિતામાં જીવતી સળગાવી દઇ અસંખ્ય સ્ત્રીહત્યાનો પાપી બોજો પોતાને માથે લાદ્યો છે અને એક પરદેશી રાજ્યના કાયદાની બીકે સતીનો ખૂની રિવાજ નાબૂદ થતાં "ધર્મદેવ" રીસાઇ ગયા છે. છતાં હજુ વિધવાઓને માનસિક ચીતામાં બાળીને ખાખ કરી નાખવાની નીચતા કરતાં હિંદુસમાજ અચકાતી નથી. એક ગાયની કતલ માટે સેંકડો મુસ્લીમ બીરાદરો સાથે હોળી ખેલીને દેશમાં કુસંપની આગ ભભુકતી રાખનારા હિંદુઓ ધર્મને નામે કાલીમાતા અને કાળભૈરવને અનેક પાડાઓ અને બકરાઓના રક્તથી નહવરાવવાના ધાર્મિક આનંદ માને છે. સગવડીઆ ધર્મને હિંદુસમાજે પાળેલા કૂતરા જેવો બનાવી એવો ભ્રષ્ટ બનાવી મૂકયો છે કે તે ઋતુઋતુએ રંગ બદલે છે ને પળેપળે પોતાના મંત્રોના જૂદા જૂદા અર્થ કરી બતાવે છે. શરાબ પીનારને માટે સોમરસના પ્રશંસા કરનારા વેદમંત્રો તૈયાર જ છે.

પાંકિટીંગ કરનારને તેથી ઉંધા જ મંત્રો શોધતાં વાર લાગતી નથી. વિધવાવિવાહની હિમાયત કરવી હોય તો પરાશર સ્મૃતિ લેવી ને સ્ત્રીને નર્કની ખાણ કહી વગોવી નાખવી હોય તો ભર્તૃહરિશતકનું શરણું લેવું ! સમાજને સર્વાંગસુંદર બનાવવા માટે આપણા પ્રાચીન ઋષિ મુનીઓએ ઘડેલા કાયદાઓ આજે ભયંકર વિકૃત થઇ ગયા છે ને તેમની વિકૃતિથી આજે આપણા ધર્માચાર્યો ને બ્રાહ્મણોનો વંશ પોતાના પેટના ખાડા ભરે છે !

રાધાનાથ લલિતાને પોતાની સાથે રાખવાનું વચન આપી ગયો ત્યારથી લલિતા ઉલ્લાસમાં આવી ગઇ હતી. બીજે દિવસે સ્હવારથી જ તે પોતાની માનીતી ચીજો ટ્રંકમાં ભરવા લાગી. જાણે પ્રિયતમ સાથે પ્રવાસે જવાની હોયની તેમ તે એકએકથી સુંદર વસ્તુઓ બ્હાર કાઢવા લાગી. ગંગા ડોશીની તીક્ષ્ણ નજર તેનાપર જ હતી. લલિતાની તૈયારી જોઇ ડોશીના પેટમાં ધ્રાસ્કો પડયો. તે લલિતાના રૂમમાં જઈ બેઠી અને તેની ખીચોખીચ ભરાતી ટ્રંકો જોઈ બોલી : " કેમ બ્હેન ! આ બધી શાની તૈયારી ? "

" માજી ! હવે મારે આ પાપી પેટને ખાતર આ નીચ ધંધો નથી કરવો." લલિતાએ સ્પષ્ટ જવાબ આપ્યો.

" હેં " ડોશીની આંખ ફાટી ગઇ. તેની સોનાની ચલ્લી આજે ઉડી જવા માગતી હતી તે જોઈ તેના પેટમાં હોળી સળગવા લાગી.

" હા માજી ! હવે મારે કેટલા દહાડા માટે પાપના પોટલા બાંધવા ? આજ સુધીમાં ઘણાં કાળાંધોળાં કર્યાં. પરમેશ્વરે પાંચ પૈસા આપ્યા છે તે મારી જીંદગી માટે પૂરતા છે. હવે ઘણી ગઈ ને થોડી રહી ! "

" એટલા માટે મેં ભીખાભાઇને કલદાર રૂપીઆ ગણી આપ્યા હતા કેમ ? લલિતા ! આ નખરાં મારે ત્યાં નહિ ચાલે. તારે અહિં જ રહેવું પડશે." ડોશી સત્તા ચલાવવા લાગી.

"કેમ? હું કંઇ ગુલામ છું?"

"ગાંડી! તને અહિં શું દુઃખ પડ્યું?" ડોશી લલિતાને સમજાવવા લાગી: "તારી મરજી હોય તો એક જ શેઠ રાખ!"

"મને અહિં દુઃખ નથી. પણ મારૂં મન જ માનતું નથી. રોજ ઉઠે દીલ વિનાનો પ્રેમ બતાવી ભોળા અથવા મૂર્ખ પતંગોને કઈ જીંદગી માટે પાયમાલ કરવા?"

"બ્હેન, વિચાર કર. આવા વૈભવવિલાસ તને ક્યાંય મળવાના નથી. પરણેલી જીંદગીના રોજના બળાપા કરતાં આ સ્વચ્છંદ અયશ-આરામ હજાર દરજ્જે સારા છે. પરણી પત્ની ભલે ગૃહસ્થી ગણાતી હોય પણ તે પોતાના પતિની ગુલામડી છે. અહિં તું માલીક છે ને તારા આશકો તારા ગુલામ છે!"

"એ બધું ખરૂં. પણ હવે આ ભ્રષ્ટ જીવનપરથી મારૂં દીલ ઉઠી ગયું છે."

"એમ?" ડોશીનો અવાજ કરડો થયો: "આ દહાડો જોવા માટે મેં તને લાડમાં રાખી હતી ખરી? તું આવી ત્યારે તારી પાસે શું હતું?"

"કાણી કોડી પણ નહિ."

"અને હવે?"

"હવે પાંચ પંદર હજારનો જીવ હશે."

"તે કોને પ્રતાપે?"

"મારી ખુબસુરતી અને જુવાનીના."

"મારા નહિ?"

"નહિ, તમે તમારા સ્વાર્થ માટે મને રાખી હતી. અને મારાથી તમને જેટલો લાભ થાય તેટલો તમે લઈ ચૂક્યાં છો."

"ચુપ રહે! તારાથી અહિંથી જઇ શકાશે નહિ."

"કેમ?"

"હજુ તારાપર મારા પૈસા બાકી છે."

" કેટલા ? "

" દોઢ હજાર—વ્યાજ સાથે."

" ઠીક છે. તમારા દોઢ હજાર રૂપિયા લઈ લો ને તમે રાજી થાઓ." લલિતા ઉભી થઇ અને તેણે કબાટ ઉઘાડી ડોશીના હાથમાં સો સોની પંદર નોટો પકડાવી દીધી.

" હવે તો હું તમારા કરજમાંથી છૂટી ને ?" લલિતા ગુસ્સા-ભર્યા અવાજે બોલી.

" મારૂં કરજ ફેડતાં તારી જીંદગી જશે. હું તને હુકમ કરૂં છું કે ગૂપચૂપ બેસી રહે. જો આ ઘરનો દાદર ઉતરી તો જાનથી જશે." નીચ દલાલણ જાતપર ગઇ. તે સોનાના ઈંડા મૂકનારી મરઘીને સહેલાઇથી છટકી જવા દે એવી ન્હોતી. તે લલિતા પાસે આવી તે પહેલાં જ તેણે દાદર આગળ પોતાના માણસને બેસાડી દીધો હતો.

" મારી મરજી વિરૂદ્ધ મને રોકી રાખવાનો શો તમને હક્ક છે ? " લલિતા બરાડી.

" અરે જારે રાંડ હક્કવાળી ! ખાવાના વાખા હતા ત્યારે હક્કની વાત ન્હોતી કરતી ને હવે ચેં ચેં કરે છે ? "

" જો ડોશી ! તારાથી હું ડરી જવાની નથી. તેં મારા બાળ-કની હત્યા કરી હતી એ વાત જો હું પોલિસને જાહેર કરીશ તો તારે ઝાંઝરીઆ પહેરવા પડશે–સમજી ? " લલિતાએ જેવા સાથે તેવા થવાની નીતિ આદરી. ડોશી જરા ડરી–પણ બીજી જ પળે ખડખડ હસી પડી.

" તું મને ઝાંઝરીઆ પહેરાવશે ? રાંડ ! તારા જેવી તો કંઇ બલાઓને મેં સીધી દોર કરી નાખી છે, સમજી ? તું પોલિસમાં જશે ? ભલે જા; તારૂં માનવાનું કોણ છે ? તારી પાસે પુરાવા શા છે ?" કહી ગંગા ડોશી તિક્ષ્ણ નજરે લલિતા તરફ જોઈ રહી.

લલિતા ગભરાઈ. તેનું મ્હોં ઉતરી ગયું. તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. મહા મહેનતે રાધાનાથને સમજાવીને તેણે આ પારધી-ની જાળમાંથી મુક્તિ મેળવવામાં વિજય મેળવ્યો હતો. એ વિજય પાણીના બુદબુદની પેઠે નષ્ટ થતો જોઇ તે મુઝાઇ ગઇ.

" માજી ! મારા જેવી ગરીબને સતાવવાથી તમને શું મળશે ? "

" હવે કેવી ડાહી વાત કરે છે ? હું તને સતાવવા માગતી નથી, પણ તું ચાલી જાય તો તારા આશકોને હું શો જવાબ આપું ? " ડોશીને ચકલી પાછી પિંજરામાં આવતી દેખાઈ.

" એમ કહેજો કે લલિતા મરી ગઇ અથવા દેશમાં ચાલી ગઇ. મારા જેવી અનેક પૂતળી તમને મળી રહેશે. "

" તે ખરૂં, પણ કનૈયાલાલ, રાધાનાથ, જગમોહન વિગેરે શ્રીમંતો તારાપર પાગલ થયા છે, તેમને મારાથી નારાજ ન કરાય. તું કયાં જવા માગે છે ? "

" ગમે ત્યાં. દુનિયા ઘણી વિશાળ છે. "

" પણ ગાંડી ! તારા જેવી રૂપાળી સ્ત્રીને કોઇ જંપવા દેવાનું છે ? "

" નહિ જંપવા દે તો હું આપઘાત કરીને મરી જઇશ. "

" ગાંડીરે ગાંડી ! આવો કુંણો આશાભર્યો જીવ મોજ કરવા માટે છે—આપઘાત કરવા માટે નહિ. "

" મને આ ખૂની વૈભવો નથી જોઇતા. "

" તો તું રોટલાના કટકા માટે રસ્તે રસ્તે રખડશે. "

" ભલે રખડું. "

" ઠીક છે. તું તારી ફીલસુફી ગાયા કર. જોઉં છું તો ખરી કે તું આ ઘરમાંથી શી રીતે જાય છે ? " કહી ડોશી ગુસ્સામાં ને ગુસ્સામાં લલિતાના ઓરડામાંથી બ્હાર નીકળી ને જોસથી બારણું બંધ કરી તેણે બ્હારથી તાળું માર્યું. લલિતા રોઈ રહી. તે પોતાના ઓરડામાં કેદ થઇ અને પોતાના કર્મનસિબને શાપ દેતી છાતીફાટ રડવા લાગી.

## પ્રકરણ ૧૫ મું.

### જયાપર હુમલો !

પાલઘરના સ્ટેશનપર કાંતિલાલને થાપ આપી, જયા પાગલ જેવી સ્ટેશનની બ્હાર નીકળી ગઇ. રાત્રીનો સમય હતો. તેણે જીંદગીમાં કદિ પાલઘર જોયું ન્હોતું. પણ હવે તેને ભય રહ્યો નહોતો. તે કાન્તિલાલને પરાયો પુરૂપ ગણતી હતી. એક શુદ્ધ સતી પારકા પુરૂપથી જેમ નાસે તેમ એ કાન્તિલાલથી દૂર નાસતી ફરતી હતી. હર્ષદરાયે નાતની તાબેદારી સ્વીકારવાથી હવે પિતાને ત્યાં કદિ આશરો મળવાનો નથી એ જયા સારી રીતે જાણતી હતી. તેને કોઇની દરકાર ન્હોતી. તે પોતાની ધૂન પાછળ પાગલ થઈ હતી. તે ઉપર આકાશ ને નીચે ધરતીને આશરે જીવવા માગતી હતી. તેના આદર્શો–તેનો આત્મા-તેના જીવન મનોરથો–નું ખૂન કરનાર સમાજ સાથે આજે તેણે છેવટના છૂટાછેડા કરી નાખ્યા હતા. મરી જવું, પણ કાન્તિલાલની પાશવવૃત્તિને તાબે થઇ પોતાનું શરીર અપવિત્ર ન કરવું એવી દૃઢ પ્રતિજ્ઞા જયાએ લીધી હતી. તે સ્ટેશનની બ્હાર નીકળી ગામ તરફ ડગલાં ભરવા લાગી. તેની નજર ફુંફારા મારતી ચાલી જતી ટ્રેનપર ગઈ. એ ટ્રેનમાં તેનો કહેવાતો પતિ ધુંઆકુંઆ કરી તેને નવ નવ ટકે ગાળ દેતો હશે એવા વિચારથી તે ધિક્કાર અને વ્યંગથી હસી. તેના હૃદયમાં તેના વ્હાલા પાંડવની–ઇન્દુલાલ પ્રત્યેના પ્રેમની–ભરતી ઉછળવા લાગી અને તેના પગમાં વીજળી આવી. ક્યાં જવું, ક્યાં રહેવું, ક્યાં આશ્રય લેવો, એનો વિચાર કરવાની તેને નવરાશ જ ન્હોતી. તે સ્રીસમાજની પરતંત્રતા પગની એડી નીચે કચડી નાખવા માગતી હતી. હિંદુસમાજમાંથી સ્રીઓની ગુલામગીરી નાબુદ કરવાને તે મેદાને પડી હતી. આ યુદ્ધમાં તેની દેહ ખપી જાય તેની

તેને પરવા ન્હોતી. તેની યુવાન જીંદગીના મનોરથો સમાજે કચડી નાખ્યા હતા. તેના ઉગતા જીવનની હોંસપર તેનાં માતપિતાએ પાણી ફેરવ્યું હતું. તેના હૃદયમાંનો કાવ્યરસ કાન્તિલાલે સૂકવી નાખ્યો હતો અને જયા ભયંકર ચંડિકા બની હતી. આજની નિરાધાર દશામાં એકલા ઈન્દુલાલનું સ્મરણ તેને કંઇક આનંદ આપતું હતું.

ઘણો ઘણો વિચાર કરીને તે સ્ત્રીસ્વાતંત્ર્યનો વાવટો ફરકાવવા તૈયાર થઇ હતી. જૂનાં થોથાંઓ તેણે વાંચી નાખ્યાં હતાં. ધર્મશાસ્ત્રો અને સ્મૃતિ પુરાણો તે જોઇ વળી હતી. વેદના વારાથી તે આજ સુધી હિંદુસ્થાનમાં તેને સ્ત્રીઓની ગુલામી શિવાય કશું જણાયું ન-હોતું. આર્યધર્મશાસ્ત્રાનુસાર અસલના વખતમાં નિઃસંતાન દંપતિ યજ્ઞ કરતા ને બધા પુત્રની માગણી કરતા. કોઈએ પુત્રીનું વરદાન માગ્યું હોય એવો એકે દાખલો તેને જૂના ઇતિહાસમાંથી મળ્યો ન્હોતો. અસલના જમાનાથી જ સ્ત્રી તુચ્છ તરણા જેવી ગણાતી આવી છે. હજુય કન્યાનો જન્મ "પથરો" જ ગણાય છે! એકવાર દીકરી જન્મતાં વાર તેને દુધપીતી કરી અસંખ્ય બાળહત્યા કરનારી હિંદુ-સમાજ જયાને મન ગોઝારી રાક્ષસી કરતાંય ભૂંડી લાગતી હતી. ધર્મપરાયણ ગણાતા યુધિષ્ઠીર રાજાએ પોતાની ધર્મપત્નીને જુગારની હોડમાં મૂકી હતી. નળ પણ એવું જ પરાક્રમ કરી ગયો હતો. રાજા હરિશ્ચંદ્રે સતી તારાને કાશીના ભરબજારમાં થોડાક રૂપાના સીક્કા માટે ભાજી તરકારીની પેઠે વેચી નાખી હતી. એ મહાન રાજાઓના બીજા ગુણોની પ્રજા ગમે તેટલી પ્રશંસા કરે પણ તેમની સ્ત્રીઓને તેમણે બજારૂ વસ્તુ જેવી ગણીને ભારતના ઇતિહાસને કલંકિત કર્યો છે એવી જયાની માન્યતા હતી.

વાંચનાર! જયાપર તૂટી પડેલા દુઃખના ડુંગરો જોયા પછી તેની માન્યતા આવી થાય એમાં કંઇ નવાઇ છે? હિંદુસમાજ! એ નામ ઉચ્ચારતાં જ આપણને અભિમાન આવે છે, પણ તે સાથે જ એ સમાજે આપણી માતાઓની કરી નાખેલી અધમ દશા

જોઇ કોને શરમ ન ઉપજે? અનેક સ્મૃતિશાસ્ત્રોમાં ઋષિ મુનીઓએ પુત્રોના હકક વિષે પાનાંનાં પાનાં ભરીને વિવેચન કર્યું છે પણ કોઇને પુત્રીની પડી નથી. જગતની માતાની હિંદુઓને દરકાર નથી. એક વાંઝીઓ માણસ ગમે તેટલા દુરના પુરૂષને દત્તક લઇ શકે, પણ કોઇ દીકરીને દત્તક લે છે? વારસા-હિસ્સામાં આજની ઘડી સુધી સ્ત્રીઓને ભયંકર અન્યાય થાય છે. પિતા યા પોતેના મરણ પછી સ્ત્રી કોઇ ને કોઇ સગાની આશિયાળી જ રહે છે અને આવી ગુલામીને મનુસ્મૃતિ ટેકો આપે છે. **न स्त्री स्वातन्त्र्यमर्हति** સનાતનીઓનો આ માનીતો શ્લોક છે.

ચોર, પખાજ, પશુ અરૂ નારી,
એ સબ તાડનકે અધિકારી—

એ ગાંધીજીના માનીતા તુલસીદાસનો ન્યાય છે. અને છતાં સ્ત્રીઓને દેવી, લક્ષ્મી અને અર્ધાંગના કહેવાનો દંભ કરતાં આપણે શરમાતા નથી. હાલનો કાયદો પણ સ્ત્રીઓને એવા જ અન્યાય કરે છે*

---

*કાયદાનાં આ ટાંચણો મોટે ભાગે મીન્સીપાલ મુલ્લાના "Hindu Law" અને ડા. ગૌર રચિત Hindu Code માંથી લેવામાં આવ્યા છે:—

૧. એક હિંદુ તેની એક યા વધુ પત્નીઓ જીવતી હોય તો પણ ગમે તેટલી સ્ત્રી પરણી શકે છે. (S. 318)

૨. એક સ્ત્રી બીજા પુરૂષને પરણી શકતી નથી. (S. 319) ધણીના મરણથી પણ તે પુર્નલગ્નની હકદાર થતી નથી. ૧૮૫૬ ના હિંદુ વિધવાના પુનર્લગ્નના કાયદાથી વિધવાનાં પુનર્લગ્ન કાયદાસર ગણાય છે. પણ સમાજના લોખંડી હસ્તે એ કાયદાને જીવતો મારી નાખ્યો છે ને તે કાયદા-પોથીપર શબ જેવો પડયો છે.

૩. પુરૂષ સ્ત્રીને ગમે ત્યારે કાઢી મૂકી શકે છે, પણ સ્ત્રી તેમ કરી શકતી નથી. બૌધાયન મુની કહે છે કે જે સ્ત્રી વાંઝણી હોય તેને દશમે વર્ષે, જે ફકત દીકરીઓ જ જણે તેને બારમે વર્ષે, જેના બચ્ચાં ના જીવે તેને ૧૫ મે વર્ષે તજી દેવી; પણ જે ટંટાખોર હોય તેને તરત જ પાણીચું

અરધો એક માઇલ ચાલ્યા પછી જયા થાકી. આખું ગામ ઉજ્જડ જણાતું હતું. કોઇકોઇ વાર કૂતરાના ભસવાનો અવાજ આવતો. તે શિવાય સર્વત્ર નિરવતા અને નિર્જનતા છવાઇ હતી. જયા બહાદૂર હતી. પણ આખર કોમળ યુવતી! ચોપાસ નિર્જનતા જોઇ તેની છાતી ભરાઇ આવી. તેની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં અને તે રસ્તાપર બેસી બાળક પેઠે રોવા લાગી.

"ઓ પ્રભુ ! મારાં ક્યા જન્મનાં પાપ આ જન્મે નડયાં ? મેં તારો શો ગુન્હો કર્યો ? મારા માતપિતા, કાન્તિલાલ, આખી વાણીઆની નાતના મેં ક્યા હાથીઘોડા માર્યા છે કે એ લોકો મને જંપવા દેતા નથી ? કાન્તિલાલને રૂપ અને જોબન જોઇતાં હોય તો તેની દુનિયામાં ખોટ નથી. એ મુઓ કાળમુખો મારી પાછળ શા માટે પડયો છે ? હું જેને ચાહીશ તેની થઇશ. મારો આત્મા જેને વર ગણશે તેને જ મારો પતિ માનીશ. એ પદ તો મેં ઇન્દુને આપી દીધું છે. ઇન્દુ મારો પ્રિયતમ છે. હું ઇન્દુની છું. હવે સમાજને કે ઓ પ્રભુ ! ખુદ તને પણ અમારા પ્રેમમાં વિઘ્ન નાખવાનો શો હક્ક છે ?" તે બબડી. તેના કમળ જેવા નેત્રોમાંથી અશ્રુની ધારા તેના ગાલપરથી છાતીપર સરવા લાગી. આખી હિંદુસમાજ સામે યુદ્ધ પોકારી ચૂકેલી વીરાંગના નાદાન બચ્ચા પેઠે કરૂણ રૂદન કરવા લાગી. એ બિચારીને ક્યાંય ઠરવાનું ઠામ જ ન્હોતું. એને માથે સમાજે બળજબરીથી ઠોકેલો પતિ એની શોધ માટે આભઅવનિ એક કરી નાખશે, એવી એની ખાત્રી હતી. એના માતપિતાએ એને હાંકી

---

આપવું. પણ જો પુરૂષ નપુંષક, બીનકમાઉ કે મારકણો હોય તો સ્ત્રીએ શું કરવું ?

નારદ મુનીને સ્ત્રી માટે કેટલું બધું માન હતું તે જુઓઃ તે કહે છે કે જે માગનારના પૈસા ન ભરે તે બીજા જન્મમાં પોતાના લહેણદારને ત્યાં ગુલામ, નોકર, ગધેડા યા સ્ત્રી રૂપે જન્મ લેશે !

કાઢી હતી. ઇન્દુલાલ શિવાય એને કોઇની છાયા ન્હોતી. પણ હમણાં—આ નિર્જન ભયંકર રાતે—એ ક્યાં જાય ?

"ચાલ જીવ ! એમ રોવાથી કંઈ વળવાનું નથી. જો રોવું જ હોત તો પ્રથમથી તોફાન જગાવવું ન્હોતું. જો ગુલામીની ચક્કીમાં પીસાવાનો આનંદ માણવો હોત તો પાંડવ સમા પતિના સ્વપ્નાં જ જોવાં ન્હોતાં. જયા, તું આદર્શમાં રમી—સ્વર્ગિય સ્વપ્નાં પાછળ ઘેલી થઇ. હવે એ ગાંડપણનું પરિણામ તારે જ ભોગવવું રહ્યું. કંઈ ફીકર નહિ. હું બધું સહન કરવા તૈયાર છું. આ પેટનો ખાડો પૂરવા માટે પાશેર અન્નના મને વાખા પડવાના નથી. ગમે ત્યાં મહેનત મજુરી કરીને હું મારૂં ફોડી લઇશ. પણ ઓ કારમી હિંદુ સમાજ ! તારા ખપ્પરમાં હજુ કેટલી બાળાઓના ભોગ લેવા છે ? ભારતમાતા ! તારે તારી કેટલી દીકરીઓને હજુ અકાળે મારી નાખવી છે ? શું અમારા નેતાઓને આંખ નથી ? કાન નથી ? મગજ નથી ? જો અમને બજારૂ ચીજની પેઠે ગમે ત્યાં ફેંકી દેવી હોય તો અમને ભણાવો છો શા માટે ? અમારામાં નવી પ્રેરણાઓ શા માટે જન્માવો છો ? જો તમારે કહ્યાગરી દાસી અને ગુલામડીઓ જ જોઇતી હોય તો તમે સ્વતંત્રતાની બાંગ શા માટે મારો છો ?" જાણે હિંદુસમાજની સામે બેસીને વાત કરતી હોય તેમ ભ્રકૂટી વક્ર કરી જયા બબડી. તે ઉભી થઈ. તેની આંખો ફાટફાટ થતી હતી. મગજ ઉન્માદી બન્યું હતું. હૃદયમાં ભયંકર જ્વાળામુખી સળગી રહ્યો હતો. હિંદુસમાજને બાળીને ખાખ કરી નાંખવા માટે તેને પળેપળે ચંડિકા થવાનું મન થતું હતું.

"હું જીવીશ ત્યાં સુધી તો કાન્તિલાલભાઇ ચણા ફાકતા જ રહેવાના..." રસ્તે ચાલતાં જરા હસીને તે વિચાર કરવા લાગી: "એને જોઇએ તો કોર્ટમાં જાય કે કોર્ટના બાપ પાસ જાય ! કોર્ટ મને શું કરવાની હતી ? બહુ બહુ તો જેલમાં મોકલશે. કાન્તિલાલના અણમાનિતા ઘર કરતાં જેલ મને વધુ સુખકર થઈ પડશે."

ધૂનમાં ને ધૂનમાં તે એકાદ માઈલ ચાલી ગઈ. હવે તેના પગ
[illegible]ક્યા. આંખમાં ઉંઘ આવવા લાગી. ઠંડી સખ્ત પડતી હતી.
[illegible]તરફ અંધકાર છવાયલો હતો. તારાના ઝાંખા પ્રકાશમાં તે ઉભી
[illegible]ી. આંખ ફાડી ફાડીને તે આમતેમ જોવા લાગી. તેની આંખો
[illegible]મકી. થોડેક દૂર એક ઘર જણાયું. તે હોંસભેર ત્યાં ચાલી ગઈ અને
[illegible]રૂણ, દયાર્દ્ર સ્વરે બારણાં ખખડાવતી બોલી:

" ભાઈ ! કોઈ દુ:ખીને આશરો આપશો ?" કંઈ જવાબ ન
[illegible]ળ્યો. ફરીથી તેણે બારણાં ખખડાવ્યાં.

" કોણ છે ?"

" ભાઈ ! હું એક દુ:ખી અબળા છું. આજની રાત આશરો
[illegible]આપશો ?" જયા બોલી.

બારણું ઉઘડ્યું અને એક ચાળીસેક વર્ષનો પુરૂષ હાથમાં ફાનસ
[illegible]ઈ બ્હાર આવ્યો.

" તમે કોણ છો ?" તેણે પૂછ્યું.

" એક દુ:ખી સ્ત્રી !"

" આટલી રાતે અહિં ક્યાંથી ?"

" કર્મ સંજોગથી !"

" તમે શું માગો છો ?"

" આજની રાત મને પડી રહેવા દેશો ?"

ફાનસના પ્રકાશમાં પેલા પુરૂષે જયાનું રૂપ જોયું. અઢાર વર્ષની
મીલતી જુવાની જોઈ તેની આંખો ચમકવા લાગી. તે હસ્યો.

"ઘરમાં આવશો ?" તે બોલ્યો. તેના અવાજમાં કમ્પ હતો.
જયા ચમકી.

" નહિ ! માફ કરો. હું મારે રસ્તે જઈશ" કહી તે તરત
ઓટલાપરથી નીચે ઉતરી ગઈ.

"તો રાંડ! મારી ઉંઘ શા માટે બગાડી?" કહી પેલો નીચ પુરૂષ તેની પાછળ પડ્યો. જોતજોતામાં તેણે જયાને પકડી પાડી અને તેનો હાથ પકડી ઉભો રહ્યો.

"ચાલ, ઘરમાં ચાલ!"

"છોડ મુઆ ચંડાળ!" જોસથી ઝટકો મારી જયાએ હાથ છોડાવી નાખ્યો અને બ્હીવેલી હરણી જેવી તે જીવ લઇને નાઠી. પેલો પાપી તેની પાછળ પડ્યો. ગામડાંના રસ્તાપર એક લાચાર પવિત્ર સ્ત્રી અને કામી પુરૂષ વચ્ચે સરત દોડાવા લાગી.

"કોઈ આવો–બચાવો–" જયા નાસતી નાસતી બુમ પાડવા લાગી. પેલા જાનવરને તેની બુમોની દરકાર જ ન્હોતી. તે જોસથી જયાની પાછળ દોડી આવતો હતો. તેને અનાયાસે આ પરી મળી હતી તેથી તેને ભ્રષ્ટ કરવાને તે આતુર બની ગયો હતો.

જયાની આંખે અંધારાં આવ્યાં. અંધારામાં તે એક પત્થર સાથે અથડી જમીનપર પડી ગઇ.

"ઓ રામ! કોઇ દોડો–બચાવો–" તેણે કારમી ચીસ પાડી. પેલો બદમાસ તેની નજીક આવી પુગ્યો અને તેણે જયાને હાથ પકડી ઉભી કરી.

"હવે ક્યાં જવાની છે?" કહી તે જયાને આલિંગન લેવા જતો હતો. જયા વીફરી. તેણે જીવપર આવી કામી સાથે કુસ્તી કરવા માંડી. ચોંથાટ વધી પડ્યો. જયા "છોડ, મુઆ પાજી! બદમાસ!" કહેતી તે પશુ સાથે લડી રહી હતી.

"ક્યા હૈ?" એક ગંભીર અવાજ આવ્યો.

જયાને હિંમત આવી.

"કોઇ બચાવો. આ પાપી મારી લાજ લૂંટે છે."

"કૌન હૈ ?" ફરી અવાજ આવ્યો અને એક માણસ જાડી ડાંગ સાથે તેમની પાસે આવતો જણાયો. કામી થથરી ગયો. તેની બાજી ઉંધી વળી ગઈ અને તે જયાને છોડી જીવ લઈને નાસી ગયો.

"બાઇ ! તમે કોણ છો ?" પેલા માણસે નજીક આવી વિવેકથી જયાને પૂછ્યું.

"હું એક દુ:ખી નિરાધાર સ્ત્રી છું. મને આશરો આપશો ?"

"હા, ચાલો, સામેનો બંગલો મારો છે. હું ખ્રીસ્તી મીશનરી છું. મારી પત્ની તમારી સંભાળ લેશે." પેલો ભલો ગૃહસ્થ બોલ્યો અને જયા તેનો આભાર માની તેના બંગલામાં ગઈ.

## પ્રકરણ ૧૬ મું.

### એ માશુકનો પ્રિયતમ !.

"કુસુમ અને જયા બન્નેને કેમ ન ચાહી શકાય ?" ઈન્દુના મનમાં આ પ્રશ્ન ઘોળાઈ રહ્યો હતો. બન્ને તેનાપરથી વારી જતી હતી. તે જયાને દેવી માનતો હતો. જયાને માટે તેણે આખા સનાતની હિંદુ સમાજનો ખોફ વ્હોરી લીધો હતો. પણ કુસુમે પોતાનું દીલ ઈન્દુ સમક્ષ ખુલ્લું કર્યા પછી એ કામણગારી યુવતી પણ ઈન્દુના હૃદય સિંહાસનપર ચઢી બેઠી હતી.

"શું સ્નેહાળ આત્માઓ માટે આવી જ કસોટી સરજી હશે ? કલાપી શોભના ને રમા બન્નેની પાછળ પાગલ થયા હતા. શેલીનીયે એ જ દશા થઈ. એ મસ્ત અંગ્રેજ પ્રેમી પોતાની હેરીઅટને છોડી ધાર્મિક મતભેદને બ્હાને મેરી ગુડવીનના ઝુલ્ફાં સાથે મસ્તી કરવા ગયો ને છતાં તેનો–તેના દીલનો પોકાર–બન્નેને ચાહવાનો દાવો કરે છે. એમના કરતાં મારી સ્થિતિ જૂદી જાતની છે. એ મસ્ત શાયરો એકને રીઝવવા જતાં બીજીને ખીજવી બેઠા હતા. રમા કલાપીને અને હેરીઅટ શેલીને ન સમજી શકી. શું જયા પણ એવી જ થશે ? મારૂં દીલ ક્યાં ખેંચાય છે ? જયા મને સ્વર્ગ સુખ આપી ગઈ. એ મારી થઇ ચૂકી છે. હવે–હવે એને તજીને કુસુમને સ્વીકારવી ? નહિ. નહિ. સ્વીકારૂં તો બન્નેને !" આવા આવા વિચારો ઇન્દુલાલના યુવાન મગજને ઘેરી રહ્યા હતા. સારે કે માઠે નસીબે તેને કપાળે વડીલોનો ત્રાસ લખાયો ન્હોતો. તેને વર્ણાંતર લગ્ન કરતો અટકાવનારી સ્નેહાળ માતાય ન્હોતી, ને કઠોર પિતાય ન્હોતા. દૂરના સગા-

ઓએ તેની આજ સુધી દરકાર કરી ન્હોતી અને ભવિષ્યમાં કોઈ તેના કામમાં માથું મારે એવો સંભવ ન્હોતો.

"જો કુસુમ અને જયા બન્ને મારી થાય તો અમારી ત્રિપુટી શું ન કરી શકે ? અમે દુનિયાપર સ્વર્ગ ઉતારીશું. કાવ્યમય જીવનના પ્રત્યક્ષ લ્હાવા લઇશું. અને કૂતરા કૂતરીની પેઠે જીવતા હિંદુઓને અદેખા બનાવીશું." તે બબડ્યો ને હસ્યો. તેની મનોદશા વિચિત્ર થઇ હતી. કુસુમનું સૌન્દર્ય તેને આકર્ષી રહ્યું હતું. બીજી બાજુથી જયાની મોહક મૂર્તિ પણ તેને ખેંચતી હતી. આ સૌન્દર્યના લોહચુંબક આગળ તેનું દીલ લોખંડના કટકાની પેઠે આમથી તેમ ખેંચાતું હતું.

"કોણ જાણે મારા નસીબમાં શું લખાણું છે ! જયા જેવી પ્રમાળ દેવી મળી ત્યારે કોર્ટના લફરાં થયાં–સમાજ મારી સામે રૂઠી–હજુય કોણ જાણે શું થશે ! ને આવા સંજોગોમાં કુસુમ મને દીલ દઈ બેઠી-શું હું ખરેખર બન્નેને ચાહું છું ? નહિ, કુસુમ તરફનું મારૂં આકર્ષણ જયાપરના પ્રેમ કરતાં જુદી જ જાતનું છે. હું વાસનાનો ગુલામ તો નથી બનતો ? બનવા જોગ છે–નહિ–ખરી વાત છે. કુસુમનું સૌન્દર્ય મને ખેંચી રહ્યું છે. અસ્થિર મન ! સ્થિર થા–શાંત થા, સૌન્દર્યની આગ સાથે રમત ન કર. કુસુમ કેવી ભોળી, નિર્દોષ, અને સ્નેહાળ છે ? એને વાસનાને ખાતર ફસાવવા જેવું ઘોર પાપ કરું ? નહિ. હું કુસુમને કહીશ કે તું તારે રસ્તે ને હું મારે રસ્તે......"

થોડીક વાર આવા જ વિચાર કરી તેણે કપડાં પહેર્યાં અને તે મહીલાઆશ્રમમાં ગયો. કુસુમ તેનો સત્કાર કરવાને તૈયાર જ હતી. ઇન્દુને જોઇ કુસુમના વદનપર મોહક હાસ્ય છવાયું. તેના દીલમાં ઉમળકો આવ્યો. એ બિચારી ઇન્દુપરથી પ્રાણ ન્યોછાવર કરી નાખવા તૈયાર થઇ હતી. પણ પ્રેમને અંગે એને ઉન્હાં આંસુ સારવાં પડશે તે એ ન્હોતી જાણતી.

"તમે આવ્યા ?"

"હા, કુસુમ ! હું તારી સાથે થોડીક વાત કરવા માગું છું."

ઇન્દુનો ગંભીર અવાજ સાંભળી કુસુમનું મ્હોં જરા ઉતરી ગયું.

"શું છે ?"

"જો કુસુમ ! તું મને ભૂલી જાય એમાં જ સાર છે."

"કારણ ?" રડમસ સ્વરે કુસુમે પૂછ્યું.

"હું તને ચાહી શકતો નથી."

"ઇન્દુલાલ ! તમે મારા મિત્ર પણ ન થઇ શકો ?"

"હું તારો મિત્ર તો છું જ. પણ ગાઢ મૈત્રી આપણને બન્નેને પતન તરફ ધસડી જશે."

"શું આપણાં દીલ એટલાં બધાં નબળાં છે ?"

"કુસુમ ! તું જ કહે. તું મને ચાહે છે એ બીના જાણવા પછી કોઈ એક પળ એવી ન આવે કે જ્યારે હું પાગલ થઇ જાઉં ને આપણા બન્નેના નામને બટ્ટો લાગે ?"

"વ્હાલા ! તમે પાગલ થઇ જશો તો તમને શાણા કરતાં મને આવડે છે." કુસુમે જવાબ આપ્યો.

"કદાચ એમ પણ બને કે તું પાગલ થઇ જાય—"

"તો તમે મને ઠેકાણે લાવજો."

"ને તેમ ના બન્યું તો ?

"તો હું ભ્રષ્ટ થવાને તૈયાર છું. દુનિયા જેને ભ્રષ્ટતા કહે છે તેને હું પવિત્રતા કહું છું. હું તમને દીલ દઇ બેઠી છું. તમે જો મને તમારી પત્ની ન બનાવો તો દુનિયા જેને રખાત કહે છે તેવી તમારી રખાત થવાને પણ હું તૈયાર છું." કુસુમ છેલ્લે પાટલે બેઠી.

"છટ્છટ ! એવી વાત ન કર. તારા જેવી દિવ્ય સુંદરીને મ્હોડે એ વાત શોભતી નથી."

## ધીખતો જ્વાળામુખીઃ-



( મહિલા આશ્રમમાં ઇન્દુ અને કુસુમ )

" વ્હાલા હું તને ચાહું છું. "

" કુસુમ એક મ્યાનમાં બે તલવાર નથી રહી શકતી. "

" એ દુનિયાનો ન્યાય છે આપણો નહિ. "

( પ્રકરણ ૧૬ મું. પાનું ૧૦૯ )

"નહિ ઈન્દુ ! મારે જ મ્હોડે એ વાત શોભશે. જેને માન્યો તે પતિ ! જેને દીલ દીધું તે પ્રિયતમ ! દીલ દેનાર દીલ દઈ જાણે છે. સામો માણસ એ દીલને ઠોકરે મારે તો પણ એ દીલ તો તેને જ ચરણે ઢળવાનું."

"તું મારી સ્થિતિ અસહ્ય કરી નાખે છે."

"કેમ ?"

"જયા આવશે ત્યારે—"

"ત્યારે જયા ને હું શોક્ય થવાની નથી."

"તો શું થશો ?"

"એક વૃક્ષને વીંટાયલી બે વેલીઓ !"

"કુસુમ ! એક મ્યાનમાં બે તલવાર નથી રહી શકતી."

"એ દુનિયાનો ન્યાય છે, આપણો નહિ. આપણે દુનિયાથી પર–તદ્દન જૂદી જ દુનિયાના જીવડા છીએ. વ્હાલા ! મને નિરાશ ન કરશો. તમે કહેશો તો તમારાં દૂરથી દર્શન કરીને હું સંતુષ્ટ રહીશ. પણ એકને દીધેલું દીલ બીજાને આપવાની નથી." કુસુમ રડી પડી. તેની કરૂણ મનોદશા જોઇ ઈન્દુનું કોમળ હૃદય દાઝી ગયું.

"કુસુમ! ના રડ." કુસુમના રેશમી વાળપર વ્હાલથી હાથ ફેરવતો તે બોલ્યો; "તારી મનોદશા હું સમજી શકું છું. મેં તારા લગ્નમંડપમાં તોફાન જગાવીને તને સૂક્ષ્મ રીતે મારા તરફ આકર્ષી હતી તેનું જ આ પરિણામ છે તે હું જાણું છું. પણ મીઠી ! તું જાણે છે ને કે પ્રેમ એટલે જ ઉન્હાં ઉન્હાં આંસુ સારવાની ફરજ પાડનારૂં દર્દ !"

"હા; અને તમારે માટે વ્હાલા ઇન્દુ ! હું કેટલીવાર છૂપી છૂપી રડી છું તે તમે જાણો છો ? તમારે ખાતર હું આખી દુનિયા માથે લેવા તૈયાર છું." કુસુમના સ્વરમાં ગાઢ સ્નેહ અને અસામાન્ય દ્રઢતા

હતાં. ઈન્દુલાલની દશા વિચિત્ર થઇ પડી. તે મુંઝાયો. તેને સાપે છછુંદર ગળ્યું–ન છોડાય ને ન ગળી જવાય એવું થયું. થોડીકવાર તે ગંભીર ચહેરે મૌન બેસી રહ્યો.

“ચૂપ કેમ થઈ ગયા? શું હું નાલાયક છું? શું મને ચાહવાનો હક્ક નથી? તમે નારાજ શા માટે થાઓ છો? તમને મારી વાત ન ગમતી હોય તો હું મ્હો સીવી લઇશ. પણ તમારા હસતા વદનને આવું ગંભીર ન કરો.” ગાંડી–પ્રેમઘેલી કુસુમ બોલી. તેની નસેનસમાં ઇન્દુ પ્રત્યેનો પ્રેમ વહી રહ્યો હતો. તે ઇન્દુની થઇ બેઠી હતી અને એ જ પોતાનો પ્રિયતમ તેને નથી ચાહતો એ ખ્યાલ તેના દીલને બાળીને ખાખ કરી મૂકતો હતો.

“જો કુસુમ! ડાહી થઇ જા. જો આપણે આદર્શઘેલા તરંગીઓ, વાસનાના ભૂખ્યા થઈશું તો સમાજની સામે બંડ જગાવી, સનાતની હિંદુઓને રાક્ષસી માયાના ચક્કરમાં પડેલા ગણવાનો આપણને શો હક્ક રહેશે?” ઇન્દુએ કુસુમને ઉંચી ભૂમિકામાં લઇ જવાનો પ્રયત્ન કર્યો.

“હું ક્યાં વાસનાની તૃપ્તિ ચાહું છું?”

“ત્યારે?”

“તમે મારી સમીપ રહો–તમારા દર્શનથી હું કૃતાર્થ થાઉં–એટલું જ મને જોઇએ છે.” કુસુમ કંઇક સમજી. “હું મારા મનને મારીશ. આત્મદમન કેટલું દોહ્યલું છે તે હું સમજું છું. હું તપ કરીશ. પણ તમારા સિવાય અન્યનો વિચાર કાળાંતરે પણ નથી કરવાની. તમે મારા મિત્ર તો થશોને?”

“તારો મિત્ર તો હું છું જ. તારે માટે મારો પ્રાણ પટકવાને પણ હું તૈયાર છું તે તું નથી જાણતી?”

“તો બસ! મને એટલાથી ય શાંતિ વળશે. મારૂં મન નહિ માને તોપણ હું તેને મનાવીશ.” કુસુમ ઉપરઉપરથી દ્દઢતા

બતાવતી બોલી. પણ તેનું અંતર ચીરાઈ જતું હતું: " હું બ્રહ્મચારિણી થવાનો દાવો નથી કરતી. હું મનથી તમારી પત્ની થઇ ચૂકી છું. મારૂં શરીર અક્ષત રહેશે તેથી મન પવિત્ર થઇ જવાનું નથી. છતાં હું મનને મારવા તૈયાર છું "

"હવે કેવી ડાહી લાગે છે, મીઠી ! મનને જીત એટલે જગત જીત્યું."

" ડાહી ડાહી વાતો તો બહુ કરતાં આવડે છે. પણ તમે જ કહોને લાલાજી ! જગતમાં મનને મારનાર કેટલા પડ્યા છે ?"

" બહુ જ ઓછા."

" ને ખાસ કરીને આદર્શવાદી ધૂનીઓની વાત જ શી કરવી ? તેમનાં મન પત્થર કરતાં સખ્ત અને ફુલ કરતાં ય કોમળ હોય છે."

" જો કુસુમ ! ચ્હાવું અને ચહવાવું એ જીવનનો મોંઘો લ્હાવો છે તે હું સારી પેઠે જાણું છું. તું મને ચાહે છે પણ જે જાતના પ્રેમની તું આશા રાખે છે, તેવો પ્રેમ હું તને સમર્પી શકતો નથી. એ પ્રેમનું પાત્ર મેં જયાપર ઢોળી દીધું છે. તને હું મારી વ્હાલી સખી તરીકે, પ્રિય મિત્ર તરીકે સ્વીકારવાને તૈયાર છું."

" બસ બસ વ્હાલા ? મને એટલું બસ છે. હું વાસનાની ભૂખી નથી. મને તમારો સહવાસ જોઇએ છે. તમારી અમી નજરની છાંયા જોઇએ છે. " કુસુમ પુલકિત થઈ બોલી.

આ વખતે ત્યાં ભાનુમતિ આવી. તે આ બે યુવાન જીવડાંનો યોગ સાધવા માગતી હતી એટલે તરત બન્નેને જોઈને પાછી ફરતી હતી, પણ ઈન્દુની તેનાપર નજર પડી, અને તેણે તેને બોલાવી.

" આવોને ભાનુબ્હેન ! મને જોઈને ન્હાસો છો કેમ ?"

ભાનુમતિ હસી ને ખુરસીપર બેસી વિનોદ કરવા લાગી: " તમે મારી કુસુમને ભડકાવી મેલી છે ને, એટલે તમારા જેવાથી બ્હીને નાસવામાં જ સાર રહ્યો."

" એમ ! ત્યારે હું કોઇ ચટાપટાવાળો વાઘ છું; ખરૂં ?"

" એમ જ માની લોને !"

ત્રણે જણ ખડખડ હસી પડયાં.

## પ્રકરણ ૧૭ મું.

### મિસ પોલ.

જયા પેલા મીશનરી સાથે વિશ્વાસથી તેના બંગલામાં ગઇ. પેલા હબસી હયવાન સાથે મલ્લકુસ્તી કરતાં તે થાકી ગઇ હતી. હાંફતી હાંફતી તે બંગલામાં દાખલ થઇ અને એક ઓરડામાં જતાં ત્યાં પડેલી ખુરશીપર બેસી જઇ શ્વાસ લેવા લાગી. તેની નિરાધાર હાલતમાં તેનાપર થયલા નીચ હુમલાથી તે અત્યંત ઉશ્કેરાઇ ગઇ હતી. જે પાપીએ તેના શિયળપર ત્રાપ મારી હતી તે હિંદુ હતો. તે તેને ઘેર અરધી રાતે આશરો મેળવવા દીન ભીખારણ પેઠે ભીખ માગતી ગઈ હતી. અજાણ્યા અતિથિનો સત્કાર કરવામાં ધર્મ સમજનાર હિંદુ સમાજના એક ગૃહસ્થે તેને આશરો આપવાને બદલે તેના શરીરપર વકરાયલા વાઘ પેઠે હૂમલો કર્યો અને તેના પંઝામાંથી તેને એક ખ્રિસ્તી મીશનરીએ–એક પરધર્મીએ છોડવી.

"બ્હેન ! તમારે અહિં કોઈ જાતનો ભય રાખવાની જરૂર નથી." રેવરંડ મી. રોબર્ટસન પવિત્ર ભાવે બોલ્યો. તેના વદનપર નિખાલસતા તરવરી રહી હતી. તેની આંખોમાં શાંતિ હતી. આધેડ વયનો એ ખ્રિસ્તી ગૃહસ્થ જયાને બાપ જેવા લાગ્યો. તેણે ફીકકું હસીને પોતાના આશ્રયદાતાનો આભાર માન્યો.

" તમે ભૂખ્યાં હશો. મારી 'વાઇફ' તમારી સંભાળ લેશે." કહી જયાના જવાબની રાહ જોયા વિના તે બીજા ઓરડામાં ગયો અને પાંચ મિનિટમાં તેની સ્ત્રી સાથે પાછો ફર્યો. તેની પત્ની મિસીસ મેરી રોબર્ટસનના હાથમાં પાંઉની સ્લેસો, મસ્કા, ચ્હા વગેરે હતું.

"મેરી ! આ બિચારીપર એક નરપશુ રસ્તામાં હુમલો કરતો હતો."

" આજે તમે ન આવ્યા હોત તો મારી શી દશા થાત ? " જયા બોલી. તેની આંખમાં આભારનાં આંસુ આવ્યાં.

" દીકરી ! તારે રોવાની કાંઇ જરૂર નથી. આ ઘર તારૂં જ છે. લે, જરા ખાઇ લે." જયાની સામે એક નાના ટેબલપર ચ્હાનો પ્યાલો અને સ્લેસની રકાબી મૂકી મેરી બોલી. તેણે માતાના જેવી લાગણીથી જયાના વાંસા પર—તેના માથાપર હાથ ફેરવ્યો. જયાને લાગ્યું કે તેની સાચી માતા આજે જ મળી ! તે ચુપચુપ ખાવા લાગી. અને મનમાં ને મનમાં ખ્રિસ્તી મીશનરીઓની પ્રશંસા કરવા લાગી.

" આનું નામ પ્રભુસેવા ! આનું નામ ધર્મપ્રચાર કરવાની ખરી ચાવી ! દુઃખીને દીલાસો દેવો, નિરાધારોને આશ્રય આપવો, પતિતોનો ઉદ્ધાર કરવો, અછૂતોને સ્પર્શ્ય બનાવવા એ જ પ્રભુને મેળવવાનો રસ્તો છે. મંદિરના ચોરસ કમ્પાઉન્ડમાં પ્રભુ કેદ પડી રહેતો નથી. તે સર્વવ્યાપક છે. સર્વ પ્રાણીમાં છે. અમારા હિંદુઓ-નો ધર્મ તો પીપળાની ડાળપર નાચી રહ્યો છે. કોઈ કોઇ વાર મુસલમાનો ગૌવધ કરે ત્યારે હિંદુઓના દીલમાં ધાર્મિક હોળી સળગી ઉઠે છે ને તેમાં તેઓ અનેક જાતના ભોગ લે છે. ક્ષમા, ઉદારતા એ શબ્દો હાલના હિંદુઓના શબ્દકોષમાં છે જ નહિ. આ પરધર્મી મીશનરીઓ જ પોતાના ભવનમાં પ્રભુને પ્રસન્ન કરી રહ્યા છે." ખાતાં ખાતાં તેને વિચાર આવ્યા. પાઉંની સ્લેસ ખાઇ તેણે ચ્હા પીધી ને તેનો આત્મા જરા ઠંડો થયો.

" મેરી ! બ્હેનને સુવાની ગોઠવણ કરી આપ. એ થાકી ગઈ છે. સ્હવારે આપણે એને માટે બીજી ગોઠવણ કરીશું." રેવરન્ડ મી. રોબર્ટસને પોતાની પત્નીને કહ્યું અને મેરી જયાનો હાથ પકડી

તેને શયનગૃહમાં લઇ ગઈ. જયાને આ દયાળુ દમ્પતી દૈવી યુગલ જેવું લાગ્યું. તે બિછાનાપર પડી. મેરી "ગુડ નાઇટ" કરી ચાલી ગઇ ને કઠોર, નિષ્ઠૂર હિંદુસમાજની ખ્રિસ્તી ધર્મ સાથે સરખામણી કરતી જયા નિદ્રાદેવીની ગોદમાં લપાઈ ગઇ.

પ્રભાતે પાંચ વાગે મીશનનો ઘંટ વાગ્યો અને જયાની આંખ ઉઘડી ગઇ. મી. રોબર્ટસન અને તેની પત્ની ક્યારનાં જાગી ગયાં હતાં. જયાએ દાતણ પાણી કરી સ્નાન કરી લીધું અને સાડા પાંચ વાગે તે ખ્રિસ્તીઓની પ્રાર્થનામાં સામેલ થઇ. રોબર્ટસનના મીશનમાંના દેશી ખ્રિસ્તીઓ માટે તેણે અંગ્રેજી પ્રાર્થના રાખી ન્હોતી પણ ધર્મનું ખરૂં સ્વરૂપ સમજાવનારી કવિતા જ ગવડાવવાનો રિવાજ રાખ્યો હતો.

"અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા
ઉંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઇ જા
તું હીણો હું છું તો તુજ દરશનાં દાન દઈ જા."

કવિ ન્હાનાલાલનું આ કાવ્ય બંદગીમાં ગવાયું. જયા સાનંદાશ્ચર્ય પામી. તેને આ ખ્રિસ્તી ધર્મપ્રચારક મીશનરી નહિ પણ સર્વ ધર્મોનું દોહન કરનાર ઓલીયા જેવો લાગ્યો. તેનો આત્મા આભારથી–પૂજ્યભાવથી લળી પડ્યો.

"ધર્મ તે આ!" તે મનમાં બબડી.

પ્રાર્થના એક કલાક ચાલી. "વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે" એ નરસિંહ મ્હેતાનું પદ પણ ગવાયું. કુરાનમાંના બે ચાર કલમા પઢાયા. બાઇબલના hymns ગવાયા અને જાણે સર્વ ધર્મોનું અમૃત અહિં ઠલવાઇ રહ્યું હોયની એવું શુદ્ધ આનંદમય વાતાવરણ થઇ રહ્યું.

## ધીખતો જ્વાળામુખીઃ-



**( ખ્રિસ્તિ મીશન )**

" તમે રોજ આ જાતની પ્રાર્થના કરો છો ? " નાસ્તાના ટેબલપર સર્વની સાથે બેઠા પછી જયાએ પ્રસન્નવદને પૂછ્યું:

( પ્રકરણ ૧૭ મું પાનું ૧૧૫)

"તમે રોજ આ જાતની પ્રાર્થના કરો છો?" નાસ્તાના ટેબલપર સર્વની સાથે બેઠા પછી જયાએ પ્રસન્ન વદને પૂછ્યું.

"હા. બ્હેન ! મારી ખાત્રી થઇ છે કે સર્વ ધર્મો એક જ પ્રભુને પામવાના જૂદા જૂદા રસ્તા છે. અંગ્રેજીમાં એક કહેવત છે, કે **All roads lead to Rome.** એમાં ગૂઢ રહસ્ય રહેલું છે."

"મારી જીંદગીમાં આજે પહેલીવાર હું શાંતિ પામી છું."

"શું તમે બહુ દુ:ખી છો ?"

"મારા દુ:ખની વાત જ ન પૂછો ! મારે માથે દુ:ખનાં ઝાડ કેમ નથી ઉગ્યાં એ મારી અજાયબી છે." જયાએ જવાબ આપ્યો.

"તમારાં માબાપ નથી ?"

"છે. પણ એ બિચારાં હિંદુસમાજના ક્રૂર રિવાજોના ગુલામ છે. બાપદાદાથી ચાલતું આવે છે તેમ ચાલવા દેવા માટે મને મારી મરજી વિરૂદ્ધ એક નાલાયક સાથે પરણાવવામાં આવી અને ત્યારથી મારી આશાભરી જીંદગી ધુળમાં મળી ગઇ છે."

"અરેરે ! હિંદુ માબાપોને પોતાનાં બચ્ચાંના સુખની દરકાર નહિ હોય !"

"એમ નથી. તેમને પોતાનાં બચ્ચાં ઘણાં પ્યારાં છે પણ તેમની આંખોપર પડળ આવ્યાં છે. રિવાજને નામે તેઓ બાપદાદાના કૂવામાં ડૂબી મરવામાં ધર્મ માને છે." જયા બોલી.

"ઇંગ્લાંડની પ્રજા એક વાર અંધશ્રદ્ધાળુ હતી અને તેથી તે પોપના જૂલ્મ નીચે ચગદાતી હતી. પણ સારે નસિબે અમારે ત્યાં માર્ટીન લ્યુથર જેવા ભડવીરો પાક્યા અને અમારી પ્રજા વહેમથી મુક્ત થઇ—"

"અમારે ત્યાં પણ દયાનંદ સરસ્વતી અને કરસનદાસ મૂળજી જેવા નરવીરો પાક્યા છે."

"પણ પ્રજા તેમને માનતી નથી ને?"

"એમાં કોનો વાંક?"

"કોનો?"

"સરકારનો. જો સરકારે પ્રજાને કેળવણી આપી હોત તો દયાનંદ સરસ્વતીનો ઉદાર હિંદુધર્મ બધા હિંદુઓ સમજી શકત. ૧૫૦ વર્ષ થયાં અંગ્રેજી રાજ્યઅમલ હોવા છતાં પ્રજામાં સેંકડે ૯૫ જણા અભણ રહ્યા છે એ અંગ્રેજ રાજસત્તાનું મોટામાં મોટું કલંક છે." જયાનો સ્વર જરા સખ્ત થયો.

"એ બીના હું ખુલ્લા દીલે કબૂલી લઉં છું." રેવરંડ મી. રોબર્ટસને કહ્યું: "પણ એકલી કેળવણીથી હિંદુસમાજ ઉદાર થવાની નથી. અંત્યજો તરફ હિંદુઓ કેવું તિરસ્કારપાત્ર વર્તન ચલાવે છે?"

"અને તેથી જ અત્યંજો ખ્રિસ્તી બનતા જાય છે."

"હા. અમે અત્યંજોને ધિક્કારતા નથી. અમે તેમને ભણાવી ગણાવી નોકરી ધંધે લગાડીએ છીએ ને જગલો જૉન કે જોસફ થઇ જતાં હિંદુસમાજ તેને અછૂત ગણતી નથી. જુઓ, તમારી બાજુમાં બેઠેલી બાળા જુઓ! એનું નામ મિસ પોલ! એ કોણ છે તે જાણો છો? એના તરફ હિંદુસમાજે જે અક્ષમ્ય નિર્દયતા બતાવી છે તેની જોડીજ મળવી મુશ્કેલ છે."

જયાએ મિસ પોલ પર નજર કરી. પોલ સોળ–સત્તર વર્ષની ખીલતી કલિ હતી. તેનું મ્હો જરા શ્યામ પણ ઘાટીલું હતું. તેની આંખો નીલી અને વાળ ગુંચળીઆ હતા. બાંધો ભરાઉ અને સશક્ત હતો. હમણાં તેણે ખ્રિસ્તી ફેશનનો ગાઉન પહેર્યો હતો અને તેમાં તે

શોભી નીકળતી હતી. જયા એ બાળાને જોતાં જ પામી ગઇ કે હિંદુ-સમાજે લાત મારીને ફેંકી દીધેલી એ કોઇ ગરિબ ઢેડની કન્યા હશે !

"એ અત્યંજ છે ?" તેણે પૂછ્યું.

"હતી—" પોલ હસતી હસતી બોલી ઉઠી

"હા–હતી." રેવરંડ મી. રોબર્ટસને વાત શરૂ કરી. "એ મારા હાથમાં આવી ત્યારે ફક્ત ત્રણ મહિનાની હતી અને એ ત્રણ મહિનાની નાદાન બાળાપર પણ હિંદુસમાજને દયા આવી નહોતી."

"મને એની કથા કહો".

"સાંભળો ! તે વખતે પાલનપુરમાં હું તરતનો જ આવી રહ્યો હતો. આજે પંદર સોળ વર્ષ પહેલાંની એ વાત છે. તે વખતે હું અને મારી મેરી યુવાન હતાં. અમારા મીશનથી બે એક માઇલ દૂર ભાણીઓ નામનો એક ઢેડ વસતો હતો. ગામના લોકો તેને "કાકો" કહેતા; કેમકે તે વૃદ્ધ હતો. પણ એ કાકાપર જ્યારે આફતનો વરસાદ તૂટી પડ્યો ત્યારે તેની વ્હારે કોઇ 'ભત્રીજો' ન આવ્યો. એ ઘણો જ ગરીબ હતો. સરકાર તરફથી એને અહિં થાળી પીટવા અને સરકારી અમલદારોની ગુલામી કરવા માટે પાંચ રૂપીઆનો પગાર મળતો. એ પાંચ રૂપીઆમાં એ બિચારાને એનું ને એની બૈરીનું ગુજરાન કરવું પડતું. એવામાં આ છોકરી જન્મી. એ ત્રણ મહિનાની થઇ એટલે એ દુ:ખી કુટુંબપર પ્રભુ રૂઠ્યો. ભાણીઆને મરકી થઇ. તેની પાસે રહેતાં તેની સ્ત્રીને પણ પ્લેગની ગાંઠ નીકળી. પાસે પૈસા નહિ એટલે કોણ દવા કરે ? જંગલમાંથી કોઇ ઢેડે આણી આપેલો પાલો લગાવી બન્ને ઝુંપડીમાં પડી રહેતાં હતાં. તેમને પાણી પાનાર કે ખાવાનું પૂછનાર કોઇ ન્હોતું. આવી દયાજનક સ્થિતિ જોઇ રાક્ષસને પણ દયા આવે; પણ એની આસપાસ વસતા

હિંદુઓ અછૂતને અડીને ધર્મભ્રષ્ટ થવાના ભયથી એની પાસે જતા નહતા. એક બે જણ કોઈ કોઇવાર આઘેથી અજીરું ખાવાનું ફેંકી જતા ને તે પણ આ ગરીબ ઢેડ પથારીમાંથી જેમતેમ ઉઠીને લઇ લેતો! કમનસિબે તે ૭ દિવસમાં જ ઉપડી ગયો. તેના મરણ પછી ત્રણ કલાકમાં તેની સ્ત્રી રામશરણ થઇ ગઇ. ત્રણ મહિનાની નાદાન **પોલ**–તે વખતે એનું નામ **પાલી** હતું–છાતીફાટ રડી રહી હતી. એ બિચારીને ભાન પણ ન્હોતું કે તેનાં માબાપ મોતની ગોદમાં જઇ સુતાં છે. એની મા એને ધવડાવતી ન્હોતી તેથી એ ચીસેચીસ પાડી રહી હતી. ઝુંપડીમાં બે મુરદાં પડયાં હતાં. હિંદુસમાજ એ ગુપચૂપ જોઇ રહી. કોઇને મુરદાં ઠેકાણે પાડવાનો વિચાર ન આવ્યો. એક બે જણે થોડાક પૈસા આપવાની વાત કરી, પણ ઢેડને કોણ અડે! મરકીના ધાકથી એક બીજું ઢેડ કુટુંબ અહિં રહેતું હતું તે નાસી ગયું હતું. સંજોગવશાત્ હું તે તરફ જઈ ચઢયો અને એ કારમો અને કરૂણ દેખાવ જોઈ મારી છાતી ફાટી ગઇ. મેં જાતે એ ઢેડ દમ્પતીને [illegible] કર્યો. તેમના નિરાધાર કન્યાને પાળી પોષી મોટી [illegible] ભણાવી ગણાવી અને હવે આ પોલ જ્યારે નર્સ થશે ત્યારે એ જ હિંદુસમાજ મિસ પોલને "મેમસાહેબ" કહી તેના ખુશામત કરતી આવશે. આવી રીતે પોતાના જ ધર્મના–પોતાના જ જાતભાઇઓને ચગદી નાખનાર સમાજ હજુ ઇતિહાસના પાના-પર નોંધાયો નથી." રેવરંડ મી. રોબર્ટસને મિસ પોલની કરૂણ કહાણી પૂરી કરી.

"ઇતિહાસનાં પાનાં ઉથલાવવાની મને દરકાર નથી. હું તો આજની સ્થિતિનો જ વિચાર કરૂં છું અને તે જોતાં મને લાગે છે કે અમારી હિંદુસમાજ કના તરફ કુચ કરી રહી છે."

"હેં **જયા** બ્હેન! તમે અમારા મતનાં છો? તમે મને અડવાથી અભડાઈ જતાં નથી?" મિસ પોલે પુલ્કિત થઈ **જયા** તરફ જોયું.

"નહિ બ્હેન, તને અડવાથી હું અભડાઇ જતી નથી પણ તને ગળે લગાડવામાં આનંદ સમજું છું" કહી જયાએ પોલને ચુંબન કર્યું. મીસ પોલ ગાંડીઘેલી થઇ ગઇ. તેને આ નવી સખી અત્યંત પ્રિય લાગી. વાતમાં ને વાતમાં નાસ્તો પૂરો થયો અને બધાં પોતપોતાને કામે વળગ્યાં.

જયા એકલી એક ઓરડામાં બેસી પોતાના ભાવીનો વિચાર કરવા લાગી.

## પ્રકરણ ૧૮ મું.

**યૌવન ! યૌવન !**

ઈન્દુ કુસુમને છોડી ઘેર ગયો ત્યારે તેની બેચેની ઔર વધી ગઈ હતી. દારૂડીઆ પેઠે લથડીઆં ખાતો તે જેમતેમ પોતાની ઓરડીમાં ગયો અને અત્યંત થાકી ગયો હોય તેમ ડગલો ને ટોપી કાઢી ઇઝીચેરપર પડી ગંભીર વિચારમાં લીન થઇ ગયો. ભાગ્યે જ પાંચ મિનિટ તે એમ બેઠો હશે એટલામાં તેનું દ્વાર કોઇએ જોસથી ખખડાવ્યું.

"કોણ છે?" તે બરાડ્યો.

"મી. ઈન્દુલાલ! જરા બારણાં ઉઘાડશો?" બ્હારથી અવાજ આવ્યો.

ઇન્દુએ દ્વાર ઉઘાડયાં. અને એક અજાણ્યો યુવાન તેની નજરે પડ્યો.

"તમે જ મી. ઇન્દુલાલને?"

"હા; તમે?"

"હું **મકરંદ**!"

"**મકરંદ**! પેલા નવલકથાકાર છે તે?"

"હા. હા. એ જ હું **મકરંદ**! તમે **જયાકુમારીને** પડખે બહાદૂરીથી ઉભા રહ્યા ત્યારથી હું તમને મળવાને તલપી રહ્યો હતો. હું જેવાં બંડખોર પાત્રોની મારી વારતામાં કલ્પના કરતો હતો તેવા તમે છો એ જાણીને હું હર્ષઘેલો થઈ ગયો હતો. તમને મળવાને આજે હું ડઝનેકવાર આવી ગયો. તમારૂં ઘર શોધતાં પણ મારા

ાની કઢી થઇ ગઈ, પણ કંઈ નહિ ! આખર તમે મળ્યા ! " કહી મકરંદ ઈન્દુના આમંત્રણની રાહ જોયા વિના ઓર-ઘુસી ગયો અને જાતે જ એક ખુરશી લઈ બેઠો.

ઈન્દુની અજાયબીનો પાર રહ્યો નહિ. મકરંદ પચીસ સત્તા-વર્ષનો યુવાન હતો. તેનું શરીર પાતળું અને કંઇક કમજોર હતું. મ્હોંપર ખાસ તેજ ન્હોતું તેમ તે બેડોળ ન્હોતો. તેની આંખોમાં નિખાલસતા તરવરી રહી હતી. તે પાંચ ઊંચો હતો પણ તેની ઉંચાઇના પ્રમાણમાં તેનું શરીર ખીલેલું તેના માથાના વાળ ભરજુવાન હોવા છતાં થોડાથોડા સફેદ આવ્યા હતા. આ માણસ ગુજરાતનો બંડખોર લેખક હતો. નવલકથા ન વાંચવાના સનાતનીઓએ કસમ લીધા હતા. ની પત્રોએ તેને અનીતિ અને વ્યભિચારનો પોષક ગણી લીધો નાતજાતથી તે બહિષ્કૃત થયો હતો અને છતાં આ તોફાની દર વર્ષે એકએક બંડખોર વારતાની ગુજરાતને ભેટ ધર્યે હતું.

" તમે મને જોઇને નારાજ તો નથી થયાને ! જો તેમ હોય ચાલ્યો જાઉં. " ઈન્દુ ઇઝીચેરપર બેઠા પછી મકરંદે કહ્યું.

" ના, ના. બેસો મી૦ મકરંદ ! લોકોને તમે બગાડી મૂકો મે વાત ખરેખર સાચી છે ? "

" કોઇ કોઇને બગાડતું નથી. મારા વિચારોની અસર યા વિષે તમે પૂછતા હો તો મારે કહેવું જોઇએ કે કોઇ પણ ય કોઇ વ્યક્તિપર સારી છાપ પાડતો જ નથી. એક જણપર બીજાની છાપ વિજ્ઞાનની નજરે ખરાબ જ છે. "

" એમ કેમ ? " ઇન્દુને આ લેખક કોઇ અજબ પુતળા લાગ્યો.

" એટલા માટે કે બીજાપર છાપ પાડવી એટલે તેને આપણો આત્મા ધીરવો. પછી તે કુદરતી વિચારો કરી શકતો નથી અને પોતાના કુદરતી આવેશમાં પાગલ થતો નથી. તેના સદ્‌ગુણ તેના પોતાના નથી હોતા અને તેનાં પાપ, જો પાપ જેવી કંઈ વસ્તુ હોય તો, તે પણ ઉછીનાં લીધેલાં જ હોય છે. તે કોઇ બીજાના ગાયનનો સૂર કાઢે છે ને જે નાટક તેને માટે નથી લખાયો તેનું પાત્ર ભજવે છે. જીવનનો હેતુ આત્મવિકાસ છે. પોતાની જાતને બરાબર ઓળખવાને માટે મનુષ્ય આ દુનિયામાં જન્મ્યો છે. પણ આજકાલ લોકો પોતાની જાતથી જ બીહે છે ને તેથી લોકમાન્ય ને મહાત્માઓ પાછળ દોડી પવિત્ર થવાનાં વલખાં મારે છે. આજની પ્રજા પોતાની જાત તરફની–પોતાના આત્મા તરફની ઉચ્ચતમ ફરજ જ ભૂલી ગઇ છે. એ પ્રજા દાનવીર છે, ભૂખ્યાને ખવડાવે છે ને ભીખારીને વસ્ત્ર આપે છે: પણ તેમનો પોતાનો આત્મા ભૂખે મરે છે તેનું તેમને ભાન નથી. આપણામાં હિમ્મત જ નથી. કદાચ આપણી જાતિ કદિપણ શૂરવીર ન હોય. સમાજનો ભય એ નીતિનું મૂળ છે. ખુદાનો ભય એ ધર્મની સત્તાની ચાવી છે. અને એ બે ભય આજે આપણાપર રાજ કરે છે." ઇન્દુના જ વિચારો મકરંદ ફીલોસોફર રૂપે વ્યક્ત કરતો હતો. ઇન્દુને એની વાતમાં રસ પડ્યો.

" તમે એ બે ભયનું મૂળ શી રીતે ખોદી કાઢશો ? "

" શી રીતે ખોદી કાઢીશ તેની મને ખબર નથી. " પોતાના સંગીત જેવા મીઠા સ્વરે મકરંદ બોલ્યો : " પણ મને લાગે છે કે જો દરેક માણસ પોતાની ઇચ્છા પ્રમાણે જ જીવે, દરેક લાગણીને વ્યક્ત કરે, દરેક વાસનાનો ઉપભોગ કરે, દરેક વિચારને અમલમાં મૂકે–ટૂંકમાં પોતાનાં સ્વપ્નાંને જીવનમાં ઉતારે તો જગત આનંદ અને ઉલ્લાસથી ભરાઇ જાય. એમ થાય તો જગત એક

અનંત કવિતાસમું, અમર વસંતસમું, અખંડ ચંદ્રની જેવું બની જાય. કમનસિબે આજે આપણામાંનો બહાદૂરમાં બહાદૂર માણસ પોતાની જાતથી જ ડરે છે. સમાજ અને પ્રભુનો માની લીધેલો ભય આપણી જીંદગીને છૂંદી નાખે છે. આત્મદમન આપણી મોટામાં મોટી ખામી છે. દરેક વાસના, જેને આપણે સમાજ કે પ્રભુના ભયથી દાબીને મારી નાખીએ છીએ તે આપણા મનમાં પેસી જાય છે ને ધીમે ધીમે એ ઝેર આપણને બગાડી નાખે છે. એને બદલે શરીર વાસના પેદા થતાં જ તેને તાબે થઇ જાય તો શું થાય ? દુનિયા જેને "પાપ" કહે છે એવું પાપ એકવાર ભલે થઇ જતું. પછી કંઇ જ રહેતું નથી. રહે છે ફક્ત એક અજબ આનંદ યા શોકમય અનુભવનું સ્મરણ ! પ્રલોભનથી દૂર રહેવાનો સલામત માર્ગ તેને તાબે થવાનો જ છે. પ્રલોભનની સામે થાઓ–વાસનાને દાબી દો એટલે તમારો આત્મા તેને માટે છૂપી રીતે વલખાં મારતો થશે. જે ચીજની સમાજ, સરકાર યા પ્રભુના કાયદાએ મના કરી છે, તે બધી ચીજો માટે આપણો આત્મા વલખાં મારે છે ! માનવજાતિને ગમેતેમ વર્તવાની છૂટ આપી દો એટલે એ જાતે જ ઠેકાણે આવી જશે. મગજ મહાન યોજના ઘડી શકે છે એ વાત ખરી છે પણ એ જ મગજ મહાન પાપો પણ સર્જે છે તે ભૂલી જવાનું નથી. મી. ઈન્દુલાલ ! તમે બહાદૂર છો, તમારાં કાર્યોની હું ખુલ્લા દીલે પ્રશંસા કરૂં છું, તમને હું મારી નવલકથાના એક આદર્શ નાયક ગણી ચાલું છું છતાં તમારા દીલમાં એવા આવેશો છે કે જેનાથી ડરીને તમે બેચેન બની જાઓ છોઃ તમારા મગજમાં એવાએવા વિચારો સ્ફૂરે છે કે જેને હાંકી કાઢવાને તમે સતત પ્રયત્ન કરો છો. રાતે ને દિવસે તમને એવાં સ્વપ્નાં આવે છે કે જેના સ્મરણ-માત્રથી તમે કંપી ઉઠો છો............"

"સબુર !" લથડતે સ્વરે ઇન્દુ બોલ્યો : "તમે મને ગભરાવી નાખો છો. તમને શું કહેવું, તે મને સમજાતું નથી. તમને હું કંઇ

જવાબ આપવા જતો હતો. નહિ. મને વિચાર કરવા દો—નહિ, નહિ મને વિચારશૂન્ય થવા દો."

તે ઉભો થઇ ગયો અને લગભગ દશેક મિનિટ સુધી સ્થિર ઉભો રહ્યો. તેના હોઠ જરા વિકસિત થયા હતા. આંખોમાં અજબ જેવું તેજ ઝબકી રહ્યું હતું. તેને ઝાંખું ઝાંખું ભાન હતું કે કોઈ નવી જ જાતના વિચારોની તેનાપર છાપ પડતી જાય છે ને છતાં જાણે મકરંદ ઈન્દુના આત્માનો જ પડઘો પાડતો હોય એવો તેને ભાસ થયો. મકરંદે ઉત્સાહમાં ને ઉત્સાહમાં પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા. તે ઈન્દુપર કોઇ જાતની ખાસ છાપ પાડવા માગતો ન્હોતો. છતાં ઇન્દુપર તેની એવી અસર થઇ. તેના હૃદયના તાર એવી રીતે ઝણઝણી રહ્યા કે જેવા અગાઉ કદિ ઝણઝણ્યા ન્હોતા. તેની એક એક નાડીમાં જોસથી ખૂન વહેવા લાગ્યું. સંગીતથી તેનાપર આવી અસર થતી. ઘણીવાર તે દર્દભર્યાં ગાયન સાંભળી રડ્યો હતો. પણ સંગીત કંઇ નવું નથી. જમાનાજૂનું સંગીત આપણને રડાવે છે, હસાવે છે, નચાવે છે, કૂદાવે છે, તે ઇન્દુ જાણતો હતો. પણ આ લેખકના શબ્દો! ખાલી શબ્દો! એ શબ્દો કેટલા ભયંકર હતા! અને છતાં કેટલા સાચા! કેટલા ઉત્સાહપ્રેરક અને કેવા નિર્દય હતા? એ શબ્દોમાં સૂક્ષ્મ જાદુ હતું. મકરંદના શબ્દો રૂપહીન—આકૃતિહીન વસ્તુઓને સજીવ અને સચેતન બનાવતા હતા અને તેના શબ્દોમાંથી બંસી યા વીણાના સંગીતથી જુદી જ જાતનું તદ્દન નવીન સંગીત ઝણઝણી ઉઠતું હતું. ખાલી શબ્દો? પણ એ ખાલી શબ્દો જેવી અસરકારક વસ્તુ દુનિયામાં બીજી કોઈ છે ખરી?

મકરંદ તેના જીવનમાં કંઇ વિચિત્ર પલટો કરી રહ્યો છે એમ ઇન્દુને લાગ્યું. બાળપણમાં તેના જીવનમાં એવા બનાવો બન્યા હતા કે જેનો અર્થ તે તે વખતે સમજ્યો ન્હોતો, પણ હવે તે સમજી શકતો હતો. યુવાનીમાં આવ્યા પછી જયાએ તેને સદેહ સ્વર્ગના લ્હાવા ચખાડ્યા હતા. જયાએ તેને પ્રેરણા આપી હતી.

જયાએ તેને મહાન બંડખોર સુધારક બનાવ્યો હતો. પણ જયાને પડખે રહી અદાલતમાં વિજયી થઈ બ્હાર આવ્યા પછી કુસુમ તેના જીવનનો એક ભાગ થઈ બેઠી હતી. કુસુમનો અનહદ પ્રેમ તેને ગુંગળાવી નાખતો હતો. એક જ પ્રિયતમાની પાછળ ભેખ લેવાનો રસિયો ઈન્દુલાલ બે માશૂકાના પ્રેમનાવમાં ગોથાં ખાતો હતો. અને એવી વખતે વાસનાનો પૂજારી મકરંદ તેને અચાનક આવી મળ્યો. મકરંદની માન્યતા એવી હતી કે મનુષ્ય એક એવી જાતનું જાનવર છે કે તેને જે કામ કરવાની ના પાડવામાં આવે છે તે તે અવશ્ય કરવા માગે છે ને સમાજ યા ધર્મના ભયથી ડરીને તે કદાચ એવાં નિષેધાત્મક કાર્યો ન કરે તોપણ તેનું મન એવાં કામો કરવાને એટલાં બધાં વલખાં મારે છે કે તેથી તેનો આત્મા કલુષિત થઈ તે દમ્ભી બદમાસ બની જાય છે ! આથી તેણે એવો સિદ્ધાંત બાંધ્યો હતો કે આત્માને વિશુદ્ધ કરવા માટે વાસનાની તૃપ્તિની જરૂર છે ને વાસનાની તૃપ્તિ પછી દેહશુદ્ધિ કરવા માટે આત્માની જરૂર છે.

ઇન્દુ આ નવા વિચારોથી બેબાકળો બની ઉભો રહ્યો હતો ત્યારે મકરંદ તેને સસ્મિત જોઈ રહ્યો હતો. ક્યારે ચૂપ રહેવું તે તે સારી પેઠે સમજતો હતો. તેને ઈન્દુની મનોદશા જોવામાં અત્યંત રસ પડયો. તેના શબ્દોની આવી ઘેરી અસર થશે એવી તેને કલ્પના પણ ન્હોતી. તેણે હવામાં વગર નિશાને તીર છોડયું હતું છતાં તેનું તીર આબાદ વાગ્યું હતું. ઈન્દુ બેચેન દશામાં તેની નજરે અત્યંત સુંદર જણાતો હતો.

અચાનક ઈન્દુ ફર્યો. તેણે ટેબલના ખાનામાંથી જયા અને કુસુમના ફોટા કાઢયા અને જાણે પાગલ થઇ ગયો હોય તેમ તેણે બન્ને ચિત્રો પ્રબળ પ્રેમથી ચુમવા માંડયાં. મકરંદ રસપૂર્વક તેને જોઈ રહ્યો. તે સમજી ગયો કે ઈન્દુ વાસનાનું પૂર ખાલી કરી રહ્યો છે. પાંચેક મિનિટમાં ઈન્દુએ પોતાની બન્ને માશૂકાના ચિત્રોને સેંકડો ચુમી લીધી અને તેના દીલનો બોજો જરા હલકો થયેલો લાગ્યો.

"તમારી વાત સાચી છે, મકરંદ! આત્માની વિશુદ્ધિ માટે વાસનાની પૂરેપૂરી તૃપ્તિની જરૂર છે."

"હા. વાસનાની તૃપ્તિ વિના માનવજીવન સંપૂર્ણ થતું નથી. સુફીવાદીઓ કહે છે તેમ પીઓ–ખૂબ પીઓ–પીપના પીપ પી બેભાન થઈ જાઓ–એવા બેભાન મસ્તને જ માશૂકના દીદારના દર્શન થાય છે."

ઈન્દુ ચમકીને એક ડગલું પાછળ હટ્યો. તેના ખુલ્લા માથાના વાળપર સૂર્યકિરણો નાચી રહ્યાં હતાં. તેની આંખમાં અચાનક ધાથી મનુષ્યને ઉત્પન્ન થાય એવી જાતના ભયની લાગણી હતી. તેના હોઠ જરા ધ્રૂજી રહ્યા હતા.

"જીવનનો મોટામાં મોટો ભેદ એ છે, ઈન્દુલાલ!" મકરંદે પુનઃ શરૂ કર્યું: "તમે પ્રભુની અજબ જેવી સુંદર કૃતિ છો. તમે જેટલું જાણવા ચાહો છો તેથી ઓછું જાણો છો તેની જ રીતે તમે જેટલું જાણો છો એમ માનો છો તેના કરતાં તમે વધુ જ્ઞાની છો."

ઈન્દુએ ભવાં ચઢાવી આડું જોયું. આ લાંબા, મોહક લેખકને તે ચાહવા લાગ્યો. તેના "રોમેન્ટીક" વિચારો તેના દીલને હચમચાવી મૂકતા હતા. મકરંદના ધીમા, મીઠા સ્પષ્ટ શબ્દોમાં કંઇ અજબ માધુર્ય હતું. તેના હાથોની ગતિ અને ડોલન, તે જેમ બોલતો તેમ બદલાતા અને તેમાં પણ ઈન્દુને કાંઇ અજબ જાતનું આકર્ષણ જણાતું. સંગીતની પેઠે મકરંદના શબ્દો તેને મંત્રમુગ્ધ કરી નાખતા હતા. પણ એ જ પળે આ અજાણ્યા માણસની તેનાપર એકદમ છાપ પડી ગઈ અને એ વાત સામો માણસ જાણી ગયો તેથી ઈન્દુને શરમ આવી. તે પોતાની જાતને ધિક્કારવા લાગ્યો. તે અત્યાર સુધી પોતાની જ વિચારસૃષ્ટિમાં જીવ્યો હતો. જયા અને કુસુમ ઇન્દુરૂપી સૂર્યની આસપાસ ફરતી ગ્રહમાળાની પૂતળીઓ હતી અચાનક આ માણસ તેની સૃષ્ટિની સરહદમાં ઘુસી આવ્યો હતો.

એટલું જ નહિ પણ ઈન્દુની વિચારસૃષ્ટિમાં તે પોતાને મનગમતી ઈમારતો ચણી રહ્યો હતો. પણ તેમાં શરમાવાનું શું છે? હું કંઇ નાનો નિશાળીઓ કે જુવાન છોકરી નથી કે આમ શરમાઈ જાઉં! સત્ય જ્યાંથી આવે ત્યાંથી તેને વળગી પડવું જોઇએ એવો વિચાર કરી ઇન્દુ હસ્યો અને શાંત થઈ ખુરશીપર બેઠો.

"તમારે આમ ગંભીર અને શોકગ્રસ્ત ન રહેવું જોઇએ." મકરંદ બોલ્યો.

"કેમ?"

"કેમ શું? ગંભીરતા અને શોકમયતા એ માનવજીવનના મોટામાં મોટા દુશ્મન છે. ખાસ કરીને તમારા—"

"મારા? શા માટે? મારામાં એવું શું છે?"

"તમારામાં સૃષ્ટિનો સાર ભર્યો છે. તમે એવા ખુબસુરત અને યુવાન છો કે ગમે તે ભોગે તમારે તમારી યુવાની જાળવી રાખવી જોઇએ."

"મને યુવાની મોહક લાગતી નથી, મકરંદ!" ઈન્દુએ કહ્યું.

"નહિ, હમણાં નહિ લાગે. કોઈક દિવસ જ્યારે તમે વૃદ્ધ થઇ બેડોળ બની જશો, જ્યારે વિચાર કરીકરીને તમારા કપાળપર કરચળીઓ પડશે, જ્યારે તમારા ગુલાબી ગાલપરની લાલી ઉડી જશે ને તેની જગ્યાએ કરમાયલી ચામડી રહેશે, જ્યારે વાસનાની આગમાં બળી જઈ તમારા હોઠ કાળા પડી જશે ત્યારે તમને યુવાનીની કિમ્મત જણાશે–ત્યારે જ તમને જુવાનીની ભયંકર ખોટ માલૂમ પડશે. હમણાં તમે જ્યાં જાઓ છો ત્યાં દુનિયાને મુગ્ધ કરી શકો છો. હમણાં તમારા સહવાસમાં આવતી એકેએક સૌન્દર્યપ્રિય અને કલાપ્રિય યુવતી તમારી પાછળ પાગલ થઈ જશે. પણ હંમેશાં એમ બનવાનું છે? તમારૂં વદન અજબ જેવું મોહક છે. શરમાઓ ના;

તમે ખરેખર ખુબસુરત છો. સૌન્દર્ય, પ્રતિભા કરતાં પણ કિમતી છે; કેમકે પ્રતિભા પૂરવાર કરવી પડે છે જ્યારે સૌન્દર્ય એની મેળે જ પોતાની સત્તા ઝમાવી દે છે. ઉષાનો રમણિય પ્રકાશ, સૂર્ય-કિરણોનં નૃત્ય, સરવરનીરમાં પ્રતિબિમ્બિત થતો ચંદ્ર, વસંત અને સંધ્યાની પેઠે સૌન્દર્ય અખિલ માનવજાતિને આકર્ષે છે. તેની સત્તા સામે કોઇ થઈ શકતું જ નથી. સુંદરતા સર્વોપરિ થવાનો દૈવી પરવાનો છે. જે સુંદર છે તે રાજકુમાર પેઠે બીજાઓપર આણ ચલાવે છે!......તમે હસો છો? તમે જ્યારે તમારી યુવાની અને સુંદરતા ગૂમાવી બેસશો ત્યારે નહિ હસો તે યાદ રાખજો. કેટલીકવાર લોકો કહે છે કે સુંદરતા ક્ષણિક છે. હશે. પણ તે વિચાર જેટલી ક્ષણિક નથી. મારે મન સુંદરતા દુનિયાની સૌથી અજબ વસ્તુ છે. જગતનો ખરો ભેદ વ્યક્તમાં છે—અવ્યક્તમાં નહિ. જે વ્યક્ત નથી પણ કોઈ કાળગંગાને કિનારે કોઇ તરંગી દેવની કૃપાથી મળવાનો અશક્ય સંભવ છે, તેને માટે આત્મદમન કરી જીવનના લ્હાવા વેડરી નાખવામાં કંઇ સાર છે? ઇન્દુલાલ! હું સાચું કહું છું કે પ્રભુએ તમને ઉદારતાથી સુંદરતાની બક્ષીસ કરી છે, પણ પ્રભુ જે આપે છે તે જલદીથી લઈ લે છે. યુવાની ટૂંકી છે માટે જ તેનો પૂરેપૂરો ઉપભોગ કરી લેવાની જરૂર છે. જ્યારે જુવાની ચાલી જશે ત્યારે આપણે ઘરડા અને ડાહ્યા ગણાઇશું પણ એ ડહાપણમાં મસ્તી નહિ હોય—આનંદ નહિ હોય. જુવાનોને શાંત અને સ્થિર થવાની સલાહ આપતી વખતે બુઢ્ઢાઓ પોતાના દીલમાં પોતાની જુવાનીની મસ્તીની દિલગીરી ભરી યાદ કરે છે તે તમે જાણો છો? જીવન જીવવા માટે છે, વાસનાતૃપ્તિ માટે છે, વિલાસ અને મસ્તી માટે છે. જે પળ જાય છે તેમાં આપણે ભયંકર વૃદ્ધાવસ્થાની નજીક જતા જઇએ છીએ. જ્યારે ગાલ બેસી જશે, આંખો ઉંડી ઉતરી જશે, નાકમાંથી શેડાં નીકળશે ને હાથપગપર કરચલી વળી જશે, જ્યારે હૃદય ઠંડું પડી જશે ને નાડીમાં ફરતા લોહીની ગતિ ધીમી થઇ જશે ત્યારે—ત્યારે આહ!

એ સમયની કલ્પના કરતાં પણ મને કમકમાં આવે છે! જુવાની છે ત્યાં સુધી જીવી લો. નવી નવી વાસનાઓનો લ્હાવો લો. ઇન્દુભાઇ ! Life is earnest, Life is real. દુનિયાના મૂર્ખાઓ કહે છે તેવી કીર્તિ,, મુક્તિ કે પ્રભુપ્રાપ્તિ પાછળ ગાંડા થતા ના. જીવન એટલે લ્હાવો. જીવન એટલે મસ્તી ! જીવન એટલે આનંદ ! આપણા લોકોને જીવતાં જ નથી આવડતું; એટલે તેઓ મસ્તોને ગાંડા ને વહી ગયલા કહીને પોતાના વહેંતીઆ જીવતરમાં સંતોષ માને છે. મેં તમને જોયા ત્યારથી જ મને લાગ્યું કે તમે કંઇ ગંભીર બેચેનીમાં તમારૂં જીવન બગાડી રહ્યા છો. બધી બેચેનીને દરીઆમાં ફેંકી દો. રોજ નવીનવી મસ્તીમાં રચ્યાપચ્યા રહો. દુનીઆની લેશમાત્ર દરકાર ન કરો. જીવન જીવવા માટે છે–વિચાર કરી કરીને મરી જવા માટે નથી. બગીચામાંનાં ફુલો કરમાઇ જાય છે પણ તે પાછાં ખીલે છે; વસંત બે મહિના ખીલીને ચાલી જાય છે પણ તે પાછી આવે છે; ચંદની પંદર દિવસ ખીલી ધીમે ધીમે ક્ષીણ થઇ જાય છે; પણ તે પુનઃ પ્રકાશે છે. એ બધાં ફરીફરીથી સજીવન થાય છે. ફક્ત જુવાની એકવાર ગયા પછી પાછી આવતી નથી. પચીસ વર્ષની ઉમરે જે ઉત્સાહ હોય છે તે વૃદ્ધાવસ્થામાં ઠંડો પડી જાય છે, ખુબસુરતીની જગ્યાએ કુરૂપતા આવે છે, ચામડીની કરચલી વળી જાય છે ને એ બેડોળ દશા પ્રભુને પણ ગમતી નથી તેથી અંતે તે મોતને મોકલે છે! યૌવન ! યૌવન ! એના જેવી જાદુઈ ચીજ દુનિયામાં બીજી કોઇ જ નથી." મકરંદે અજબ ઉત્સાહથી પોતાનું વિવેચન ખતમ કર્યું.

"તમે મને મંત્રમુગ્ધ કરી નાખો છો. મેં કદિ આવા વિચાર કર્યા નથી." ઈન્દુ આનંદિત સ્વરે બોલ્યો.

"ત્યારે તમને મારા મેળાપથી આનંદ થયો, ખરૂં ?"

"હા; હમણાં તો આનંદ થયો. એ આનંદ હમેશાં ટકી રહે એમ હું ચાહું છું."

"હમેશાં ટકી રહે ?" પુન: મકરંદનો મોહક સ્વર ગુંજી રહ્યો. "હમેશાં' એ શબ્દ જ ભયંકર છે. હું જ્યારે એ શબ્દ સાંભળું છું ત્યારે કમ્પી જાઉં છું. સ્ત્રીઓને એ બોલ બહુ ગમે છે. દરેક "રોમાન્સ"ને અનંત બનાવવાની ધૂનમાં સ્ત્રીઓ તેની મઝા અને મસ્તીપર પાણી ફેરવે છે. હમેશાં! એ શબ્દ જ અર્થહીન છે. 'ક્ષણિક મોહ' અને 'અનંત પ્રેમ'માં એટલો જ ફરક છે કે મોહ પ્રેમ કરતાં જરા વધુવાર ટકે છે !"

"જો એમ હોય તો ભલે આપણી મૈત્રી ક્ષણિક મોહ જેવી થાય." ઈન્દુ હસ્યો. પોતાના નવા મિત્રને તેણે ચ્હા પાઇ અને મકરંદ રાતે નાટક જોવા આવવાનું નિમંત્રણ કરી વિદાય થયો. તેના ગયા પછી ઇન્દુ બોલ્યો: "મકરંદ યૌવનનો આચાર્ય છે ! આહ ! કેવી સુંદર ફીલસુફી ! યૌવન ! યૌવન ! અમર યૌવન !"

## પ્રકરણ ૧૯ મું.

### ઇન્દુ ગભરાયો !

મકરંદ ગયા પછી ઇન્દુના જીવનમાં જાણે ભયંકર ક્રાંતિ થવાની હોય એમ તેને લાગ્યું. આજ સુધી તે એક સિદ્ધાંત પાછળ મરી જવાને તૈયાર થયેલો બહાદૂર યુવાન હતો. છાપાની નોકરી કરી તે કંટાળી ગયો હતો. જાહેરજીવનમાં તેણે દંભ જોયો હતો. વહેમને ધર્મ મનાતો અનુભવ્યો હતો. હિંદુસમાજમાં પાપીઓને પૂજાતા ને ધર્મીઓને નિંદાતા જોયા હતા અને એ બધો સડો નષ્ટ કરવાને તે લડવા માગતો હતો. જયા તેના જીવનની અધિષ્ઠાત્રિ હતી. તે ક્રૉમવેલ જેવો પ્યુરિટન સુધારક હતો. તેની વિચારસૃષ્ટિમાં સમાધાનીને સ્થાન ન્હોતું. આ પાર કે તે પાર એ જ તેનો બ્રહ્મમંત્ર હતો. વાસનાના કીડાઓને તે ધિક્કારતો હતો. જયા અને કુસુમે તેની વિધવિધ પ્રેરણાઓ પોષી હતી. પણ આજે ? આજે એ ઇન્દુ મકરંદના અલ્પ સહવાસથી જૂદો જ માણસ બની ગયો હતો.

"મેં જયાને ચાહી–એને માટે લડયો–સમાજમાં નિંદાયો–હવે કુસુમ આવી. એના તરફ મારૂં દીલ ઢળે છે. પણ હું વાસનાભૂખ્યો છું એમ ન કહેવાય તેટલા માટે જ હું તેને અવગણું છું ને ? શા માટે વાસનાની તૃપ્તિ ન કરવી ? આ દેશની વહેંતીઆ સમાજ માટે વિચાર કરી કરીને હું પાગલ જેવો થઇ ગયો છું. જેને સેવાની કદર નથી તેની સેવા શી કરવી ? મકરંદ સાચું જ કહે છે. જીવન જીવવા માટે છે, ચીમળાવી નાખવા માટે નથી. બસ, હું કુસુમને પણ મારી કરીશ. જયા અને કુસુમ ! બન્ને મારી પ્રિય સખી થશે." તે બબડયો :– 'જહન્નમમાં જાય સમાજ ! જહન્નમમાં જાય ધર્મ ! ધર્મ એટલે પ્રભુનો ડર અને સમાજનો ડર એટલે

રિવાજ! એ બન્ને ભય મારે કાઢી નાખવા જોઇએ. ભયમુક્ત જીવન એ જ સાચું જીવન છે.' ઈન્દુએ મકરંદના તત્વજ્ઞાન સાથે પોતાના તત્વજ્ઞાનના તાર સાંધવા માંડ્યા.

સાંજે સાત વાગે મકરંદ તેને લેવા આવ્યો. તે પુર આનંદમાં હતો. તેની આંખોમાં મસ્ત ખુમારી હતી. ફીકર કઈ જાતની ચીડીયા છે તેનું તેને ભાન જ ન હોય તેમ તે હસતો હસતો આવ્યો. કોટ પાટલુન ને ટાઇમાં સજ્જ થયેલો આ યુવાન નવલકથાકાર ઈન્દુને જગતનો શહેનશાહ જેવો સત્તાધીશ જણાયો. તે આવતાંવાર હસીને બોલ્યો; "ચાલ, ઈન્દુ હવે તું મારો દોસ્ત થયો. એટલે હું તને તુંકારથી જ બોલાવીશ. આવે છે ને?'

"હા. હા. ચાલ." કહી ઇન્દુએ કપડાં પહેર્યાં અને બન્ને મિત્રો બહાર નીકળ્યા.

"મકરંદ! તારી યૌવનના ઉપભોગની 'થીઅરી' મને ગમે છે."

"ઓહ! એવા!"

"પણ તું વૃદ્ધોને શી શીખામણ આપે છે? યુવાનો યુવાનીનો લ્હાવો લઈ શકશે અને તારી ફીલસુફી સફળ થશે. પણ જઇફોનું શું?"

"જઇફોને હું કહું છું કે યુવાનીમાં કરેલી ભૂલો પાછી કરો."

"એટલે?"

"હજુ ન સમજ્યો? યુવાનો શું કરે છે?"

"બહુ ભૂલો કરે છે. અનેક જાતના પ્રેમ કરે છે. અનેક તરંગો પ્રમાણે વર્તે છે. અનેક દુર્ગુણોને વશ થાય છે—"

"હા. એ બધું પાછું કરવાથી ગયેલી જુવાની પાછી આવે છે."

"તું બહુ ભયંકર માણસ છે."

મકરંદ હસ્યો.

"લોકો એમ કહે છે ખરા? પણ તને એક વાત કહી રાખું."

" શું ? "

" જો તું સુખી થવા માગતો હોય તો કદિ પરણતો ના. "

" કેમ ? "

" સ્ત્રીઓ બહુ તરંગી અને કંટાળાભરી હોય છે. "

" પણ મને તરંગી સ્ત્રી ગમે છે."

" ઇન્દુ ! મારી વાત યાદ રાખજે. કદિ પણ પરણીશ નહિ. આપણે ત્યાં ઢીંગલા ઢીંગલી જોડાઇ જાય છે તેમની વાત જુદી છે. પણ પુખ્ત વયના પુરૂષો પરણે છે ; કેમકે તેઓ જીંદગીથી કંટાળી ગયલા હોય છે અને સ્ત્રીઓ કુતુહલને ખાતર પરણે છે. બન્ને અંતે નિરાશ થાય છે."

" મકરંદ ! હું જયાને અત્યંત પ્રેમથી ચાહું છું. અને હવે–"

" હવે ? "

" એક બીજી સ્ત્રીને ચાહતાં શીખું છું. બન્ને પ્રતિભાશાળી."

" મ્હારા વ્હાલા દોસ્ત ! સ્ત્રી કદિ પ્રતિભાશાળી હોતીજ નથી. સ્ત્રી સુંદરતાની પૂતળીઓ છે. તેમનામાં ભેજું જ નથી. તેમનામાં વિચાર કરવાની શક્તિ નથી. તેમને જે નકામું ટાહ્યલું કરવાનું હોય તે મોહક રીતે કરતાં આવડે છે એટલું જ ! સ્ત્રી એવી મોહકતાથી પુરૂષના મનને જીતી જાય છે."

" તું કેવી વિચિત્ર વાતો કરે છે ? "

" હું સાચું કહું છું. હું હમણાં સ્ત્રીનું પૃથક્કરણ કરવા બેઠો છું. એટલે મારે સુક્ષ્મ પૃથક્કરણ કરવું પડશે. આપણે ત્યાં બે જાતની સ્ત્રીઓ છે; એક માબાપ ફેંકી દે ત્યાં જઇ પતિની ચરણરજ દાસી થનારી અને બીજી શહેરની શોભાની પૂતળીઓ ! પેલી દાસીઓ પુરૂષની ગુલામી કરી જીવે છે ને પૂતળીઓ પુરૂષને નચાવીને જીવે છે. બંને નકામી છે."

" એ વાત ખરી, પણ મને જે સ્ત્રી મળી છે તે સાચી સ્ત્રી છે. એનો પ્રેમ મારા જીવનનો સૌથી મહાન " રોમાન્સ " છે."

"સૌથી મહાન નહિ! એમ કહે કે પ્રેમશાસ્ત્રનો પહેલો પાઠ તું એની પાસે ભણી આવ્યો. હમણા જ તેં કહ્યું તેમ કોઇ બીજી યુવતી તને બીજો પાઠ ભણાવે છે ને થોડા સમય પછી એવા કેટલાય પાઠો ભણાવનારી મળી આવશે."

'તું મને એટલો બધો બેવફા માને છે?"

"અરે ગાંડા! હું તને માઠું લગાડવા માગતો નથી. જેઓ એકને જ ચાહે છે તેઓ મારા મત પ્રમાણે ખરેખરા છીછરા પુરૂષો છે. તેઓ જેને એક પત્નીવ્રત અને વફાદારી કહે છે તે શા માટે તે તું જાણે છે? સમાજના રિવાજથી કે કહેવાતી પ્રતિષ્ઠા જાળવી રાખવાની હોંસથી તેઓ અનેક માશૂકોના વાળની લટ સાથે રમત કરી શકતા નથી, પણ તેમનાં અંતરો ખરેખર એવાં પવિત્ર હોય છે? 'અશક્તિમાન ભવેત સાધુ' જેવો એમનો ઘાટ છે. એક કલ્પનાવાદી યા તરંગી પુરૂષ કદી પણ એક સ્ત્રીપર પોતાના પ્રેમને કેન્દ્રસ્થ કરી શકતો નથી. બુદ્ધિવાદી પુરૂષના સિદ્ધાંતો જેમ વધુ ને વધુ વિચાર કરતાં બદલાય છે તેમ જ તરંગીના પ્રેમની દિશા બદલાય છે. વફાદારી! એક પત્નીવ્રત એટલે શું! એક સ્ત્રીને પોતાની માલિકીની બનાવવાની સ્વાર્થી વૃત્તિ એનું નામ લગ્ન અને એક પત્નીવ્રત! જો સમાજનો ભય ન હોય તો દુનિયામાં ઘણી ચીજો એવી છે કે જેને તોડી ફોડીને ફેંકી દેવાને બધા યુવાનો તૈયાર થઇ જાય અને તેમાંની એક ચીજ તે લગ્ન છે!

"મકરંદ! તું બહુ ભયંકર છે. તું આવી વાતો કરે છે—કેમકે તું હજુ મારા જેવા પ્રેમમાં પડ્યો નથી".

મકરંદ હસ્યો. એ હાસ્યમાં દુનિયાના રિવાજો તરફનો પ્રબળ ધિક્કાર હતો! "ભાઈ! હું ઘણી સ્ત્રીઓના પ્રેમમાં પડ્યો છું તેથી જ આવી વાત કરૂં છું."

"મેં તને જયાની વાત ન કરી હોત તો સારૂં થાત."

"તને કહ્યા વિના ચાલત જ નહિ. હવે પછી તું તારી એકેએક વાત મને કરશે."

"હા. મને એમ જ લાગે છે. થોડા જ કલાકમાં તેં મને જીતી લીધો હોય એમ લાગે છે."

"ઠીક હવે વાત કર. જયા સાથે તને ખરેખર કેવો સંબંધ છે ?"

'મકરંદ !' જરા અભાવભર્યા સ્વરે ઈન્દુ બોલ્યો: "જયા પવિત્રતાની જીવંત મૂર્તિ છે."

"અને પવિત્ર વસ્તુઓને અડકવામાં જ ખરી મઝા છે. કાલિદાસે અણસુંઘી કલિ ને અણવિંધ્યા મોતીની પ્રશંસા કરી છે તે નકામી નથી."

"તું મારૂં માથું ચકરાવી નાખે છે.

આ વખતે બન્ને પ્લેહાઉસ જવાના રસ્તાપર આવી પહોંચ્યા. આ રસ્તાને કોણ ઓળખતું નથી ! ગોળપીઠા આગળથી જતાં જ પીંજરામાં ડાકણની પેઠે પુરાયલી કેટલીક બેડોળ સ્ત્રીઓ પાઉડરના ભયંકર લેપડા લગાવી બેઠી હતી અને તેમના નિર્લજ્જ ચાળા છડેચોક કાયદાનો ભંગ કરતા હતા.* એક નાના તંબુ જેવી જગ્યાએ સરકસના ફુલ્ઝહેડ જેવા પોષાકમાં સજ્જ થઈ એક જણ એક એક આનામાં જાદુના તમાશા બતાવવાની બાંગ મારતો હતો. જમણી બાજુની હારમાં કેટલાક માળાઓપર મુરલીઓના નાચ થઇ રહ્યા હતા. મકરંદ મુરલીઓવાળા માળા તરફ ઇંદુનું ધ્યાન ખેંચી બોલ્યો: "ઈન્દુ ! નિર્લજ્જ અને અધમ ગણાતા મકાનમાં જીવતી કલા વેચાય છે, તે જાણે છે ?"

"નહિ."

---

* વેશ્યાવૃત્તિ અટકાવવાના મુંબઈ સરકારના કાયદામાં એક કલમ એવી છે કે જે કોઇ સ્ત્રી રસ્તે જતા રાહદારીને બોલાવે, તેના તરફ કોઇ નિર્લજ્જ ચાળા કરે અથવા તે તેની પાસે જવાને લોભાય એવો અભિનય કરે તો તે સજાને પાત્ર ઠરે છે.

" અહિં તાંજોરની નર્તકીઓ પોતાની પ્રાચીન નૃત્યકલાનો અવશેષ પાપી પેટને ખાતર જાળવી રહી છે."

" હશે. હવે મને ચર્ચા કરવાની હોંસ નથી. મારૂં માથું ચકરાઇ જાય છે."

" તું ગુલાબી મસ્તીમાં આવી જાય એવું શરબત પીશે?' મકરંદે પ્રશ્ન કર્યો.

" શું ?"

" ગમે તે. તારે યુવાનીનો લ્હાવો લેવો છે ને!"

" હા, હા; ચાલ. તું શયતાન હો કે દેવ હો પણ મારે મન સર્વસ્વ છો."

" ચાલ ત્યારે."

મકરંદ ઈન્દુને બારમાં લઈ ગયો. શરાબખાનું જોતાં જ ઈન્દુ ધ્રુજ્યો.

"કેમ! બીક લાગે છે ?"

" નહિ, નહિ; ચાલ. મને કંઇ ભય નથી. કંઇ ડર નથી. મને ફક્ત જોઇએ છે આનંદ અને મસ્તી!"

" આ મસ્તીગૃહ છે."

" ચાલ, અંદર ચાલ." કહી ઇન્દુ આગળ થયો અને દિવાનાની પેઠે એક ટેબલપર જઈ બેઠો. તરત જ મકરંદ તેની સામે ગોઠવાયો ને તેણે "એનેસી થ્રીસ્ટાર"નાં બે પેગ્સ મગાવ્યા. તે જીંજરમાં મેળવી તેણે ઈન્દુની સામે પ્યાલી ધરી. ઇન્દુ વગર વિચારે ગટગટાવી ગયો અને હસ્યો.

" કેમ! રંગ છે ને?"

" હો હો!" ઈન્દુને શરાબની અસર થઈ.

## પ્રકરણ ૨૦ મું.

### મીશનમાંથી વિદાય.

જયા ત્રણ ચાર દિવસ મીશનમાં રહી તેટલામાં તો તે સર્વને પ્રિય થઈ પડી. મિસ પોલ તો તેના પરથી ગાંડીઘેલી થઇ ગઇ. પોલે કદિ પણ અંત્યજોને ચાહનારી ઉચ્ચ હિંદુ યુવતી જોઇ ન્હોતી. જયા અંત્યજોને ચાહતી હતી–તેમને પોતાના ભાઈભાંડુ ગણતી હતી–એટલું જ નહિ પણ કરોડો અંત્યજોને ધર્મને નામે અસ્પર્શ્ય બનાવી ચગદી નાખનાર સમાજને તે શ્રાપ આપતી હતી. અંત્યજો તરફથી તે લડત ચલાવવા તૈયાર હતી. અંત્યજો સમાજમાં માનભર્યું સ્થાન ભોગવે, તેઓ કેળવાઇને બીજા હિંદુઓની પેઠે જ સમાજમાં નિરંકુશ પ્રગતિ કરી શકે તે માટે જયા પોતાનું સર્વસ્વ કુરબાન કરવાને તૈયાર હતી. આવી યુવતીપરથી પોલ ફીદા ફીદા થઇ જાય તેમાં કંઈ નવાઇ ન્હોતી. પોલ બચપણથી મીશનમાં ઉછરી હતી. તે એટલું જાણતી હતી કે તે અંત્યજ કન્યા છે પણ તેને તેના માતપિતાનાં શબ ઘરમાં પડયાં હતાં ત્યારે પણ કોઈ હિંદુ અડયો ન્હોતો એ વાત તેણે હમણાં જ જાણી. રેવરંડ મી. રોબર્ટસને જાણી જોઇને તેને એ કરૂણ કથા કહી ન્હોતી. જયા સાથે વાતચીત કરતાં અનાયાસે પોલ પોતાનું આત્મવૃત્તાંત જાણી ગઇ. બબ્બે માનવ-જીવડાનાં મુરદાં એક ઝુંપડામાં પડયાં હતાં અને તેમાં એક નાદાન દૂધપીતી નિરાધાર બાળકી છાતીફાટ રોઇ રહી હતી છતાં તેને આશરો આપનાર કોઇ હિંદુ મળ્યો ન્હોતો એ વાત જાણતાં પોલની આંખમાંથી અગ્નિના તનખા ખરવા લાગ્યા. તેને આખી હિંદુસમાજ રાક્ષસી જણાઇ. અત્યાર સુધી કોઇ કોઇ વાર તેને હિંદુ થવાનો શોખ થઇ આવતો હતો. તેનું ખૂન હિંદુનું હતું. એટલે સ્વાભાવિક

રીતે તે કોઇ કોઇવાર ગામના કોઇ મંદિર આગળથી પસાર થતાં શિવ કે વિષ્ણુની મૂર્તિને માથું નમાવી નમન કરતી. પણ હવે ? હવે તેને હિંદુસમાજ અને તે સાથે હિંદુધર્મ નકામાં લાગ્યાં. જે સમાજ કરોડો કંગાળ જનસમૂહને કોલ્હા કૂતરા કરતાં નપાવટ હાલતમાં સેંકડો વરસ થયાં ચગદતી આવી છે તેને ફના કરી નાખવામાં કંઇ પાપ નથી એમ તે માનવા લાગી.

પોલ યુવાનીને આંગણે આવી હતી. તેની નસેનસમાં જોબનનો ઝંકાર થવા લાગ્યો હતો. તેની નિર્દોષ કાળી આંખોમાં યુવાનીના જાદુનો સંચાર થતો હતો. તેની છાતી દિનપર દિન મોહક થતી જતી હતી. મીશનમાં ઉછરવાથી તે ઘણી સ્વતંત્ર હતી. પંદર વર્ષની વયે પણ તે નાદાન બાળાની પેઠે નાચતી ફરતી. બાર વર્ષે રજસ્વલા થઇ, તેરમે વર્ષે ઘર માંડતી હિંદુ પત્નીની ગંભીરતા તેનામાં ન્હોતી. તેણે બાળપણનો પૂરેપૂરો લ્હાવો લીધો હતો. હજુ પણ તે મીશનમાં બાળક ગણાતી હતી પણ હવે તેનામાં બાળપણ રહ્યું ન્હોતું: તે મુગ્ધા થઇ હતી. બાળપણની રમતિયાળ મસ્તી ઉડી ગઇ હતી અને તેની જગ્યા મોહક લજ્જાએ લીધી હતી.

"હું જોગમાયા છું—મહામાયા છું—સ્ત્રી છું: સ્ત્રી ધારે તે કરી શકે છે. સ્ત્રીઓ બહાદુર યોદ્ધાઓને જન્મ આપે છે ને પોતાના શૂરવીર પતિને સ્ત્રીઓ જ કાયર બનાવી શકે છે. જયાબ્હેન સાથે મળીને શામાટે હું હિંદુસમાજની સામે બંડ ન જગાવું?" પોલના મગજમાં આવા વિચારો ઘોળાઇ રહ્યા હતા. તે ગંભીરતાથી એકલી બેસી આ વિચારને અમલમાં મેલવાની યુક્તિ ખોળી રહી હતી. જયાને આવ્યાને ચાર દિવસ થયા તેટલામાં પોલ રમતિયાળ, તોફાની છોકરી મટી ગંભીર વિચારક બની ગઈ. તે જયાને ચાહતી, જયા સાથે હસતી બોલતી; પણ તેના હૈયામાં હોળી સળગતી હતી. અત્યાર સુધી મીશનમાં પૂરાઈ રહેલી બાળા મેદાને પડી હિંદુસમાજ સામે વિગ્રહ જાહેર કરવાને ઉત્સુક થઇ હતી. તેની રગેરગ બંડ કરવાને

ઉછાળા મારી રહી હતી. તે વિચાર કરતી ત્યારે તેનાં ભવાં ચઢી જતાં–આંખો લાલ થઈ જતી ને જાણે ચંડિકા હોયની એવી તે લાગતી.

**જ**યાને મીશન ગમી ગયું. તેના થાકેલા દીલને થોડોક આરામ જોઇતો હતો તે તેને અહિં મળ્યો. બીજે દિવસથી તેણે મીશનમાં ભણતા બાળકોના વર્ગ ચલાવીને મી. રોબર્ટસન અને તેમની પત્ની મેરીનું ઘણું કામ હલકું કરી નાખ્યું હતું. બાળકો સાથે નિર્દોષ આનંદમાં **જ**યાનો સમય સહેલાઇથી વહી જતો–ને પોતાના ભયંકર ભૂતકાળને ભૂલી જઇ શકતી. મીશનના ચાલકોને તે ઘણી ઉપયોગી જણાઈ. મી. રોબર્ટસને તો તેને મીશનમાં જ રાખી લેવાનો નિશ્ચય કર્યો હતો. પણ જયા–બંડ કરવાને સરજાયલી જયા–ત્યાં સ્થિર થવા માગતી ન્હોતી.

આઠેક દિવસમાં તો તે કંટાળી ગઇ. તેને મીશનનું શાંતજીવન ન ગમ્યું. આખી જીંદગી પ્રચંડ વિગ્રહમાં ગાળનાર યુવતી મુઝાઈ. તેને પોતાના વ્હાલા પ્રિયતમની સ્મૃતિ થવા લાગી અને તેણે ધૂનમાં ને ધૂનમાં ઇન્દુલાલપર એક પત્ર લખ્યો:

પ્રિયતમ,

તને શું લખું ને શું ન લખું ? તું જાણી ચૂકયો હશે કે પાલઘરના સ્ટેશનપર કાન્તિલાલને થાપ આપી હું ગૂમ થઇ ગઈ હતી. કાન્તિલાલ મારી શોધ માટે આભ–અવની એક કરી રહ્યો હશે, તેની પણ કદાચ તને ખબર મળી હશે. હું ગૂમ થવાથી મારે માટે પણ તને ચિંતા થતી હશે. પણ વ્હાલા ! મારી ચિંતા કરવાની કંઇ જ જરૂર નથી. તારી જયા જ્યાં જશે ત્યાં સલામત રહેશે ને તારા જ નામનો જાપ જપશે. હું તને વરી છું– હું તારી જ છું ને સદા તારી જ રહીશ. તું મારો પાંડવ છો. તારે માટે હું આખી દુનિયા માથે લેવા તૈયાર છું.

તને હસવું આવશે પણ તને લખ્યા વિના હું રહી શકતી નથી. મારા પિતા ન્યાતના દબાણને વશ થઈ ગયા અને હું કાન્તિ-

લાલ સાથે ગુપચુપ એનું "ઘર માંડવા" મુંબઇ આવવાને તૈયાર થઈ તેથી રાજેશ્રીના વિજયી આનંદનો પાર રહ્યો ન્હોતો. પણ એને ખબર ન્હોતી કે આ બાજુ આધુનિક દ્રૌપદી છે. એ દ્રૌપદીને અર્જુન જ વશ કરી શકે! પાલઘરના સ્ટેશનપર એ ચ્હા પીવા ગયો અને ઇન્દુ! તારી જયા ટ્રેન ઉપડવાની અણીએ નીચે ઉતરી પડી. ત્યાર પછી એક હિંદુને ત્યાં મધરાતે આશરો શોધવા જતાં તે બદમાસે મારા શિયળપર ત્રાપ મારવાની કોશેષ કરી. એક કામી કૂતરા અને સતી સ્ત્રી વચ્ચેની લડાઇ તેં કદિ કલ્પી છે? અમે દોડાદોડીની શરત રમ્યાં—મલ્લકુસ્તી કરી અને અંતે એક ખ્રિસ્તિ મીશનરીએ મને બચાવીને આશરો આપ્યો. હમણા હું એ જ ભલા પાદરીની સાથે પાલઘરના મીશનમાં રહું છું પણ તને મળવાને—તારી પાસે આવવાને—મારો જીવ તલપી રહ્યો છે. તેથી આવતા રવિવારે તું અત્રે આવજે, સોમવારે આપણે બન્ને મુંબઈ જઇશું ને કાન્તિલાલને જયા મેળવવાની હોંસ જો થોડી ઘણી બાકી હશે તો તે પૂરી કરીશું.

લી. તારી,

**જયા**

જયાએ આ પત્ર પોસ્ટમાં નાખવાને મીશનના સીપાઇને આપ્યો ને તે જ પળે તેની પાસે પોલ આવી.

"જયાબ્હેન! તમે ચાલ્યાં જશો કે?" તેણે દયામણા સ્વરે પૂછ્યું.

"હાસ્તો! ગાંડી! મારાથી અહિં હમેશાં રહેવાય?"

"તમે મુંબઇ જઇને શું કરશો?"

"તેનો કંઈ નિયમ નથી. મારે માથે જ્વાળામુખી ધીખી રહ્યો છે તે ફાટશે ત્યારે તેમાં કોણ કોણ ફના થશે તેની મને ખબર નથી."

"એવું ન બોલો. તમને દુઃખ દેનારનું સત્યાનાશ જશે." પોલે જયાપરનું વ્હાલ વ્યક્ત કર્યું.

" પોલ ! તારી વાણી ફળો. પણ દુનિયામાં નિર્દોષોને દુઃખ દેનારનું સત્યાનાશ જતું નથી."

" પ્રભુ એટલો બધો અન્યાયી છે ?"

" નહિ. પ્રભુ હમણાં ઉંઘી ગયો છે. નહિ, નહિ. તે યૂરોપ અમેરિકામાં ફરવા ગયો છે, એટલે હિંદુસ્થાન તરફ જોવાની તેને ફુરસદ મળતી નથી." જયા જરા ખોટા સ્વરે બોલી.

" નહિ બ્હેન ! એમ ન બોલો. પ્રભુ સર્વ જુએ છે ને જેને જે યોગ્ય હોય તેવું જ આપે છે."

" હશે. પ્રભુ શું કરે છે તે હું જાણતી નથી. હું પ્રત્યક્ષ જોઉં છું કે અમારી હિંદુસમાજ શયતાનને પણ શરમાવે એવા જૂલ્મો કરી રહી છે ને છતાં પ્રભુ તેનું નામ પણ દઇ શકતો નથી."

" વહેલા મોડા એ સમાજને સજા થયા વિના નહિ રહે. અને હજુ સજા થવામાં શું બાકી છે ? હિંદુઓનાં આયુષ્ય ટૂંકાં થઇ ગયાં છે, તેમના જીવનમાં કંઈ રસકસ રહ્યો નથી, ડુક્કર પેઠે બચ્ચાં જણવાથી ગરીબી વધી ગઇ છે ને સ્ત્રીઓ ભરજુવાનીમાં આધેડ જેવી દેખાય છે એ શું જેવીતેવી સજા છે ! જે ઉમ્મરે જીવન થનગનાટ કરતું હોવું જોઇએ તે ઉમ્મરે હિંદુઓ હતાશ થઇ જેમતેમ દહાડા પૂરા કરતા હોય એવા જણાય છે. તેમનામાં ઉત્સાહ નથી, આશા નથી. દમ્ભ તેમનો પરમેશ્વર થઇ બેઠો છે. પૈસા પૈસા માટે તેઓ ટવળે છે ને પરદેશીઓના બુટની એડીની ઠોકરો ખાય છે. એ શું ઓછું છે ? પ્રભુની ગેબી સજા અવાજ કરતી નથી." પોલે પોતાનું તત્વજ્ઞાન ખાલી કર્યું.

જયા કંઈ ન બોલી.

" પણ જયાબ્હેન ! સાચું કહોને ! તમે અહિં નહિ રહો ?"

" ના. હું સોમવારે ચાલી જઇશ."

" તો મને તમારી સાથે લઈ જાઓને !"

"કેમ? તું મારી સાથે આવીને શું કરીશ?"

"તમે કહેશો તે. તમારી સાથે હું પણ સમાજ સામે બંડ ઉઠાવીશ."

"શા માટે?"

"અંત્યજોના ઉદ્ધાર માટે."

"એ તારૂં કામ નથી બ્હેન! તારો ઉદ્ધાર તો ભગવાન ઇસુએ ક્યારનો કરી નાખ્યો."

"હા, પણ હું મૂળ તો હિંદુ છું ને! મને મારા હિંદુ અંત્યજો માટે બહુ લાગે છે. જયાબ્હેન! હું તમને પગે પડીને વિનંતિ કરૂં છું કે મને લઈ જાઓ. હું ભણેલી ગણેલી છું. મુંબઇમાં કોઇ શાળામાં નોકરી કરી હું પેટભરી લઇશ ને ફુરસદના વખતમાં બનતી સમાજસેવા કરીશ."

"જો રેવરંડ ફાધર રજા આપે તો આવજે." જયાએ પોલને રાજી કરવાના હેતુથી કહ્યું. પોલ ખુશ ખુશ થઇ ગઇ.

પોલે મી. રોબર્ટસનને પોતાની ઇચ્છા દર્શાવી. એ ભલો ખ્રિસ્તી બાળાની હોંસ જોઇ રાજી થયો ને તેણે તેને જયા સાથે જવાની રજા આપી. પોલ હર્ષઘેલી થઈ ગઈ.

રવિવારે ઇન્દુ આવ્યો. જયા તેને ઉન્મત્ત આવેશથી ભેટી પડી. બન્ને પ્રેમીઓ થોડીક પળ સાનભાન ભૂલી ગયાં. અંતે ઈન્દુએ તેને અલગ કરી. તે પ્રથમ જેવો રહ્યો ન્હોતો. મકરંદના સહવાસથી તે કંઈક બેદરકાર બની ગયો હતો. જયાને મળવા તે દોડતો ચાલ્યો આવ્યો છતાં હવે તેનામાં પ્રથમ જેવો આવેશ રહ્યો ન્હોતો. સિદ્ધાંત પાછળ મરી ફીટવાની તેની ધગશ કંઇક ઠંડી પડી ગઈ હતી.

જયાએ ઇન્દુની મી. રોબર્ટસન અને મેરી સાથે પીછાન કરાવી. પોલ પણ ત્યાં જ હતી. પોલ પોતાની સાથે આવવાની છે એ વાત

પણ જયાએ ઈન્દુને કરી. ઇન્દુ કંઈ બોલ્યો નહિ. ફક્ત હસ્યો. તેની જીંદગીની શેતરંજમાં નવા નવા રંગ પુરાતા જતા હતા. તેથી આનંદ પામ્યો. ભલે પોલ આવે કે બીજી અનેક યુવતીઓ આવે! તેને શું ? આવો વિચાર કરી તે ચૂપ રહ્યો.

મી. રોબર્ટસનનું મીશન જોઇ ઈન્દુને આનંદ થયો. તેને ખ્રિસ્તીઓની ઇર્ષ્યા આવી. આજસૂધી તે ખ્રિસ્તી મીશનોને વટલાવનારી સંસ્થાઓ માનતો હતો પણ આ મીશન તેવું ન્હોતું. તેના ચાલક મી. રોબર્ટસનનો આત્મા સર્વગ્રાહી હતો. તે સઘળાને સહાય કરવા તૈયાર હતો. સેવાભાવે તે સમાજને ચરણે પોતાની શક્તિ અર્પી રહ્યો હતો. ઇસુભગવાનનો તે સાચો અનુયાયી હતો. પ્રભુ સર્વવ્યાપક છે. હલકામાં હલકા, ત્યાજ્યમાં ત્યાજ્ય અને કંગાળમાં કંગાળ પ્રાણીઓમાં જ પ્રભુ ભટક્યા કરે છે એવી તેની માન્યતા હતી. શ્રીમંતોના મહાલયોમાં નહિ પણ ગરીબની ઝૂંપડીમાં તે પ્રભુનાં દર્શન કરતો હતો. ઇન્દુ સાથે ચર્ચા કરતાં તેણે કોઇ ધર્મને ઉતારી પાડવાની કોશેષ કરી ન્હોતી. આથી ઇન્દુનો મીશનો વિષેનો મત બદલાયો. મુક્તિફોજ જેવી એક પણ સંસ્થા હિન્દુસ્તાનમાં નથી તે માટે તેને શોક થયો. આ ખ્રિસ્તીમીશનો અસ્પર્શ્યોને, ગુનેહગારોને અપનાવે છે ને તેમને ઉપયોગી નાગરિક બનાવે છે. તેથી ઉલટું હિંદુઓ આળસુ બાવાઓને પોષી દેશનું ધન બગાડે છે ને આળસને ઉત્તેજન આપી ગુન્હેગારો વધારે છે.

ઇન્દુ ઘણો ફેરવાઇ ગયો હતો. સમાજ સામે ઝૂઝવાની તેની પહેલાની ધગશ ઘણી ઠંડી થઈ ગઇ હતી. મકરંદે તેને જૂદો જ માણસ બનાવ્યો હતો. તે બીજાને માટે પોતાની જીંદગી બરબાદ કરવાને હવે તૈયાર ન્હોતો. સેવાભાવને બદલે ઈન્દુમાં હવે સ્વાર્થભાવ પેદા થયો હતો.

" ઇન્દુ ! આ મિસ પોલ ! " જયાએ ઇન્દુ સાથે પોલની પીછાન કરાવી: " એ આપણી સાથે આવવા માગે છે. "

" કેમ ? "

" એ અંત્યજોનો ઉદ્ધાર કરવા માગે છે. "

" તમે મને મદદ કરશોને, ઇન્દુભાઇ ? " પોલે પૂછ્યું.

" હા. " ઠંડા સ્વરે ઇન્દુએ જવાબ આપ્યો.

" જયા પણ નકામાં લફરાં વધારતી જાય છે. અંત્યજો અંત્યજોનું ફોડી લેશે, સમાજ સમાજનું ફોડી લે. સબસબકી સમાલો. મેં મેરી ફોડતા હું ! " તે મનમાં બબડયો પણ જયાની પ્રભાવશાળી મૂર્તિ જોઇ તે ના પાડી શકયો નહિ.

રાતે ત્રણે જણ મી૦ રોબર્ટસનની રજા લઇ સ્ટેશનપર આવ્યાં અને મુંબઇ જતી ટ્રેનમાં બેઠાં.

## પ્રકરણ ૨૧મું.

## લલિતાની ખરીદી.

લલિતા સાચી વાત કહેવા જતાં ફસી ગઇ ને તારાની માએ તેને કેદ કરી તેનાપર સખ્ત પહેરો મૂકી દીધો. તે કોઇ પણ રીતે છટકી શકે તેમ ન્હોતું. ગરીબ બિચારી લલિતા! તે એકલી ઓરડામાં પડી રોવા લાગી. મહામહેનતે તેણે આ ભ્રષ્ટ જીવનમાંથી મુક્તિ મેળવવાનો માર્ગ શોધ્યો હતો. પણ તેની એ આશાપર તરત જ ઘા થયો. જો એ ચુપચુપ ફરવા જવાને બ્હાને બ્હાર નીકળી ગઈ હોત તો એ નીચ દલાલો તેના આવા હાલ ન કરત. દુનિયામાં સાચની કિમ્મત જ નથી. એવા એવા વિચાર કરતી, પોતાના દુર્ભાગ્યને શાપ દેતી, લલિતા ખૂબ રોઇ–પેટ ભરીને રોઈ.

" વિધવા! હિંદુ વિધવા! " તે બબડવા લાગી: " તને ક્યાંય જંપ નથી–ક્યાંય શાંતિ નથી. હિંદુ વિધવા! તારાપર વૈધવ્યનો સીકંકો મારનારી સમાજનું સત્યાનાશ જજો! ઓહ! તું એ જાતનું ફુલ છે કે જેને ખીલવાની મના છે! તું એ જાતનું વૃક્ષ છે કે જેને ફળવાની મના છે! માબાપે વગર વિચારે મને ઢીંગલી ગણી પરણાવી. વિધાતાએ મોતના દૂતને મોકલી મારા પતિને છીનવી લીધો. હું વિધવા ગણાઇ. કુદરતે મને યુવાની બક્ષી. શરીરનો ધર્મ શરીરે બજાવ્યો અને સમાજે મને બહિષ્કૃત કરી વેસ્યા બનાવી! જે સમાજ વિધવાઓને દગો દેનાર રામશંકર જેવા બદમાસોને સંઘરી શકે છે અને મને વેસ્યા બનાવી મારા પગની ધૂળ ચાટવાને પોતાના પ્રતિષ્ઠીત માણસોને મોકલી આપે છે તે સમાજનું સત્યાનાશ જજો! "

ફૂટણી ડોશીપર છેડાયલી લલિતા સમાજપર ઉખડી. તેને અનેક તરંગો આવ્યા. બારીપરથી પડતું મેલી આપઘાત કરવાનો વિચાર

પણ તે કરી ચૂકી. પણ તેની હિમ્મત ન ચાલી. રડી રડીને તેણે છાતીનો બોજો હલકો કર્યો અને અંતે હતાશ થઇ પલંગપર પડી નિદ્રાને આધિન થઇ.

સાંજે રાધાનાથ આવ્યો. તે આજે ગેલમાં હતો. તેની વ્હાલી લલિતા હવે હમેશાં તેની નજીક રહેવા આવવાની હતી એ ખ્યાલથી તે મલકાતો હતો. હસતો હસતો તે દાદર ચઢયો. પહેલે માળે જ તેને ડોશી મળી અને તેણે તેને માન સાથે બોલાવ્યો.

" લલિ કયાં છે ? "

" હશે ઉપર. તમે બેસોને; મારે તમારી સાથે વાત કરવી છે. " ડોશીએ રાધાનાથને બેસાડયો.

" તમે જાણો છો કે હું તો ચીઠીની ચાકર ! તમારા જેવાને રીઝવવાને માટે હું અનેક બુલબુલો ઉડાવી લાવું છું. તમારી મહેરબાનીપર મારો આધાર છે. "

" આવડી લાંબી પ્રસ્તાવનાની શી જરૂર છે ? તમને પૈસા જોઇતા હોય તો લો– " કહી રાધાનાથે હસીને ગજવામાંથી સો રૂપિયાની નોટ કાઢી.

" નહિ, નહિ. તમારી મીઠી નજર બસ છે. પૈસા શી ચીજ છે ? પૈસા તો હાથનો મેલ છે. આજે છે ને કાલે નથી. " નોટ લઇને ચોળીના ખીસામાં સેરવી દઇ કુટણીએ પૈસાની તુચ્છતાપર ભાષણ કર્યું. આવી શબ્દબાજીમાં તે કુશળ હતી. રાધાનાથ તેની અર્થ વગરની લવરી સાંભળી કંટાળ્યો હતો પણ આ ડોશી તેની જંગલી–હવસી વૃત્તિ તૃપ્ત કરવામાં સાધનભૂત હતી તેથી ચુપચુપ સાંભળી રહ્યો.

" જુઓ, તમારે માટે હું લલિતાને ઉપાડી લાવી હતી. હવે તમારી લલિતાને સંભાળજો; નહિ તો એ કયાંક ભાગી જશે. "

" કયાં ભાગી જશે ? " રાધાનાથ કંઇક મુઝાઇને બોલ્યો.

" એ રાંડને તમે છૂટે હાથે નવાજી ને, એટલે એ ફાટી

ગઇ છે. આજે સ્હવારે એ મને કહેતી'તી કે એને આ ધંધો ગમતો નથી. એનું માથું એટલું બધું ફાટયું હતું કે એ ચાલી જવા તૈયાર થઇ હતી. પણ એ મને ઓળખતી નથી. એના જેવી કંઈ કંઈ શાહજાદીઓ આ ઘરમાં સીધી થઈ ગઈ છે તો એ કોણ? મેં એને ઉપલા ઓરડામાં કેદ કરી છે." કહી એ બલા ક્રૂરતાથી હસી:

"કેદ કરી છે?" હવે રાધાનાથ ચમક્યો. "શા માટે?"

"એ નાસી જતી હતી તેથી."

"ક્યાં નાસી જતી હતી?"

"હશે કોઇ એનો આશક."

"અશક્ય! મને ઉપર જવા દે."

બીજી એક પળ પણ થોભ્યા વિના રાધાનાથ બબ્બે ડગલે દાદર ચઢી ઉપર ગયો પણ લલિતાના રૂમને તાળું મારેલું હતું. તેણે ગુસ્સાથી ડોશીને બોલાવી અને કહ્યું. "તાળું ઉઘાડ."

"તમે મારી વાત તો સાંભળી લો."

"નહિ. એકદમ તાળું ઉઘાડ."

"જરા થોભો તો ખરા. આમ આકળા શામાટે થાઓ છો?" ગુસ્સાથી આમ બબડતી ડોશી ઉપર ગઇ. રાધાનાથથી તે ડરી ગઇ ન્હોતી. એવા અનેક શ્રીમંતોને તેણે પાણી ભરાવ્યાં હતાં. પણ રાધાનાથને પ્રતાપે તે લીલી થઈ હતી. ભોળા વૈષ્ણવોને લૂંટીને રાધાનાથે ગંગા ડોશીની તીજોરી ભરી પોતાની નીચ વાસના તૃપ્ત કરી હતી; તેથી ડોશી તેને સોનાની ચક્લી સમજી છંછેડવા માગતી ન્હોતી.

'તમે એને ના ચઢાવો; હું ઠીક કહું છું. બે દિવસ આમ રહેશે તો ગરીબ ગાય જેવી થઈ જશે ને પછી ચું કે ચાં નહિ કરે. તમે જો એને હમણાં મનાવવા જશો તો એ તમને ને મને ઉઠાં ભણાવી નાસી જશે ને તમે વા ખાતા રહી જશો." લલિતાના રૂમથી થોડે દૂર રાધાનાથને લઇ જઈ ડોશીએ તેના કાનમાં કહ્યું.

'કંઈ ફીકર નહિ. એ કોઇની સાથે જવાની નથી. હું જ એને લઇ જવા માગું છું.'

"હેં !"

"એ વાત પછી કરીશું. તું હમણાં બારણાં ખોલી નાખ."

"લો આ ચાવી." ડોશીએ રાધાનાથને ચાવી આપી અને પોતે કંઈ વિચાર આવવાથી નીચે ચાલી ગઈ.

રાધાનાથે લલિતાના ઓરડાને દીધેલું તાળું ખોલી નાખ્યું. લલિતા હજુ સુધી બિછાનાપર પડી પડી ઉંઘતી હતી. વૈષ્ણવસમાજનો આચાર્ય ધીમે ડગલે ઓરડામાં ગયો. પોયણીના પાનની પેઠે લલિતાની આંખો મીંચાયલી હતી. નિદ્રાવસ્થામાં તે રાધાનાથની નજરે ઔર મોહક લાગી. લલિતા પલંગપર ચત્તી પડી હતી. શ્વાસોશ્વાસને લીધે તેના ઉન્નત ઉરજ ઉંચાં નીચાં થતાં હતાં. રાધાનાથ તેને જોઈ વિહ્‌વળ થઇ ગયો તેણે ઉંઘતી લલિતાના અધરપર પોતાના હોઠ દાબી દીધા. લલિતા સફાળી જાગી ઉઠી.

"કોણ ?" બીડાયલી કલિ ઉઘડે તેમ પોપચાં ઉઘાડતી લલિતા બોલી.

"એ તો હું ! તારો કૃષ્ણ, મારી રાધા !"

"ઓ તમે આવ્યા ? પેલી રાંડ—"

"શાંત થા. એ તને કંઇ કરવાની નથી. તેં એને નાહક ગભરાવી મૂકી લાગે છે."

લલિતા તદ્દન જાગ્રત થઈ. તે પલંગપરથી ઉઠી અને ત્વરિત વેગે મ્હોં ધોઇ વાળ સમારી રાધાનાથ પાસે જઇ બેઠી; પણ તેના મ્હોંપરથી ચિંતા અને ભયની છાપ હજુ દૂર થઇ ન્હોતી.

"તેં એને શું કહ્યું હતું ?" અંતે રાધાનાથે પૂછ્યું.

"મેં એને સાચી વાત કહી દીધી. મેં કહ્યું કે પાપી પેટને ખાતર હવે મારે આ ધંધો નથી કરવો. એમાં મેં એના ક્યા હાથીઘોડા માર્યા કે એ રાંડ મને ઓરડામાં પૂરી ચાલી ગઇ ? શું હું એની

ખરીદાયલી બાંદી છું ?" લલિતાની આંખમાં ક્રોધની રતાશ ધાઇ આવી.

"નહિ, તું કોઇની ગુલામ નથી, વ્હાલી ! આ મુંબઇની બધી કુટણીઓ એવી જ બદમાશ હોય છે. તારા જેવી પરીઓથી એ લોકોની તીજોરી ભરાય છે, એટલે કોઇ ખુબસુરત છોકરી ચાલ્યા જવાની વાત કરે તે એ લોકો સાંખી શકતી નથી. જો કોઇ ભૂલેચૂકે કુટણીની નજર ચુકાવી નાસી જાય તો તેને પકડી પાડવા એ લોકો આકાશ પાતાળ એક કરી નાખે છે ને જો તે પાછી ન આવે તો મવાલીઓ રોકી તેનાં અને તેને આશરો આપનાર આશકનાં હાડકાં ખોખરાં કરાવી નાખે છે. આવાં રાક્ષસી કામો માટે જ ગંગાડોશી જેવી દલાલાઓ મવાલીઓને પૈસા ખવરાવી તેમને ટાઢામીઠા રાખે છે." રઘાનાથે વેશ્યાવૃત્તિનો ધીખતો ધંધો ચલાવનારી દલાલાઓની જાત કેવી હોય છે તેનું લલિતાને દિગ્દર્શન કરાવ્યું. આ શોખીન ચોટલાવાળો મુંબઇની લગભગ બધી ય મશહુર દલાલાઓનો માનીતો ગ્રાહક હતો અને ગંગાડોશી એ સર્વમાં સરદાર હતી.

"તે એ રાંડો મારા જેવી ગરીબડી સ્ત્રીઓને સતાવે તે માટે સરકાર તેમને કંઇ નહિ પૂછતી હોય ?" લલીતા દલીલ કરવા લાગી.

'સરકાર ? હાહાહા !' રઘાનાથ હસ્યો: "સરકાર શું કરે ? સરકારનું કામ કાયદો ઘડવાનું ને બદમાશોનું કામ કાયદો તોડવાનું ! કાયદામાંથી છટકી જવાની બારી શોધી આપનારા વકીલોનો ક્યાં દુકાળ છે ? સરકારે પોલીસ કમીશનરને સત્તા આપી કે સઘળા આબરૂદાર લત્તામાંથી વેશ્યાઓને દૂર કરવી ! પણ વેશ્યાની વ્યાખ્યા કોણ કરશે ? એક બાઇ છડેચોક 'વેશ્યા'નો ધંધો કરે છે ને પોલીસ કમીશનર તેને નોટીસ આપે ત્યારે છાતી કાઢીને કહે છે કે હું વેશ્યા નથી પણ એક જ શેઠની રખાત છું."

"રખાત અને વેશ્યામાં શો ફરક ?"

"તું પણ કેવી વાત કાઢી બેઠી છે? ફરક બરક કંઇ નહિ. કાયદાને છેતરવાની બારી, એનું નામ રખાત! એ કાયદાની ભાષા છે ને તેની કિમ્મત ફક્ત અદાલતમાં જ અંકાય છે...હવે એ વાતો જવા દે. હું તને લઈ જવા આવ્યો છું."

"ઓ વ્હાલા! ભગવાન તમારૂં ભલું કરશે." લલિતા વ્હાલથી તેને વળગી પડી.

"સાંભળ, હું ડોશીને બોલાવું છું. શાંતિથી સાંભળ્યા કરજે."

"વારૂ" કહી લલિતા જરા દૂર જઈ બેઠી.

"ગંગા!" રાધાનાથે બૂમ મારી.

થોડીવારમાં ગંગા ગંભીર થઈ આવી અને આવતાંવાર બોલી: "શું છે?"

"જો, હું લલિતાને લઇ જાઉં છું."

"ક્યાં? ફરવા?"

"નહિ. હંમેશને માટે હું એને મારી સાથે રાખવા માગું છું."

"તમારા બાપે એની સાથે તમારાં લગ્ન કરી આપ્યાં હતાં ને, એટલે તમે એને મારા ઘરમાંથી લઈ જતા હશો!" ડોશીનો અવાજ કરડો થયો: "મેં એને માટે હજારોની હોળી કરી છે, સમજ્યા?"

"તમે ભીખાભાઇને ભરેલા પૈસા તો મેં ક્યારના ચૂકવી દીધા છે." લલિતા વચ્ચે બોલી.

"તું વચ્ચે ન બોલ." રાધાનાથે લલિતાને આંખ બતાવી: પછી તે ગંગાડોશી તરફ જોઇ બોલ્યો: 'એની સુંદરતાથી તો તમે માતબર થયાં છો.'

"હા! માતબર થવાની શી વાત પૂછવી? રોજ આઠદશ રૂપિયા મળ્યા એટલે ન્યાલ ગઈ ગયાં! દીકરીની પેઠે મેં એને પાળી છે, સમજ્યા!"

"તેનો તમને પૂરેપૂરો બદલો મળી ગયો છે. હવે એ અહિં રહેવા નથી માગતી."

" એ અહિંથી ડગ ભરીને બ્હાર જાય તો ખરી ! "

" ને જાય તો શું કરશો ? "

" એનો ટાંડીઓ તોડી નાખીશ. " ડોશી વીફરી.

" હું એને લઈ જાઉં તો ? "

" રાધાનાથ ! તારા જેવા ઘણા જોગટા મેં જોયા છે, સમજ્યો ? લઇ જા તારામાં હિમ્મત હોય તો ! " ડોશીની લાલ લાલ આંખો જોતાં જ રાધાનાથ સમજી ગયો કે આ વાઘણને છેડવામાં સાર નથી.

" તમે નાહક શા માટે ગુસ્સે થાઓ છો ? બોલો તમને શું જોઇએ છે ? " રાધાનાથે ડોશીને લાલચમાં નાખવાની વાત કરી.

" જુઓ, તમારી આંખની શરમ નડે છે એટલે હું હા પાડું છું. જાઓ, તમારે લઇ જવી હોય તો લઇ જાઓ. મને દશ હજાર રૂપિયા આપજો. "

" દશ હજાર રૂપિયા ? "

" આવી ખીલતી જુવાની આગળ દશ હજાર રૂપીઆ શી વિશાદ છે ? મારે ત્યાં રહેશે તો હું એની પાસેથી જીંદગી સુધીમાં હજારો રૂપિયા મારી લઇશ. એ તો તમે છો તેથી : નહિ તો કોઈ કાળે હું લલિને છોડત નહિ. "

" ઠીક છે, દશહજાર લો ! હવે કંઇ છે ? " રાધાનાથ હસ્યો ને તેણે ગજવામાંથી ચેકબુક કાઢી ડોશીને દશ હજાર રૂપીઆનો ચેક લખી આપ્યો. લલિતા આ ઉદારતા જોઈ વિસ્મિત થઇ. તેને રાધાનાથપર ખરી લાગણીનો ઉમળકો આવ્યો. ડોશી ચેક લઇ મલકાઇને બોલી : " જા, લલિતા ! સુખી થા. "

લલિતા રાધાનાથ તરફ સજળ નેત્રે જોઈ રહી. તેને આ કામી મહારાજ આજે દેવના દૂત જેવો લાગ્યો. તેણે તેને નર્કસ્થાનમાંથી મુક્ત કરી તે માટે લલિતાનું જીગર આભારથી ભરાઇ આવ્યું.

" ચાલ, તૈયાર થા. આજે આપણે અમદાવાદ જવાનું છે. "

" અમદાવાદ ? "

લલિતા રાધાનાથની વાત સમજી ન શકી.

"હા. મેં મારા ધર્મરૂપી જાદુગરને પૂછી જોયું છે ને તેણે મને એક યુક્તિ સુઝાડી છે."

"શી ?"

"તે હું તને ટ્રેનમાં સમજાવીશ. હવે વિલંબ ન કર : તૈયાર થા. બેચાર દિવસમાં આપણે પાછાં મુંબઈ આવીશું."

લલિતાના ઉત્સાહ અને આનંદનો પાર રહ્યો નહિ. તેણે ટ્રંકો તૈયાર કરી; વસ્ત્રો પહેરી પોતે તૈયાર થઈ અને રાધાનાથ તેને લઈ મોટરમાં બેઠો. રસ્તામાં એક નિર્જન સ્થાને તેણે મોટર ઉભી રખાવી. ત્યાં તેને તેના બે માણસો મળ્યા. લલિતાને એ બે જણની સોંપણુ કરી રાધાનાથ બીજી ગાડી કરી ગ્રાંટરોડ સ્ટેશનપર ગયો. ટ્રેન આવી ને તે પહેલા વર્ગના રીઝર્વડ ડબ્બામાં જઇ બેઠો.

લલિતા દાદરના સ્ટેશનપર રાધાનાથના માણસો સાથે પહોંચી. જાણે કોઇ શ્રીમંત શેઠાણી હોય તેમ તે ઠસ્સાથી પ્લેટફોર્મપર ગઇ અને ટ્રેન આવતાં રાધાનાથના ડબ્બામાં ભરાઇ ગઈ. આ નાટક એવી રીતે ભજવાયું કે રાધાનાથની સાથે લલિતા ગઈ છે એવી શંકા કોઇને ન ગઇ. રાધાનાથે ડબ્બો રીઝર્વ કરાવ્યો હતો. એટલે તેમાં બે શિવાય ત્રીજું કોઇ નહોતું. ટ્રેન ઉપડી ને પ્લેટફોર્મની બહાર જતાં જ રાધાનાથે લલિતાને બાથમાં લીધી.

"હવે રાજી થઇ ?"

"હા, વ્હાલા ! તમે આજે મને નર્કમાંથી છોડવી. પ્રભુ તમારૂં ભલું કરશે."

## પ્રકરણ ૨૨ મું.

### દેવીના સ્વાગતની તૈયારી.

રાધાનાથ લલિતાને ઉપાડી અમદાવાદ લઈ ગયો તેને બીજે દિવસથી જ મુંબઈના આ મહારાજના વિશ્વાસુ ચેલાઓએ ધાર્મિક શેતરંજના પ્યાદાઓ મેદાનમાં છોડી દીધા. રાધાનાથે ખરા દીલથી લલિતાને પોતાની પાસે રાખવાનો નિશ્ચય કર્યો હતો. એ યુવાન વિધવા વેશ્યાએ આ મહારાજપર અજબ ભુરકી નાંખી હતી. તેની મદીલી કામણગારી આંખોએ રાધાનાથનું દીલ હરી લીધું હતું. તેના મીઠા રણકતા સ્વરે તેને દિવાનો બનાવ્યો હતો. લલિતાની મોહક, રસભરી છાતીએ રાધાનાથને મસ્ત પ્રેમી બનાવી દીધો હતો.

લલિતાને અમદાવાદ લઇ જવામાં તેનો ખાસ હેતુ હતો. લલિતા ન કલ્પી શકે અને ન માની શકે એવી યુક્તિ તેણે શોધી કાઢી હતી. રાધાનાથે પોતાના માનીતા જાનવર 'ધર્મ'ને રીઝવીને લલિતાને માટે એક વરદાન માગી લીધું હતું અને એના ધર્મદેવે "તથાસ્તુ" કહી એની માનીતી વેશ્યાને પાવન કરવાનું વચન આપ્યું હતું. ટુંકમાં રાધાનાથ લલિતાને દેવી બનાવવા માગતો હતો, અને તેની વ્હાલી રાધાને મુંબઇના શ્રદ્ધાળુ વૈષ્ણવો અને પ્રેમલી મરજાદણો પગે લાગીને તેને ચરણે ધનના ઢગલા ખડકી દે એવી બાજી તેણે બીછાવી હતી. તેના વિશ્વાસુ માણસોને આ કામમાં રોકી દઇ તેણે હિમાલયની દેવીના સ્વાગત માટે મુંબઇના વૈષ્ણવ સમાજને તૈયાર કરવાની તેમને આજ્ઞા કરી હતી. તેઓ આ દેવી માટે ભક્ત મંડળોનાં ધાડેધાડાં ભેગાં કરી શકે તે માટે થોડા સમયની જરૂર હતી અને તેટલો વખત મહારાજશ્રી લલિતાને અમદાવાદમાં છૂપી રાખવા માગતા હતા.

**રાધાનાથ અ**મદાવાદના સ્ટેશનપર બીજે દિને સ્હવારે પહોંચ્યો કે તરત તેણે પોતાના પટ્ટ શિષ્યપર તાર કર્યો: "Devi Radha will visit Bombay next Sunday"* પોતાના નામનો તાર વૈષ્ણવોમાં જાદુઇ અસર કરશે એવી ખાત્રીથી તેણે આ તાર કર્યો. તાર લખતી વખતે તે હસ્યો અને "ધર્મદેવ"ને આશિષ દઇ, **લ**લિતાને લઇ, તે **અ**મદાવાદમાં એક બંગલામાં જઇ ઉતર્યો. જાણી-જોઇને તેણે **અ**મદાવાદનો આ પ્રવાસ ગુપ્ત રાખ્યો હતો. કોઈ પણ શિષ્ય કે અનુયાયીને તે મળવા માગતો ન્હોતો. **લ**લિતાને બ્રહ્મચારિણી, ગંગાજમનાસ્વરૂપા, પ્રાતઃસ્મરણિય હિમાલયની દેવી બનાવીને પોતાની પાપવાસના તૃપ્ત કરવા સાથે તે **લ**લિતાનો ઉદ્ધાર કરી નાખી તેને સોના રૂપાથી મઢી નાખવા માગતો હતો. તેની વહાલી **લ**લિતા હજારો પ્રેમલી મરજાદણોની રાણી બને એવી મહત્વાકાંક્ષા તેના દીલમાં જન્મી હતી. કોઈ કોઈવાર વિષયી કીડાઓ ક્ષુદ્ર ભાવનાથી પણ કોઇ જીવનું કલ્યાણ કરી શકે છે તેમ **રાધાનાથ** સ્વાર્થમાં પરમાર્થ કરતો હતો. તેનું કૃત્ય ગમે તેટલું પાખંડી, ગમે તેવું દંભી, ગમે તેવું સ્વાર્થી અને દુષ્ટ હોય પણ તેમાં **લ**લિતાનો ઉદ્ધાર હતો. જે સમાજ વિલાસી વિધવાને પૂજી શકે અને ભ્રૂણહત્યા માફ કરી શકે, પણ વિધવાને સધવા થઈ માનવંત જીવન ગુજારવાની મના કરે તેને આવા પાખંડથી છેતરવામાં નૈતિક નજરે ગમે તેટલું પાપ હોય પણ વહેવારૂ નજરે તેમાં કંઇ જ અજુગતું નથી. જ્યાં આંધળા વસતા હોય ત્યાં કાણો રાજ કરે એમાં કંઇ નવાઈ નથી. ઉજ્જડ ગામમાં એરંડો પૂજાય તેમ અંધશ્રદ્ધાળુ અને બાપના કૂવામાં ડૂબી મરનાર સમાજમાં દંભ જ પરમેશ્વરરૂપે પૂજાય છે ને એવો દંભ જેણે સિદ્ધહસ્ત કર્યો હોય તે મહાત્મા થઇ બેસે છે!

બીજે દિવસથી **રાધાનાથ**ના માણસોએ મુંબઇના હિંદુસમાજમાં ખળભળાટ મચાવવા માંડયો. છાપાવાળાઓને સાધી લઇને હિમાલયની

* દેવી રાધા આવતા રવિવારે મુંબઇ પધારશે.

દેવી ૬૦ વર્ષની તપશ્ચર્યા કરી સિદ્ધિ મેળવી, મુંબઇને પાવન કરવા પધારે છે, એવી વાતો ભમરડા જેવડા અક્ષરે છાપાઓમાં પ્રગટ થવા લાગી. પેટને માટે ધર્મ, કર્મ અને દેશને વેચનારા કેટલાક છાપાવાળાઓએ આ દેવીને જોયા જાણ્યા વિના તેની પ્રશંસા કરનારા અગ્રલેખો છાપી માર્યા. બેચાર દિવસમાં દેવીની પધરામણીની વાત ઘેરઘેર ગવાવા લાગી. સાઠ સાઠ વર્ષની તપશ્ચર્યા કરવા છતાં આ દેવીનું શરીર સર્વાંગસુંદર અને યુવાન રહ્યું છે, એવી ચમત્કારિક વાત પવનવેગે મુંબઇ શહેરમાં ફેલાઇ ગઈ. અંગ્રેજી વર્તમાનપત્રોએ અને થોડાક સુધારકપત્રોએ આ વાતની ઠેકડી કરી. પણ એ લોકો તો નાસ્તિક છે! સનાતનીઓને નીંદવાનો તેમનો રોજનો ધંધો છે! સનાતન ધર્મની પ્રતિભા જાણવા માટે તેમને હજારો અવતાર લેવા પડશે, એમ કહીને તેમનો અવાજ સમાજે દાબી દીધો. બધા ઉત્સાહઘેલા થઇ ગયા. દેવીને જોયા વિના ઘણાઓએ તેની માનતા માની અને દેવીને રીઝવવા માટે અનેક જાતની ધામધુમ થવા લાગી.

આ દેવીની ઉમ્મર સો સવાસો વર્ષની છે. હિમાલયની ગિરિકંદરામાં આઠ વર્ષ સુધી અન્ન જળ વિના ભયંકર તપશ્ચર્યા કરી તેણે સાક્ષાત્ વિષ્ણુ ભગવાનનાં પત્નીશ્રી લક્ષ્મીદેવીને રીઝવીને અમર યૌવન અને અદ્ભૂત સિદ્ધિ મેળવી છે. તે રીઝે તો વાંઝીઆને ત્યાં પારણાં બંધાવે છે ને રોગીઓના રોગ દૂર કરે છે, એવાં ગપાષ્ટિકો ઉડવા લાગ્યાં અને ભોળી પ્રજા હર્ષભેર ચકિતવદને તે માનવા લાગી.

"હોય બ્હેન! કળજુગ છે, તેથી શું થઈ ગયું? ધરા કંઈ વાંઝણી થઈ છે? જુગે જુગે ભગવાન જનમ લે છે તે ખોટી વાત છે? આ દેવીનાં દર્શન કરી જન્મ સફળ કરીશું." વૈષ્ણવ મંદિરોમાં બૈરાંમંડળમાં રોજ આવી વાતો થતી હતી. કોઇના દીલમાં શંકા નહોતી. કોઇના હૃદયમાં લેશમાત્ર અશ્રદ્ધા નહોતી. દેવી! દેવી! દેવી! સર્વત્ર દેવીના નામની જપમાળા ચાલતી હતી. દેવી ક્યારે પધારશે? માતાજીનાં દર્શન ક્યારે થશે? આવા પ્રશ્નો પળે પળે પૂછાતા હતા.

કોઈ ને કલ્પના સુદ્ધાં ન્હોતી કે હિંદુસમાજે લાત મારીને ફેંકી દીધેલી એક યુવાન વિધવા વેશ્યા થયા પછી તેમને માથે દેવી રૂપે સવાર થવા આવનાર છે! દેવી માટે કોઈ જાતની શંકા કરવામાં, દેવીનો શાપ વહોરી લેવાનો ભય હતો. દેવીની નિંદા કરવી તે અઘોર પાપ સમજાતું હતું અને એમ થાય એમાં કંઈ નવાઈ છે? મહારાજો ગમે તેવાં પાપકર્મો કરે, શંકરાચાર્યો ગમે તેવા ઠાઠ રાખે અને હાથીની અંબાડીમાં બેસી ફરે, પણ એ લોકો તો આ દુનિયામાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પાસેથી ખાસ બીડાં લઈ આવેલા ઈશ્વરના પ્રતિનિધિઓ! તેમની નિંદા કરનાર અથવા તેમની આપખુદી કે સ્વેચ્છાચાર સામે ચુંકાર કરનાર આવતે જન્મે કોલ્હા યા કુતરાની યોનીમાં જ સડશે અથવા આ જન્મે તે કોઢથી સડી સડીને મરશે, એવી માન્યતા આપણા અભણ અને શ્રદ્ધાળુ સમાજમાં જડ ઘાલી બેઠી છે. આ ભયંકર જડતા નષ્ટ કરવાને માટે અખિલ હિંદુસમાજ એક બે દાહેકા સુધી ધર્મનું નામ પણ ભુલી જાય તો તેથી દુનિયા ક્યાં રંડાઈ જવાની છે?

લાખો હેંડબીલો વહેંચીને હિમાલયથી આવનારી રાધાદેવીને રાધાનાથે અગાઉથી લોકપ્રિય બનાવી દીધી. અનેક વર્તમાનપત્રોએ આ ઘોર પાખંડને સફળ બનાવવામાં પૈસાની લાલચે સહાય કરી. રાધાનાથના મંદિરમાં ભાવીક ભક્તો ને આ મહારાજના મુખ્ય ચેલકાઓએ "દેવી" શિવાય બીજી કંઈ વાત જ ન સંભળાય એવી વ્યવસ્થા કરી મુકી હતી. ચાર પાંચ દિવસમાં અંધશ્રદ્ધાળુ સમાજ દેવીનાં દર્શન કરી પાવન થવા માટે આતુર આતુર થઈ ગયો. બધા ગાંડાયેલા જેવા–ઘેલા ઘાંચીના કુટુંબના સંતાનો હોય એવા–લાગતા હતા. દરેક સ્ત્રી પુરૂષના મ્હોંપર આતુરતા, પ્રસન્નતા, આશા અને શ્રદ્ધાની છાપ હતી. કોઈને દેવીની કૃપાથી શેરબજાર કે સટ્ટાબજારમાં બે ઘડીમાં લખપતિ થઈ ગોવાગરી નાયકા નચાવવાની હોંસ હતી. કોઈ સાઠ વર્ષના બુઢ્ઢાને પરણેલી જુવાન મરજાદણ દીકરાનાં દર્શન

કરી તેને મુઆ પછી પીંડદાન મળે તેની સલામત પાળ બાંધવા માગતી હતી, ને કેટલાક નપુંપંકાને મરદાઇ પ્રાપ્ત કરી લાડીજીને રીઝવવા માટે હિમાલયની કોઇ ગેબી જડીબુટી જોઇતી હતી. જો "માતાજી" પ્રસન્ન થાય, અને પોતાના મનોરથો સિદ્ધ થાય તો સત્યનારાયણની પૂજા કરી દેવતાની મૂર્તિપર તુલસીનાં પાંદડાનો જબરજસ્ત ઢગલો કરી દશ રૂપીઆમાં રીઝી જાય એવા સત્યદેવને લાંચ આપવાની પણ ઘણા જણે વેતરણ કરી હતી. જે દેશમાં ધર્મને નામે દંભ પૂજાતો હોય ત્યાં જ આવા ચમત્કારો થઇ શકે ! અહીં મહાત્મા થવા માટે લાંબી જટા યા મુંડન અને ચટાપટાવાળાં કે ગેરૂઆ રંગનાં કપડાં ને દંડકમંડળની જ જરૂર છે. પ્રજામાં શ્રદ્ધા પાડવા જેટલા દંભ અને ચેલકા મુંડવાની કલા આવડતી હોય એટલે મહાત્માનો સિક્કો મળી ચુકયો સમજવો ! આમ હોવાથી જ આ દેશમાં બાવન લાખ આળસુ સાધુઓ અલમસ્ત થઇ ફરે છે ને ચાર કરોડ બેકુનો ભૂખે મરે છે! દંભનો ભયંકર દાવાનળ પ્રલયના અગ્નિ પેઠે ધીખી રહ્યો છે ને તેની પ્રચંડ જ્વાળથી આખો સમાજ કોઇ ને કોઇ રીતે દાઝી રહ્યો છે, પણ બધા જાણે પત્થરનાં પુતળાં હોયની, તેમ બુગખ જેવા આંખ ફાડીને જોયા કરે છે ને હિંદુસમાજને લાગેલા ક્ષયને "કર્મની ગતિ" માની આકાશ તરફ નજર કરી રહે છે ! જો પ્રજામાં જાગ્રતિ હોત, આત્મોન્નતિની ભાવના હોત, ધર્મ કર્મ સમજવાની બુદ્ધિ હોત તો આટલે ક્યારનું હિંદુસમાજનું નવું સંગઠ્ઠન થઇ ગયું હોત અને સમાજમંદિરની જર્જરિત દીવાલોનું સમારકામ થયું હોત ! આ દિવાલના કાંકરા રોજ ખરતા જાય છે તેનો પાયો ક્યારનો ઢીલો થઇ ગયો છે, તે ક્યારે તુટી પડશે તેનો નિયમ નથી; અને છતાં હિંદુઓ કહે છે કે અમારો સમાજ સનાતન છે ! એ સનાતન સમાજમાં રાધાનાથ અને લલિતાએ કેવા કેવા ચમત્કારો કરી બતાવ્યા તે આપણે હવે પછી જોઇશું.

## પ્રકરણ ૨૩ મું.

## હું દારૂ પીઉં છું.

ટ્રેનમાં બેઠા પછી જયાને ઈન્દુ સાથે દીલ ખોલીને વાત કરવાની હોંસ હતી. પોલ સમક્ષ તેણે ઈન્દુને દેવ આલેખ્યો હતો. તે પોતે ઈન્દુને પોતાની સ્વપ્નસૃષ્ટિનો પાંડવ માનતી હતી. યુધિષ્ઠીર જેવો ધર્મ, ભીમ જેવી શક્તિ, અર્જુનસમું શૌર્ય, સહદેવ જેવું જ્ઞાન અને નકુલની કલા ઈન્દુમાં મૂર્તિમંત થયલી જયા જોતી હતી. પણ હવે ઇન્દુ પ્રથમનો ઇન્દુ રહ્યો ન્હોતો. ભોગીલાલના પાશવી બલાત્કારમાંથી નાદાન ફૂલની કલિ જેવી નાનીને બચાવી લઈ, જયાના હૃદયના તાર ઝણઝણાવી નાખનાર ઇન્દુ યુવાનીમાં પ્રથમ દૃષ્ટિએ કોઈ દિવ્ય સુન્દરીના જાદુઈ આકર્ષણથી ખેંચાઈ જનાર અનનુભવી યુવાન હતો. તે વખતે તે કલ્પનાની દુનિયામાં વિહાર કરતો હતો. જયાની ઉત્તેજનાથી કુસુમને નાપસંદ લગ્નની બેડીમાંથી મુક્ત કરનાર ઇન્દુ જયાનો ભક્ત હતો. જયાને માટે સમાજનો ખૌફ વ્હોરી લઈ ભર અદાલતમાં કાન્તિલાલની સામે થનાર ઈન્દુ બહાદુર સમાજસુધારક હતો. પણ આજે—આજે તે મકરંદની પ્રતિછાયા બની ગયો હતો. એ યુવાન બંડખોર લેખક ઇન્દુને લોકો કહે છે તેમ બગાડી મૂકયો હતો. “ આપ મુઆ પીછે ડૂબ ગઈ દુનિયા ” અને “ સબ સબકી સમાલો મૈં મેરી ફોડતા હું ” એ મકરંદના નવા તત્વજ્ઞાનના જબરજસ્ત સ્તંભ હતા. મકરંદ નિરાશાવાદી હતો. તેણે હિંદુસમાજની પુનર્રચનાપરથી હાથ ધોઈ નાખ્યા હતા. આ સમાજ કૂતરાને મોતે ગુલામીમાં સડીસડીને ફના થઈ જવા માટે જ સરજાઈ છે, એમ માનીને તે પોતાની જાતના સંતોષ માટે સમાજના એકેએક નિષેધ કાર્યનો પૂજારી બન્યો હતો. જે સમાજ પોતાની સાથે સામાજિક

નિયમોથી વણાઇ ગયલી વ્યક્તિઓના સુખની દરકાર ન કરે તે સમાજનો એક પણ કાયદો માનવો તે મકરંદને મન ભયંકર ગુન્હો હતો, તે ખૂનીને માફ કરવા જેટલી ઉદારતા ધરાવતો હતો; ગમે તેવા પાપીના પાપના મૂળ તપાસી તેના પ્રત્યે દયા દર્શાવવાને તૈયાર હતો પણ જે સમાજ પોતાના નિયમોથી ગુંગળાઈ જવા છતાં તેને બદલવાની ના પાડે તેને માટે તેના દીલમાં જરાપણ દયા ન્હોતી. ઈન્દુલાલ એ મરતી સમાજને જીવાડવા તૈયાર થયો હતો. તે ઉંઘતી હિંદુ સમાજના કાનમાં ભુંગળી ફુંકતો હતો. મકરંદ ઘડીભર તેની પ્રશંસા કરી ચૂપ રહ્યો અને અંતે તે ઇન્દુલાલને મળ્યો. આ બહાદુર યુવાન સમાજના જૂલ્મ સામે ઝુઝીને અંતે નિરાશ થઇ મરી જશે અને તેના જીવનની સઘળી આશા અને તેના હૃદયના સઘળા મનોરથો તેના શબની સાથે સ્મશાનમાં બળતી ચિતામાં જ હોમાઈ જશે એ વિચાર મકરંદને અસહ્ય લાગ્યો. આથી તે ઇન્દુને મળ્યો. ઇન્દુ સમક્ષ તેણે પોતાનું નવું તત્વજ્ઞાન જુસ્સાભર્યા દીલે ખાલી કર્યું અને ઈન્દુ એ નવા પંથનો અનુયાયી થયો. પરિણામ એ આવ્યું કે આજસુધી તેણે દાબી રાખેલી સર્વ વાસનાઓ નિરંકુશ સ્વરૂપમાં ફાટી નીકળી. તેને સમાજ સામે લડવાની ધગશ રહી નહિ. સમાજ માટેની તેની લાગણી ઠંડી પડી ગઇ. સામાજિક પુનર્વિધાનના વિચારોને તેણે તિલાંજલિ આપી દીધી અને તે વિલાસનો પૂજારી બન્યો. જયાને તે હજુ પણ ચાહતો હતો. જયાને તજી દેવાની સલાહ પણ તેને મકરંદે આપી ન્હોતી. પણ જયા “પૂજ્ય દેવી” છે એ ભાવના હવે ઈન્દુમાં રહી ન્હોતી. તે જડવાદી બન્યો હતો. જડવાદી–વિજ્ઞાનશાસ્ત્રી કોઇ પણ વસ્તુને પવિત્ર ( secred ) માનતો નથી. માનસશાસ્ત્રનો વૈજ્ઞાનિક અભ્યાસી જો ‘સાક્ષાત પ્રભુ’ મળે તો તેના અણુ પરમાણુનું પ્રથક્કરણ કરવા તૈયાર થઇ જાય તેમ ઇન્દુ હવે જડવાદી બન્યો હતો. જયાને આજ સુધી તે દેવી, પ્રિયતમા, પ્રણયિની માનતો હતો. હવે જયા તેની નજરે “સ્ત્રી” જણાઇ.

પુરૂષ અને સ્ત્રીનો શારીરિક સંબંધ હવે **જયા**ને જોતાં તેના દીલમાં ખળભળાટ મચાવવા લાગ્યો. **જયા** સુંદર હતી, મોહક હતી, તેને ચાહતી હતી તેથી તે ચાહવા લાયક છે—એ શિવાય બીજાું કંઇ નહિ, એવી ઈન્દુની માન્યતા થઈ હતી.

ઉત્તર ધ્રૂવમાં આખી જીંદગી ગાળી અચાનક દક્ષિણ ધ્રૂવમાં જઇ પડનાર માણસ જેવી ઇન્દુની મનોદશા હતી. તેનો પંથ બદલાયો હતો પણ તે જાતે બદલાયો ન્હોતો. તેનું મગજ ફર્યું હતું પણ તેનો આત્મા ફર્યો ન્હોતો. એક પળે **જયા**ને જોતાં તે તેને દિવ્ય દેશની દેવાંગના સમી લાગતી. બીજી પળે તેનું મગજ તેની સામે બંડ ઉઠાવી **જયા**ને તેની માશુક બનાવી દેવા માટે બળાત્કાર કરતું. એક-વાર **જયા**ની સાથે લગ્નગ્રંથિથી જોડાઇ તે સમાજની પુનર્રચના કરવાના વિચાર કરતો, બીજી પળે સમાજના બંધનરૂપ લગ્ન હોવાથી એ સંસ્થાને નાબુદ કરી, **જયા** સાથે વગર લગ્ને સંસાર માંડી યથેચ્છ ભોગવિલાસ કરી જીવન ગાળવાની તેને લગની લાગતી. સમાજ જહન્નમની ખાડમાં જાય ! એ સમાજને ને મને શું લાગે વળગે ? મને મારી **જયા** મળી એટલે બસ ! આવા આવા વિચારો કરતો ઈન્દુ ટ્રેનમાં ચુપચુપ બેઠો હતો અને ટ્રેન ફુંફાડા મારતી, ધુમાડો કાઢતી આગળ અને આગળ ચાલી જતી હતી.

**જયા** તેને ચિંતાભરી નજરે જોઈ રહી. તે બિચારી એમ સમજી કે કદાચ તેને લીધે આવી પડનારી નવી આફતના ખ્યાલમાં ઇન્દુ ચિંતાગ્રસ્ત થયો હશે. તેના વ્હાલભર્યા હૃદયને ઈન્દુનું મૌન અસહ્ય લાગ્યું. પ્રોલ **જયા**એ જે જુવાનની પ્રશંસા કરી હતી તે આમ ચુપ કેમ બેઠો હશે એવા વિચારો કરતી ઈન્દુ તરફ કુતુહલપૂર્ણ નજરે જોઇ રહી હતી.

"ઈન્દુ ! શા વિચાર કરે છે ?" અંતે **જયા**એ પૂછ્યું.

"કંઈ નહિ." ઈન્દુએ ટુંકમાં જવાબ આપ્યો.

" કંઇ નવા સમાચાર ? હમણાં ગાંધીજી ક્યાં છે ? મહાસભાની પ્રવૃત્તિ કેમ ચાલે છે ? સમાજસુધારકો શું કરે છે ? "

" એ બધા ભાષણો આપે છે ને વર્તમાનપત્રો તે છાપે છે. " ઈન્દુ વ્યંગમાં બોલ્યો: " અને દુનિયા જેમ ચાલે છે તેમ ચાલી જાય છે. યુરોપમાં એક જણે બુઢ્ઢાઓને જુવાન બનાવવાની રસી શોધી છે ને તે માટે દર સ્ટીમરમાં હજારો વાંદરાઓની આ દેશમાંથી નિકાશ થાય છે. મને વિચાર થઇ આવે છે કે આ વાંદરાઓની નિકાશ કરનારી પેઢી ખોલી હોય તો ખૂબ લાભ થાય ! "

આવો ભયંકર વ્યંગ ! આવી ઘાતકી બેદરકારી ! અને તે જયા સાથે ! જયાના હૃદયપર વજ્રાઘાત થયો.

" ઇન્દુ ! તને શું થયુ છે ? તું આવી વાત કેમ કરે છે ? "

" જયા ! તારે સાંભળવું જ છે તો સાંભળ. હું હવે હિંદુસમાજના ઉદ્ધાર માટે મારી ટચલી આંગળી પણ ઉંચી કરવા માગતો નથી. "

" ત્યારે શું કરવા માગે છે ? "

" હું મારૂં પોતાનું જ ફોડવા માગું છું. તું ને હું જગતમાં એકલાં જ હોઇશું તો પણ જીવન જીવવા જેવું લાગશે. આપણે બે યુવાન આશાભર્યાં ઉત્સાહી જીવડાએ સમાજ બંધનોનો ભયંકર બોજો શા માટે વ્હોરી લેવો જોઇએ ? "

" કારણ કે પ્રભુએ આપણને શક્તિ આપી છે. "

" એ શક્તિનો હું દુરૂપયોગ કરવા માગતો નથી. અહિં ઘણા આવ્યા ને મરી ગયા. ઈશ્વરચંદ્ર **વિદ્યાસાગર** ગયા, **રામમોહનરાય** ગયા, **વિવેકાનંદ** ને **રામતીર્થ**ને પરદેશીઓનો આશરો લેવો પડ્યો અને આજે **ગાંધીજી** બરાડા પાડી પાડીને થાકી જાય છે પણ પણ એમનું કંઇ વળતું નથી. આવા સમાજ સાથે માથાં ફોડવામાં કંઇ સાર નથી.

"તું નિરાશ થઈ ગયો લાગે છે."

"હા, મેં સમાજમંદિર ચણવાની હોંસ છોડી દીધી છે અને તેને બદલે"–તે અચકયો.

"તેને બદલે શું?"

"હું વાસનાનો ઉપાસક બન્યો છું. જયા! તું માની શકશે કે હું દારૂ પીઉં છું?" ઇન્દુ જરાવાર વિચાર કરી જુસ્સાથી બોલી ઉઠયો.

જયા અને પોલ બન્ને ચોંકી. જયાના વદનપરથી શોક અને નિરાશાની વાદળી છવાઇને બીજી પળે અદશ્ય થઈ ગઇ. પોલ આશ્ચર્યચકિત થઇ જયા અને ઇન્દુ તરફ જોઈ રહી.

"દારૂ પીએ છે?" જયા ફાટી આંખે બોલી.

"હા, હું દારૂ પીઉં છું. હવે તું મને ધિક્કારીશ, ખરૂં ને?"

"નહિ, નહિ, તું મારી છાતીપર આવા પ્રહાર ન કર. ઇન્દુ, તું જાણે છે કે હું જન્મની દુ:ખીઆરી છું. મારો એક માત્ર આધાર–મારા જીવનની એક માત્ર જ્યોતિ–મારા જીવનમાર્ગનો એક માત્ર ભોમિયો તું જ છે. શા માટે મારી આવી ક્રર કસોટી કરે છે?"

"કસોટી? શાની કસોટી? જયા? હું ખરેખર શરાબ પીઉં છું ને શરાબની મસ્તીમાં બધી ચિંતાઓ ભૂલી જાઉં છું. એ દીલહારક મસ્તી વખતે સ્મરણ રહે છે ફક્ત તારૂં અને પ્યાલાનું! હું ઉમ્મર ખય્યામ, શેલી અને કલાપીનું જીવતર જીવી રહ્યો છું."

"એટલે સુરીવાદી થયો–"

"વહેવારૂ સુરીવાદી–સ્થૂલ, જડ સુરીવાદી! સુક્ષ્મ સુરીવાદી નહિ. કોઇ ન જણાતા પ્રભુને માશુક માનીને તેના વાળની અદ્રશ્ય લટોપર કાવ્યો રચીને હું મારૂં જીવતર વેડરી નાંખવા માગતો નથી. હું તો તને–મારી નજર સામે બેઠેલી પ્રત્યક્ષ માશુકને–પ્રભુ ગણી જીવનના લહાવા લુંટવા માગું છું."

"તેથી શરાબી થવાની શી જરૂર? શરાબ મનુષ્યની બુદ્ધિ બગાડી નાંખે છે."

"એ બધી વાત જૂઠી છે! યૂરોપના કરોડો માણસો શરાબ પીએ છે, છતાં તેઓ પ્રતિભાશાળી અને આબરૂદાર રહી શકે છે !"

"શરાબ નિંદ્ય છે. બૂરી ચીજ છે. તે માણસનું ભાન ભૂલાવી તેને જાનવર બનાવે છે."

"તે હશે. મને હજુ એવો અનુભવ થયો નથી. જ્યારે એવો અનુભવ થશે ત્યારે હું પ્યાલી તોડીને ફેંકી દઇશ."

"પણ જાણી જોઇને એ કેફ વ્હોરવાની કંઇ જરૂર ?"

"શું કેફ ખરાબ છે ?"

"હાસ્તો ! દારૂ પીવો એ મોટામાં મોટો દુર્ગુણ છે."

"એમ કહે કે દારૂ પીવો એ હિંદુઓમાં ઓછા માણસોનો શોખ છે. એ શોખ જ્યારે વધારે માણસોને લાગશે ત્યારે ગાંજો, ચરસ, ભાંગ અને અફીણની પેઠે શરાબ પણ ખાનદાનોની પ્રિય વસ્તુ થઈ પડશે. જો, જયા ! તું જ મને કહે. દુર્ગુણ એટલે શું ? જે કામ ઘણા માણસો નથી કરતા તેનું નામ દુર્ગુણ, એટલું જ ને ? થોડા માણસોનો શોખ દાબી દેવાનો જનસમુદની બહુમતિને કશો હક નથી." ઈન્દુ હવે મકરંદને મ્હોડે બોલતો થયો હતો.

"તારી દલીલ ઉંધી છે. આ હકનો સવાલ નથી."

"વારૂ લોકો ભાંગ, ગાંજો વગેરે પીએ છે તેમને કેમ હિંદુઓ નાતબ્હાર કરતા નથી અને દારૂ પીનારપર શામાટે ધાડ લાવે છે ? જો કેફ બુરી ચીજ હોય તો બધી કેફ બૂરી હોવી જોઇએ."

"હિંદુઓ શું કરે છે તેની સાથે આપણને સંબંધ નથી. તું જે કરે છે તે ખોટું છે એમ હું કહું છું."

"તો તું મને સુધારજે." ઇન્દુ હસ્યો. જયાએ એક નિસાસો નાખ્યો. તેને લાગ્યું કે ઈન્દુ નિરાશાથી આ ખરાબ આદતમાં ફસી પડ્યો હશે ! દીન નયને તે ઇન્દુ તરફ જોઇ રહી.

"તું એવી ગંભીર ન થઇ જા !" ઈન્દુએ કહ્યું: "તું ના કહેશે તો હું એક ટીપું પણ નહિ પીઉં ! પછી કંઇ છે ?"

જયા ફીકકું હસી. પોલ આ ધૂની યુગલને જોતી ચુપચુપ બેસી રહી.

## પ્રકરણ ૨૪ મું.

## લલિતા અને રાધાનાથ.

સાંજનો સમય હતો. સૂર્યાસ્ત થઇ ગયો હતો પણ હજુ ક્ષિતિજ-પરથી સંધ્યાની મોહક લાલી નષ્ટ થઈ ન્હોતી. જાણે કોઇ-કલાકાર રમણીએ આકાશમાં રંગબેરંગી સાથીઆ પૂર્યાં હોયની એવાં રમણિય ચિત્રો ક્ષિતિજપર દ્રષ્ટિગોચર થતાં હતાં. મંદમંદ શીતલ પવનની લહરીઓ કોઇ મુગ્ધાના વસ્ત્રો સાથે મસ્તી કરી તેને શરમાવી નાંખતી હતી અને યુવતીઓના હૃદયમાં સોંસરી પેસી જઇ રોમાંચ ખડાં કરતી હતી. સૃષ્ટિ જાણે મસ્ત બની નાચતી હોય અને જગતને નચાવતી હોય એવો મનોહર દેખાવ હતો.

અમદાવાદમાં એલીસબ્રીજથી થોડે દુર એક ભવ્ય બંગલો હતો. બંગલાની આસપાસ વિશાળ કંપાઉન્ડ હતો, અને તેમાં સુંદર બગીચો બનાવવામાં આવ્યો હતો. બંગલો મધ્યમાં હતો. વરંડાની સામે એક ફુવારો હતો, અને ફુવારાની જળધારા ઉંચે ઉડી રહી હતી. બાગ-માંનાં વિધવિધ ફુલોની સુગંધથી વાતાવરણ બ્હેકી રહ્યું હતું. બટ-મોગરાની સુવાસ આખાય ભવનમાં મઘમઘાટ કરી રહી હતી.

આ સમયે રાધાનાથ બંગલાની અગાશીપર એક મુલાયમ ગાદી-પર તકીએ અઢેલી પડયો હતો. તેનાથી એકાદ ફૂટને અંતરે લલિતા બેઠી હતી. બન્નેનાં વદન પ્રસન્ન હતાં, ઉભય આનંદમાં મસ્ત બની બેઠાં હતાં. રાધાનાથની યોજના સફળ થવાની તેને ઘડી ઘડીએ ખબર મળતી જતી હતી, તેથી તેના આનંદનો પાર રહ્યો નહોતો. દુનિયામાં તેણે રાજા બનાવનારા પ્રધાનોની વાત સાંભળી હતી, નમાલા માણસોને પૈસાને લોભે દેશના નેતા બનાવી દેતા વર્તમાનપત્રો પણ તેણે નજરે જોયાં હતાં. પૈસાના પ્રતાપે અક્કલના ઓથમીરો વિદ્વદ્રત્ન બની શકતા હતા. પણ આજ સુધી કોઇએ એક અઠવાડિયામાં એક તુચ્છ

વેશ્યાને જગદંબા કરી બતાવવાનો ચમત્કાર કરી બતાવ્યો નહોતો. આ અકલ્પ્ય અને અસામાન્ય પરાક્રમ તે અનાયાસે નજીવી મહેનતે પાર પાડી શકશે એ ખ્યાલથી રાધાનાથનું હૃદય પુલકિત થઇ ગયું હતું.

તેની સામે એક સુંદર કાચની પ્યાલી પડી હતી અને લલિતાની બાજુમાં એક શીશો પડયો હતો. થોડેક દુર એક નાના સ્ટુલપર સોડાની બાટલીઓ હતી અને રાધાનાથની નજર સામે ચાંદીની રકાબીમાં પાનની પટ્ટીઓ તથા મીસરી સીગરેટસ્ પડી હતી.

'બસ, હવે કંઇ ચિંતા નથી. વ્હાલી! તારાપરનો મારો પ્રેમ હું એવી રીતે પુરવાર કરવા માગું છું કે જેમ કોઇ આશકે કદિ પણ કર્યું નહિ હોય.' રાધાનાથ મલકાતો મલકાતો બોલ્યો: 'હું તને છડે-ચોક મારી માશુક બનાવીશ એટલું જ નહિ પણ બધા વૈષ્ણવો પાસે તારી પૂજા કરાવીશ.'

'વ્હાલા!' રાધાનાથની પ્યાલી ભરતી લલિતા મુલાયમ સ્વરે વ્હાલથી બોલી: 'મને મારી પૂજાય નથી જોઇતી ને રાજ્યવૈભવે નથી જોઇતો. મારે તો તમારી મીઠી નજર જોઇએ છે. તમે મને ગંગા-ડોશીના નર્કભવનમાંથી મુક્ત કરી, એ ઉપકાર હું જીવનભર ભૂલી શકીશ નહિ. મારી ચામડીમાંથી તમારી જુતી સીવડાવું તો પણ તમારો ઉપકાર વળે એમ નથી. તમે એક પતિતાનો ઉદ્ધાર કર્યો—એક મરી જતી સ્ત્રીને તમે બચાવી—'

"બસ! બસ! લલી! હવે એ ગઇગુજરી યાદ ન કર. મારો ઉપકાર માનવાની કાંઇ જરૂર નથી, હું તારાપર એવો પાગલ થયો છું, તારૂં મનમોહક સૌંદર્ય મને એવો મુગ્ધ કરી નાખે છે કે તારે માટે હું જાન કુરબાન કરવા તૈયાર છું. હું તારે માટે હમણાં શું કરી રહ્યો છું તે તું જાણે છે?"

"નહિ, મને ખ્યાલ પણ નથી આવતો કે તમે શું કરો છો. ઘડીએ ઘડીએ તાર આવે છે ને જાય છે! કલાકે કલાકે તમે મુંબઈ ટેલીફોન કરો છો. એ બધી શાની ધમાલ છે?"

"તને દેવી બનાવવાની—" રાધાનાથ ખડખડ હસી પડયો.

"દેવી! હું દેવી બનીશ?" લલિતાની અજાયબીનો પાર રહ્યો નહિ. તે ચકિતનયને રાધાનાથ તરફ જોઇ રહી.

"હા, તું દેવી થશે અને જેઓ તારા સ્પર્શમાત્રથી અભડાઇ જવાનો દંભ કરતા હતા તેઓ તારા પગ ચાટશે." રાધાનાથ બોલ્યો.

"કેવી રીતે?" હજુ લલિતા આ વાત માની શકી નહિ. તે વેશ્યાના જીવનના વિધવિધ રંગોથી રંગાઇ હતી. તેણે અનેક જાતના પુરૂષોને નચાવ્યા હતા, પણ રાધાનાથની યોજના એવી ગૂઢ હતી કે તેનો તાગ તે કાઢી શકી નહિ. "હવે મને સ્પષ્ટ સમજાવોને! મારાથી વધુવાર ટળવળાતું નથી." તે લાડ કરતી બોલી. તેના રણકતા અવાજમાં ભારોભાર મસ્તી ભરી હતી.

"જો સાંભળ! મારા કેટલાક વિશ્વાસુ માણસો છે. તેઓદ્વારા મેં એવી વાત આખા મુંબઇ શહેરમાં ફેલાવી છે કે હિમાલયથી એક તેજસ્વી દેવી સાઠ સાઠ વર્ષ સુધી તપશ્ચર્યા કરી મુંબઇની પ્રજાને પાવન કરવા પધારનાર છે અને તેને લેવાને હું પ્રયાગ ગયો હતો. જો, આ વર્તમાનપત્રો જો! એમાં રાધાદેવીના આગમનની ખબરો આવવા લાગી છે. એ લોકો અનેક અતિશયોક્તિભર્યા લેખો લખીને તને સાક્ષાત્ જગદંબાનો અવતાર બનાવી દેવાની કલામાં પારંગત છે. મારા શાસ્ત્રીઓ ક્યારના આપણા મંદિરમાં મળતાં વૈષ્ણવો અને વૈષ્ણવડીઓને દેવીના પ્રતાપ અને દેવીની દિવ્યજ્યોતિની રસભરી વાતો કરી ગાંડાંઘેલાં કરી નાખવાનો ધંધો લઇ બેઠા હશે અને આવતે રવિવારે આપણે મુંબઇ જઇશું ત્યારે તારા સ્વાગત માટે કોલાબાના સ્ટેશનપર હજારો મૂર્ખાઓ ભેગા થશે."

"પણ તેથી તો હું ગભરાઇ જઇશ! કોઇ મને ઓળખી કાઢશે તો?" લલિતા આ ભયંકર યોજના સાંભળી ડરી ગઇ.

"તે માટે જ હું તને ભણાવવા માગું છું. જો, ખાંડણીઆ નીચે માથું મૂક્યા પછી ધબકારાથી ડરવાનું નથી. હું પાસા નાંખી ચૂક્યો છું હવે બાજી તારે સંભાળવાની છે. તારે લેશમાત્ર ડરવાની

જરૂર નથી. મેં પાણી પહેલાં પાળ બાંધવા માટે અગાઉથી જ પ્રજાને એવી મંત્રમુગ્ધ કરી દીધી છે કે કોઇ તને ઓળખી કાઢશે તો પણ તેની વાત કોઇ માનવાનું નથી. ઉલટું તેને દેવીદ્રોહી શયતાન ગણી પત્થરે પત્થરે ધર્માંધ લોકો પૂરો કરી નાખશે. તારે ફક્ત એક જ કામ કરવાનું છે." રાધાનાથે લલિતાને દેવી થવાના પાઠ ભણાવવા માંડ્યા.

"શું ?" લલિતાનો અવાજ ધ્રુજ્યો.

"તારે હાસ્યગંભીર મુખ રાખી તને નમતા મનુષ્યોને હાથ ઉંચા કરી, આશિષ આપવાનો દેખાવ કરવો. છેક નજીક આવી શકે એવા શ્રીમંત અને અધિકારી ભક્ત સાથે જરા મોહક હાસ્ય કરવું."

"પણ દેવી તો સિદ્ધીવાળી હોય. લોકો મારી પાસેથી સિદ્ધી અને કિમિયા માગશે તો ?"

"અરે ગાંડી ! મારી વાત તો સાંભળી લે. કોઇ તારી પાસે કિમિયા માગવા આવવાનું નથી અને આવે તો શું કરવું તે હું તને હમણાં જ કહી દઉં છું."

લલિતા બાહોશ જાદુગરથી વધુને વધુ અજાબ થવા લાગી.

"લલિ ! તારી પાસે કોઈપણ સિદ્ધીની કે મનોવાંછના સફળ કરવાની યાચના કરે તો તારે સ્પષ્ટ કહી દેવું કે 'ભક્તજન ! હું તો પામર પ્રાણી છું. સિદ્ધી 'શ્રી કૃષ્ણચંદ્ર' પાસે માગો. તેમની કૃપાથી જ મ્હોં માગ્યા મેઘ વરસે છે. પામર થવાની પણ કલા હોય છે હો ! જેને લોકો દેવી યા મહાત્મા માનતા હોય તે માણસ જો જાતે પોતાને પામર પ્રાણી કહે તો તેની મહત્તા વધી જાય છે અને ગાંડા લોકો સાચે જ તેને નિરભિમાની દૈવીઆત્મા માની લે છે. તું જેમ જેમ તારી જાતને પામર કહેતી જશે તેમ તેમ તે લોકો તારી પાછળ વધુ પાગલ થશે."

"તમે લોકોની નસેનસ જાણતા લાગો છો."

"હા; આ દેશની પ્રજાને ભમાવવી અને તેને મરજી માફક

નચાવવી તે મારે માટે બચ્ચાની રમત છે, હું તને એની એક વાત કહું: મારી પાસે દશેક વર્ષ પહેલાં એક કંગાળ બ્રાહ્મણ આવતો હતો. તે મારા વિલાસની તૃપ્તિમાં મને અનેક જાતની સહાય કરતો હતો તેથી એક દિવસ હું તેનાપર પ્રસન્ન થઇ ગયો.'

"અને એ બિચારાનું દળદર ફેડી નાખ્યું?" લલિતા વચ્ચે બોલી.

"નહિ; મારી તીજોરીમાંથી મેં તેને એક પાઇ પણ આપી ન્હોતી. પણ મેં તેને શ્રીમંત થવાનો કિમિયો બતાવ્યો હતો." રાધાનાથે પોતાના આગલા પરાક્રમની સ્મૃતિ કરાવી.

"શ્રીમંત થવાનો કિમિયો?"

"હા, મેં તેને કહ્યું કે ચટાપટાવાળાં રંગબેરંગી કપડાં પહેર, ચોપાટીપર અડ્ડો જમાવી બેસ અને જાણે ગાંડો મસ્ત સાધુ હોય તેવો ડોળ કરી બધાને 'બચ્ચા! ઇધર આ' કહી હુકમ કરીને બોલાવ. તેમની આગળ ગાંડી ઘેલી વાત કર અને પછી જાણે અચાનક સમાધિમાં લીન થઇ ગયો હોય તેમ ચૂપ થઇ જા. લલિ! તું માનશે? ખરેખર, એ માણસે મારી સલાહ માની. તે ચોપાટીનો બાવો બની બેઠો. આઠ દશ દિવસ ગયા પછી મારી સલાહથી તે ગાંજાની ચલમમાં ગીની છૂપાવી ગયો. લોકોનું ટોળું મળતાં તેણે એક ભક્તપર પ્રસન્ન થઇ જઇ કહ્યું: 'બચ્ચા! તું મારી ઘણી સેવા કરે છે. તારાપર હું પ્રસન્ન થયો છું. લાવ, એક પૈસો લાવ! પેલા માણસે પૈસો આપ્યો. બાવાએ તે ચલમમાં નાંખી બે દમ ખેંચ્યા અને ચાલાકીથી ગીની કાઢી પેલાને આપી દીધી. બસ, ખલાસ! તે દિવસથી તે સોનું બનાવવાની જડીબુટ્ટીવાળો બની બેઠો અને કોઇવાર સાધુ મહારાજ પ્રસન્ન થશે તો તાંબાના મોટા મોટા ઘડા સોનાના બનાવી આપશે એવી લોભી વૃત્તિથી તેને ભોળા લોકો પોતાને ત્યાં અમનચમનમાં રાખવા લાગ્યા. વખત જતાં તેની આબરૂનો ડંકો વાલકેશ્વરપર વાગી ગયો અને તે લખપતિઓના બંગલાનો

નિવાસી બન્યો. ત્યાં એક ભાટીયાણી તેનાપર આશક પડી ને પછી રાજેશ્રી લાખેક રૂપિયાના દાગીના અને એ જુવાન ભાટીયાણીને લઇને રંગુન ઉપડી ગયા.” રાધાનાથે વાત પૂરી કરી અને તે ખડખડ હસી પડ્યો.

“ તે પકડાયો નહિ ?” લલિતાએ ગંભીરતાથી પૂછ્યું.

“ પકડાય શામાટે ? લાખ રૂપિયા જેની પાસે હોય તેને પોલિસનો હાથ પણ અડી શકતો નથી.”

“ એ તો લુચ્ચાઈ કહેવાય.”

“ ને દુનિયા લુચ્ચાઈથી નથી ચાલતી તો શાથી ચાલે છે ? દંભ, ચાલાકી, દગો, અને બુદ્ધિ એ ચાર વસ્તુઓ જ જગતની દોરી ખેંચે છે.” રાધાનાથે સગર્વ મુછ મરડીઃ “ જો હું તારાપર ખરા દયાભાવથી પ્રેરાઇને મારા મંદિરમાં લઈ જાત અને પતીત વેશ્યાનો ઉદ્ધાર કરવા માટે કોઇપણ વૈષ્ણવને વિનંતિ કરત તો મારૂં કોઈ માનવાનું હતું ? ઉલટું મહારાજની દાનત વેશ્યાપર બગડી છે એમ ગણીને લોકો ભાગી જાત. હવે હું તને દેવી રૂપે મુંબઇ લઇ જઈશ ત્યારે એ જ લોકો તારા ચરણ ચૂમવા આવશે. હવે આડી વાત જવા દે. બોલ, મેં કહ્યું તેમ તું દેવીનો પાર્ટ ભજવી શકીશ ને ?”

“ હા.” લલિતા હિમ્મતથી બોલી.

“ હજુ ત્રણ ચાર દિવસ બાકી છે. તેટલામાં હું તને કેવા ભાવ કઈ વખતે બતાવવા તે શીખવી દઇશ.”

“ તેની તમે ચિંતા ન કરો. હું પણ જોગમાયા છું. હું તમને પૂરેપૂરો સંતોષ આપીશ.”

“ શાબાશ વ્હાલી ! આજે મને લાગે છે કે હું ગમે તેવી પ્રપંચી શેતરંજ ખેલતો હોઉં છતાં એક પતીત જીવનો ઉદ્ધાર કરૂં છું. મેં આ જીવનમાં ઘણી બદફેલી કરી છે. પણ તારે માટે હું જે કામ કરૂં છું તે સત્કર્મ છે એમ મારો આત્મા કહે છે.’

“ સત્કર્મ હો કે બદકર્મ; પણ તમે મારે મન તો પરમાત્મા જેવા જ થયા છો.”

"એ ખરું સત્કર્મ છે લલિ! હું બદમાસ છું, ઐયાશી અને વિલાસી છું. પણ તું જ વિચાર કર. મારા જેવા ધર્મગુરુઓને વિલાસી બનાવનાર અંધશ્રદ્ધાળુ સમાજ નથી? તેઓ અમને નકામા સોના રૂપાથી મઢી નાખે છે, પ્રભુને નામે અમારે ત્યાં વિલાસની વિપુલતા કરી દે છે અને રોજ આરામ અને વિલાસમાં રહેનાર પુરુષ સ્વચ્છંદી બને તેમાં નવાઈ શી? ધર્મગુરુઓને વળી વિલાસ શા? તેમને ગાડી વાડી ને લાડીના વૈભવ શામાટે? મને મહારાજ બનાવનાર બ્રહ્માનો હું ઉપકાર માનું છું, પણ જ્યારે હું એકલો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે આપણા ધર્મમંદિરોમાં અત્યાચાર અને અનીતિ ઉત્પન્ન કરવા માટે હિંદુસમાજ જ જવાબદાર છે. તેમને વગર મહેનતે મોક્ષ જોઈએ છે અને અમે બહુમૂલી ભેટ લઈને તેમને સ્વર્ગ મળશે એવી મોહક ખાત્રી આપીએ છીએ એટલે આ લોભી વૃત્તિની સમાજ સ્વર્ગ અને મુક્તિ ખરીદવા માટે અમને તાગડધીન્ના કરવા દે છે! જો સમાજ સાવધાન અને જાગ્રત હોય, જો સ્ત્રીસમાજમાં સંસ્કાર અને શિક્ષણ હોય, જો સમાજના નેતાઓમાં પ્રમાણિક સેવાભાવના હોય તો કોઈ મહારાજની મજાલ છે કે કોઈ વૈષ્ણવની સ્ત્રીપર બદનજર કરી શકે? કમનસિબી એ છે કે કેટલાક વૈષ્ણવો તો તેમની સ્ત્રીઓ અમારી પાસે પતીત થાય તેમાં પુણ્ય સમજે છે. આવા ક્લિષ્ટ વાતાવરણમાં હરદમ રહેવાથી અમે બગડી જઈએ એમાં આશ્ચર્ય શું છે? અમે પણ મનુષ્યો છીએ. અમે પણ બીજાઓના જેવા જ કાળા માથાના માનવીઓ છીએ. અમારામાં બીજા પુરૂષોની પેઠે જ વાસનાનો અગ્નિ ધીખી રહ્યો છે. સમાજ જાતે અમારા વાસનાના અગ્નિકુંડમાં ઘી હોમી તેમાં ભડકા કરે છે ને જ્યારે એ આગથી દાઝે ત્યારે અમને દોષ દે છે."

"એનો ઉપાય?"

"એ ઉપાય શોધવાની મને દરકાર નથી. હું વિલાસનો પૂજારી છું ને રહીશ. ચાલ, હવે એ ટાયલું જવા દે. પ્યાલી ભર."

લલિતાએ હસીને પ્યાલી ભરી આપી ને રાધાનાથ પ્રસન્ન ચિત્તે તે ગટગટાવી ગયો.

## પ્રકરણ ૨૫ મું.

## હિમાલયની દેવી.

અંતે દેવી રાધાની પધરામણીનો દિવસ આવી લાગ્યો. ૭ સાત દિવસમાં મુંબઈનાં સનાતની વર્તમાનપત્રો અને રાધાનાથના ચેલાઓએ મુંબઈને હિમાલયની દેવીને નામે ઉંચું નીચું કરી નાંખ્યું હતું. આખો હિંદુસમાજ દેવીના દર્શન માટે તલસી રહ્યો હતો. એટલું જ નહિ પણ જેની પધરામણીનાં વાજાં સાત સાત દિવસ ચાલુ વાગ્યા કરતાં હતાં તે દેવી હિમાલયના ક્યા શિખરપરથી ઉતરી આવી છે તે જાણવાને મુસલમાનો, પારસીઓ અને અંગ્રેજો પણ કંઈક આતુર બન્યા હતા.

સ્હવારે અગિયાર વાગે પંજાબમેલમાં દેવી પધારવાની હતી. દેવીને લેવાને રાધાનાથ અગાઉથી પ્રયાગ ગયા છે અને તેઓશ્રી આ પતિતપાવની જગદંબા સાથે આજે પધારનાર છે એ વાત ભક્તજનોમાં ક્યારની પ્રસરી ગઈ હતી. કોલાબાના સ્ટેશનપર સ્હવારે ૭ વાગ્યાથી લોકોનાં ટોળાં ભેગાં થવા માંડયાં હતાં અને સ્ટેશનના પ્લેટફોર્મપર તથા સ્ટેશનની બ્હાર દશ વાગ્યામાં એવો પ્રચંડ જનસમૂહ ભેગો થયો હતો કે ન પૂછો વાત! ગાંધીજી જેવા દેશનાયક કે મહાસભાના પ્રમુખના સ્વાગત માટે લોકોનાં આટલાં ધાડેધાડાં નહિ આવ્યાં હોય! દેવી! દેવી! દેવી! જય! જગદંબાકી જય! માતા ભવાનીકી જય! દેવી રાધાની જય! આવા જયજયકાર પળે પળે થતા જતા હતા અને જાણે ભયંકર મચ્છીબજાર ભેગું થયું હોય એવો ભાસ થતો હતો.

દેવીનું સ્ટેશનપર સ્વાગત કરી તેને સરઘસ રૂપે રાધાનાથના મંદિરમાં લઈ જવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. સ્ટેશનપર અનેક ભગવાં વસ્ત્રધારી સ્વયંસેવકો શાંતિ જાળવવાને લશ્કરી દમામથી ઉભા

હતા. પણ આ સ્વયંસેવકો શાંતિ જાળવવાને બદલે ઉલટી અશાંતિ વધારી મૂકતા હતા. તેમનામાં વિવેક કે સમયસૂચકતાનો જ દુકાળ હતો. હજારો માણસોના ટોળામાં વિધવિધ સ્વભાવના મનુષ્યો હોય છે. તેમને શાંત રાખી વ્યવસ્થા જાળવવા માટે અત્યંત સહનશીલતા, વિવેક અને સમયસૂચકતા જરૂરી છે. આ સ્વયંસેવકો તો યુનિફોર્મ પહેરીને બડા લાટસાહેબ બની ગયા હતા. તેમને લોકોની સેવા કરવાની કે વ્યવસ્થા જાળવવાની દરકાર હતી તેના કરતાં રૂઆબ બતાવવાની વધારે કાળજી હતી. તેઓ ગમે તેવા માણસનું અપમાન કરતા. પોતાના માનીતા મિત્રોને આગળ આવવા દેતા અને જ્યારે અપમાનિત માણસ સામો થતો ત્યારે તેને સતાવવા માટે જ હાથમાં હાથ મીલાવી સાંકળ જેવા થઈ જઈને ટોળાંને પાછળ હડાવવાની કોશેષ કરતા. રેલ્વે કંપનીને પ્લેટફોર્મ પાસમાંથી ઘી કેળાં થયાં હતાં. એટલે રેલ્વેના સત્તાવાળાઓએ સ્ટેશનનો કબજો આ ચડેજાઓ—બડેજાઓ સ્વયંસેવકોને સોંપી દીધો હતો અને તેથી તેઓ પ્લેટફોર્મ પર બે ઘડીના બાદશાહ બની બેઠા હતા. તેમનો કેપ્ટન વાંકી લશ્કરી ટોપી પહેરીને ઢેડ અંગ્રેજી ભાષામાં લશ્કરી હુકમો છોડતો હતો અને સ્ત્રીઓ માટે રાખેલી ખાસ અલાયદી જગ્યાએ વારંવાર જઈને સુંદર અને યુવાન રમણીઓના ડાચાં ટીકવામાં મોટી સમાજસેવા માનતો હતો. સુંદરીઓના દળનું રક્ષણ કરવાને માટે તેમની સામે સ્વયંસેવકોની એક ટુકડી સફ સમારીને ઉભી હતી. એ બધાય જુવાનોએ વાંકડી ટોપી, વાંકી સેંથી આબાદ દેખાય એવી રીતે મૂકી હતી અને તેમની સ્ત્રીઓ તરફ પીઠ હોવા છતાં વારંવાર તેઓ પાછા ફરીને સુંદર લલનાઓને જોતા—હસતા—અને અનેક જાતના અસભ્ય ચેનચાળા કરી માંહોમાંહે રમણીઓની સુંદરતા વિષે ચર્ચા કરતા હતા.

લોકોના ટોળાંમાં વિચિત્ર પુતળાંઓ ભેગાં થયાં હતાં. પ્રથમ અમે સુંદરીસંઘનું અવલોકન કરીશું. સ્ત્રીસમાજમાં સાઠથી સીતેર વર્ષની અનેક વાણીયણો અને ભાટીયાણીઓ સદેહ સ્વર્ગે જવાના

પરવાના મેળવવા માટે સ્ટેશનપર દોડી આવી હતી. અને

" આજ મારે સોનાનો સુરજ ઉગીઓરે "

એ ભજન કર્કશ સ્વરે ગાઈ રહી હતી. કેટલીકો પાસે દુર્બીનો હતાં અને તે આંખપર લગાવી થોડીવારમાં માતાના સ્પર્શથી પાવન થનારી ભૂમિનું તેઓ અવલોકન કરતી હતી. અંધશ્રદ્ધા શિવાય આ બાઇઓના દીલમાં બીજી કોઇ પણ ભાવના ન્હોતી. તેમની પ્રમાણિક માન્યતા દેવીના દર્શનથી પાવન થઇ જવાની હતી. યુવાન રમણીઓ બની ઠનીને આવી હતી. તેઓમાં કેટલીક મરજાદણો હતી પણ આજે તેમની " મરજાદ " નાસી ગઈ હતી. " તીરથના ધામમાં સ્પર્શ્યાસ્પર્શ્ય શું ? આતો ગંગાનો પ્રવાહ ! " એમ માનીને એ મરજાદણો સામે ઉભેલા વોલંટીયરો સામે જોઇ અંગમરોડ કરતી મનમાં કંઇ ગીત લલકારી રહી હતી. કેટલીક સર્વાંગસુંદર રમણીઓ સૌન્દર્યના તાનમાં હતી. આવી સ્ત્રીઓ વારંવાર એકબીજાનાં કપડાં અને અલંકારો સામે જોતી અને કોની સાડી કેટલી સુંદર છે, કોની ચોળીની ભાત સારી છે, કોણે મોહક અલંકારોથી દેહ જડી લીધો છે તેની સરખામણી કરી બળી મરતી, અથવા જો પોતે શાહજાદી જેવા વસ્ત્રાલંકારો પહેરી આવી હોય તો ફુલાઇ મરતી. " આજે **શ્રી અંગ**ની સાથે શ્રી **લક્ષ્મીજી**નાં દર્શન કરી જીવનનો લહાવો લેવાની " તેમને હોંસ હતી. કદાચ **રાધાદેવી** રીઝી જાય અને તેમના નપુંસક પતિઓને પુરૂષત્વનું દાન દઇ દે તો વાંઝીયામ્હેણું ટળે ને ભવની ભાવટ ભાગે એવી કેટલીક વાંઝણીઓની આશા હતી.

પુરૂષસમૂહમાં યુવાનવર્ગ સ્ત્રીઓને જોવા માટે જ આગળ ને આગળ વધવાની કોશેષ કરી ભીડ અને ભચડાકચડીની ભયંકરતા વધારી મેલતો હતો. સેંકડે નવ્વાણું જુવાનો અહીં સ્ત્રીઓનાં ડાચાં જોવા આવ્યા હતા. તેમને દેવીની ઝાઝી દરકાર ન્હોતી, છતાં શ્રદ્ધા અને ધર્મનિષ્ઠતા બતાવવા માટે આ તોફાની વર્ગ વારંવાર ' **દેવી**

રાધાની જય ' પોકરાવતો ભયંકર કોલાહલ કરી રહ્યો હતો. કેટલાક ઓલીયા અને લોકો જેને પોણુઆડ કહે છે એવા પુરૂષો પ્રસંગ કે સમયનું ભાન રાખ્યા વિના જે યાદ આવે તે ભજન લલકારતા હતા. કોઇ " શાણી સજની તું ક્યાં રમી આવી રજની " તો કોઇને " જાગને જાદવા કૃષ્ણ ગોવાળીયા " ની ધૂન લાગી હતી. સ્ટેશનની બહાર ઉભા રહેલા કુતુહલ જોનારાઓ વિધવિધ ચર્ચા કરી રહ્યા હતા. ' આજે શું છે ? ' ' કોઇ હિંદુઓનો મહારાજ આવવા-નોચ કે સું ? ' ' અમે બનીયા ? યે કયા ધમાલ હૈ ! ' ' આ દેવી વળી કયાંથી ફુટી નીકળી ? ' ' પેલી નવસારીના દુબ-રાઓને દારૂ તાડી પીવાની મનાઇ કરતી હતી તે આય જ દેવી હોસે ! " વિગેરે પુષ્પાંજલી અપાતી હતી. છાપાના રિપોર્ટરો અહિંથી તહિં દોડીને " નવા સમાચાર " મેળવવાનાં વલખાં મારતા હતા. બે ત્રણ પત્રોએ પોતાના ફોટોગ્રાફરોને મોકલ્યા હતા. તેઓ ગીરદી ભેદી પ્લેટ-ફોર્મપર જવાને ફાંફાં મારતા હતા અને કેમેરાના ચુરા ન થઇ જાય તેની સંભાળ રાખતા ' ભાઇ, જરા ખસજો. છાપાવાળા છીએ, ફોટો લેવો છે" કરતા ધીમે ધીમે રસ્તો કાપતા હતા.

અંતે અગિયાર વાગ્યા. સ્ટેશનપર ઘંટડી વાગી. પંજાબમેલ ફુંફારા મારતો આવતો જણાયો અને લોકો ઉંચા નીચા થઇ જોવા લાગ્યા. આખરે પંજાબમેલ સ્ટેશનપર આવ્યો અને ઉભો રહ્યો. એ જ પળે " દેવી રાધાકી જય " " રાધાનાથ મહારાજકી જય ! " ' જય જગદંબાકી જય ' થી ગગનમંડળ ગાજી ઉઠ્યું. પાંચ મિનિટે જેમ તેમ શાંતી પ્રસરી. રાધાનાથના શિષ્યમંડળે દેવીને ફુલના હાર પહે-રાવ્યા અને લલિતાનું ગળું હારોથી ભરાઇ ગયું. જાણે તેને ફુલમાં દાટી દીધી હોયની તેમ ! રાધાનાથે તેને આબાદ પઢાવી રાખી હતી. તે જાણે સર્વ તરફ અમીનજર ફેંકતી હોય તેમ બન્ને હાથે બધાને આશિષ આપતી પ્લેટફોર્મની બહાર નીકળી. જનસમુહ તેને જોઇ ચકિત થઈ ગયો. તેની જુવાની પુરબહારમાં ખીલી હતી. ગાલોપર

મોહક રાતી સુરખી હતી. આંખો કાળી, તેજસ્વી અને મદીલી હતી. સો વર્ષની સ્ત્રી આટલી યુવાન જોઇને બધા ચકિત થઇ ગયા.

“એ તો તપનાં ફળ, બ્હેન !” સ્ત્રીઓએ અને શ્રદ્ધાળુ પુરૂષોએ આ વાક્ય ઉચ્ચારી લલિતાના યૌવનનો ભેદ શોધી કાઢયો. ગૌરવભર્યાં, ધીમાં ડગલાં ભરતી લલિતા બ્હાર નીકળી મોટરમાં બેઠી. તેની સાથે રાધાનાથ બેઠો. પાછલી મોટરોમાં રાધાનાથના શિષ્યો અને શ્રીમંત ભક્તો ગોઠવાયા. મોટરોની પાછળ અને આસપાસ લોકોનું ટોળું ગોઠવાઇ ગયું. સૌથી મોખરે ભગવો ઝુંડો લઈ વોલંટીઅરો ચાલવા લાગ્યા. તેમની પાછળ બેન્ડ વાગતું હતું અને તે પછી દેવીની મોટર હતી. આખે રસ્તે દેવીનો જયજયકાર પોકારતું આ સરઘસ ધીમે ધીમે આગળ વધ્યું. રસ્તે ચાલતા રાહદારીઓ પણ સરઘસમાં ભળવા લાગ્યા અને જેમ તેમ સાંજે ચાર વાગે સરઘસ કાંદાવાડીમાં દાખલ થયું. સઘળા ઘરોની બારીઓપર સ્ત્રીઓ આતુર નયને દેવીના દર્શન માટે ઝુકી રહી હતી. તારા અને તેની બદમાસ માએ પણ કોઇ દૈવી દેવીના આગમનની વાત સાંભળી હતી અને એ બન્ને પણ પોતાના ઘરની બારીએ ઉભી હતી. તેમને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે આ દેવી તે તેના ઘરમાં વેસ્યાવૃત્તિ કરી ગયલી લલિતા હશે. સરઘસ આવી પહોંચ્યું. લલિતાની મોટર તારાના મકાન આગળથી પસાર થઈ ગઇ. લલિતાએ જાણી જોઇને મ્હોં ફેરવી લીધું. તે તારાની નજરે ન પડે તે માટે તેણે બનતી કોશેશ કરી પણ તેમાં તેને સફળતા મળી નહીં. તારા અને તેની મા રાધાનાથ અને લલિતા બન્નેને ઓળખી ગઇ. તારા તો ફાટી આંખે આ નવો તમાસો જોઈ રહી. તેને આ વિચિત્ર ફારસનો ભેદ સમજાયો નહીં.

“ઓય માડી ! આ મહારાજ તો જબરો નીકળ્યો !” લલિતાની મોટર વહી ગયા પછી આશ્ચર્યચકિત થઇ ડોશી બોલી: “આ બાવો દશહજારમાં સોનાની ખાણ ખરીદી ગયો ! પણ કંઇ ફીકર નહીં, એની દેવીને હું ખરેખરી “દેવી” બનાવીશ.”

" આ શું ધતિંગ હશે, માડી ? " તારાએ પૂછ્યું.

" એટલું સમજતી નથી ? "

" નહિ, મને તો કંઇ સમજાતું નથી. "

" ગાંડી રે ગાંડી ! આ મુઆ ભોળીઆ લોકો હવે તારૂં એઠું ખાતી લલિતાને પગે પડીને ભેટ ધરી જશે ને રાધાનાથ ને લલિતા જેવી ફાંકડી છોકરી મળવા સાથે સોના રૂપાની ટંકશાળ પડશે. "

" મારો વ્હાલો ! જબરો ચાલાક નીકળ્યો ! "

" હા, પણ એની ચાલાકી હું અવળી કાઢીશ. " ડોશી ઓઠ પીસી બબડી.

## પ્રકરણ ૨૬ મું.

### સમન્સ નીકળ્યા.

જયા મુંબઈ આવી ઈન્દુલાલની સાથે રહી. પોલ પણ સાથે હતી. પણ કોણ જાણે કેમ, હવે જયાને ઈન્દુ માટે ચિંતા થવા લાગી. ઇન્દુએ ટ્રેનમાં જે એકરાર કર્યો હતો તેપરથી જયા એટલું સમજી ગઇ હતી કે સમાજના જુલ્મી કાયદાના ત્રાસથી ત્રાસીને તે હતાશ થઇ ગયો છે ને તેથી આડે રસ્તે ઉતરી ગયો છે. ઇન્દુ દારૂ પીતો થયો તેથી જયા તેને ધિક્કારી શકી નહિ. ઉલટી તેને ઈન્દુની દયા આવી. મનુષ્ય મૂળથી ખરાબ નથી. તેને સમાજના અસ્વભાવિક કાયદાથી પેદા થતા સંજોગો ખરાબ બનાવે છે એવી તેની માન્યતા હતી. તેથી ઈન્દુને પડેલી દારૂ પીવાની ટેવ માટે તેને ગુન્હેગાર ગણીને તેની ન્યાયાધીશ થવાને જયા તૈયાર થઇ નહિ.

"જયાબ્હેન ! તમે અહીં શું કરશો ?" ઈન્દુ ઓફિસમાં ગયો હતો. અને જયા અને પોલ નવરી થઈ બેઠી હતી તે વખતે પોલે કંઇક નિરાશાભર્યા સ્વરે પૂછ્યું. આ ખ્રિસ્તી થયલી અંત્યજ બાળા કંઇ કંઇ મનોરથો સફળ કરવાને પાલઘરનું મીશન જોઈ જયા સાથે આવી હતી. મુંબઇ આવતાં તે નિરાશ થઈ ગઇ. જયાએ ઇન્દુનું જેવું ચિત્ર દોર્યું હતું તેવો તે રહ્યો ન્હોતો. ઈન્દુમાં સમાજ સામે લડવાની હવે ઇચ્છા જ ન્હોતી. સમાજની વાત નીકળતાં જ તે "ડેમ ધ હીપોક્રેટસ એન્ડ ધ પેરેસાઇટસ" કહીને વાતને મૂળમાં-થી જ ટાળી દેતો હતો અને તે જોઇ પોલની ઉગતી આશા કરમાઇ જતી હતી.

"બ્હેન !" જયાએ તેને જવાબ આપ્યો: "મારા દેવને સુધારવાનું મારૂં પ્રથમ કર્તવ્ય છે. એ હતાશ થઇ ગયો છે. એનામાં આશા અને ઉત્સાહ પ્રગટાવવાનું મારૂં કામ છે. આખર એ પુરૂષને ! પુરૂષને તોડતાં જ આવડે છે. એને નવું સર્જતાં કે જોડતાં આવડતું નથી. આજસુધી મારી પ્રેરણાથી એ સમાજ સામે ઝુઝયો, હવે કંટાળીને આત્મવંચનામાં ફસી પડયો છે. એને હું નહિ ઉગારી લઉં તો હું એની અર્ધાંગના શાની ?" તેની આંખો હસી રહી. પ્રિયતમને કુપંથે ચઢેલો જોઇને તેનું હૃદય બળી ગયું હતું, પણ તે સિંહણ હતી. સામાન્ય સ્ત્રીની પેઠે ઇન્દુ જેવો થાય તેવો તેને લઈ ચલાવે એવી જયા ન્હોતી. તે ઈન્દુને પોતાનો આદર્શ પતિ માનતી હતી. એ આદર્શ જ્યારે પણ કલંકિત થાય ત્યારે તે કલંક ભુંસી નાંખવાની તે પોતાની ફરજ માનતી હતી.

"જયાબ્હેન ! તમે એની પાછળ રોકાશો તો મારો વખત કેમ જશે ?

"તું જો તો ખરી ! એ કંઇ જંગલનો વાઘબાઘ છે કે એને કેળવતાં વરસો લાગે ! બે ચાર દિવસમાં એ ઠેકાણે આવી જશે અને પછી—"

"પછી ?"

"પછી તારાં ભાઇ બ્હેનો માટે એ જેવી ગર્જના કરશે તે સાંભળીને તું જ બ્હી જશે." પ્રિયતમની શક્તિનું, સામી વ્યક્તિને ભાન કરાવવાને જયા અભિમાનથી બોલી.

સાંજે પાંચ વાગ્યા પણ ઇન્દુ ન આવ્યો. જયા અગાઉ એની સાથે રહેતી હતી ત્યારે ઇન્દુ ચાર વાગે તો ઘેર દોડયો આવતો હતો. આ વખતે પહેલે જ દિવસે તેને મોડું થયું. સાડા પાંચ અને છ વાગ્યા. જયાની ચિંતા વધવા લાગી. પોતે દીવાબત્તી સાફ કરી. સગડી સળગાવી રાતના ભોજનની તૈયારી કરવા માંડી. સાતના ટકોરા

થયા અને ત્યારપછી થોડીકવારે ઇન્દુ હસતો હસતો મકરંદની સાથે ઓરડીમાં દાખલ થયો.

"કેમ મોડું થયું ?" કંઈક સત્તાથી જયાએ પૂછ્યું.

"આ મારા મિત્ર મકરંદ ! રસ્તામાં મને એ મળી ગયા એટલે—"

"એટલે બન્ને પીઠામાં જઈ આવ્યા, ખરુંને ?" જયા છેડાઈ : "મિ૦ મકરંદ ! તમે ગમે તેવા હો, પણ તમારી સોબત ભયંકર છે."

"કેમ ?" મકરંદ જરાપણ અપમાનિત થયા વિના હસીને બોલ્યો. ઇન્દુ ડગલો ટોપી કાઢી આરામખુરશીપર પડ્યો.

"તમે મારા ઇન્દુને દારૂ પીતો કર્યો." જયાનો ગુસ્સો વધ્યો.

"મેં ? આશ્ચર્યની વાત છે. જયાબ્હેન ! કોઈ કોઈને બગાડતું નથી ; એ યાદ રાખજો. સમાજના તાપમાં બળી બળીને એ આત્મ-સંયમ કરી રહ્યો હતો અને જો લાંબો વખત એવી જ સ્થિતિ ચાલુ રહેત તો કાં તો એ મહાન દંભી થઈ જાત અથવા દિવાનો બની જાત! મેં એના અકુદરતી સંયમને તોડી એને કુદરતી થવાની પ્રેરણા કરી અને તેને અંગે એ હમણાં જરા બગડી ગયેલો લાગે છે પણ ખાત્રીથી માનજો કે હવે ખરો ઇન્દુ બન્યો છે. અત્યારસુધી એ કોઈની પ્રેરણાને બળે લડતો હતો. હવે એ પોતાની શક્તિથી લડવા તૈયાર થશે અથવા પોતાની મરજી પડશે તો એકલો જીવશે."

"જયા, તું નકામી ગુસ્સે ન થા. આત્માની ઉન્નતિ માટે વાસનાની તૃપ્તિની જરૂર છે."

"ત્યારે વાસનાને ધિક્કારનારા સઘળા ધર્મો ખોટા ?" જયાએ પ્રશ્ન પૂછ્યો. ઇન્દુ પ્રત્યેના અથાગ પ્રેમને લીધે તે આ ચર્ચા કરતી હતી છતાં તેના અવાજમાં અસ્વભાવિકતા આવ્યા વિના રહી નહિ.

"ધર્મો ? ખુદાને ખાતર એ ભયંકર શબ્દનું નામ ન લો. ધર્મને નામે આ જગતમાં કેવા કેવા અત્યાચારો થયા છે તે તમે

નથી જાણતાં ? તમારા જેવાં સુકુમારીને કોર્ટમાં ઘસડવામાં આવ્યાં તે પણ ધર્મને નામે અને ફ્રાન્સની જોન ઓફ આર્કને ડાકણ ગણીને જીવતી બાળી મૂકવામાં આવી તે પણ એ પિશાચી ધર્મને જ નામે! ધર્મ એટલે શું ? માનવજાતિના આરંભમાં પણ સ્ત્રી અને પુરૂષ હતાં. પ્રજોત્પત્તિની ભાવના પણ એ જંગલીઓ જાણતા હતા. તેમને આપણી પેઠે જ ભૂખ અને તરસ પણ લાગતી હતી. તેઓ એક-બીજાથી ડરીને કુટુંબ સ્થાપી બેઠા. કુટુંબમાંથી કુળ થયાં, કુળમાંથી ગામ થયાં અને ગામમાંથી પ્રાંત અને દેશ બન્યા અને તેમને સંગઠીત તથા વ્યવસ્થિત રાખવા માટે કાયદા ઘડાયા. એ જંગલી કાળમાં મનુષ્યો ખગોળવિદ્યા કે જ્યોતિષશાસ્ત્ર જાણતા નહોતા. ચંદ્ર અને સૂર્ય, પ્રચંડ મહાસાગર અને હિંસક પશુઓ જોઇ તેઓ ડરી ગયા અને કોઈ ખંધા માણસે પોતાની સત્તા પ્રસારવા માટે ધર્મની શોધ કરી. એ ધર્મશોધકે સ્વર્ગ અને નર્કની કલ્પના કરી અને અનિવાર્ય મોતના ભયથી ધ્રુજી રહેલો માનવસમાજ તેને નમી ગયો. તમને ખબર છે કે દરેક દેશમાં પ્રાચીનકાળમાં રોગ અને મહામારીના ઉપાય પણ ધર્મગુરૂઓ જ કરતા હતા. રોગીઓ સમક્ષ ધૂણીને, નગારાં વગાડીને, મોટેથી ચીસ પાડીને તેઓ રોગ સારા કરવાનો દંભ કરતા અને તેમાં ન ફાવતા તો પછી પશુ અથવા બાળકનું બળિદાન આપીને દેવને રીઝાવવાની તેઓ સલાહ આપતા. મૃત્યુથી ડરતો હીચ-કારો માનવસમાજ આજસુધી એ ધાર્મિક ઠગોથી ડરતો આવ્યો છે. યુરોપના રોમન પોપ સમક્ષ એક વાર એ ખંડનો કોઈ પણ રાજા શર ઝુકાવતો હતો. એ પોપોએ જોગણો ( nuns )ના મઠમાં કેવા વ્યભિચાર કર્યા છે તેની કલ્પનામાત્ર કંપારી ઉપજાવનારી છે. તેઓ ખૂન, દગાબાજી અને વ્યભિચારમાં રચ્યાપચ્યા રહ્યા હતા અને આજે તેવો જુલ્મ ચાલતો નથી; કેમકે યુરોપની પ્રજાનો મોટો ભાગ મ્હોડેથી ગમે તેટલી ના પાડે છતાં વિજ્ઞાનવાદી અને નાસ્તિક બની ગયો છે. યુરોપમાં આજે શું છે ? વાસના, વાસના અને વાસના!

વાસનાને ધિક્કારી કાઢવાની શી જરૂર છે ? બાર વરસે બાવા બન-વાનો જેને શોખ હોય તે ભલે હિમાલય નાસી જાય ; પણ અમે તો જીવવા માગીએ છીએ, જીવનના લ્હાવા લેવા માગીએ છીએ : ટૂંકમાં અમે જડવાદી બની આબાદ થવા માગીએ છીએ.. કેમકે અમારા બાપદાદાઓના અતિ સુક્ષ્મવાદે અમને અતિ સુક્ષ્મ ટેટા જેવા બનાવી દીધા છે. જેમ થવાનું હશે તેમ થશે, પણ ઓછામાં ઓછાં પચાસ વર્ષ સુધી તો હું હિંદમાં સામાજિક અરાજકતા જ લાવવા માગું છું." મકરંદે ધર્મની ભયંકરતા રજુ કરી.

"ને તેનું પરિણામ ?"

"સ્વચ્છંદતા !"

"એ ભયંકર નથી ?"

"છે : પણ હાલની દાંભિક વ્યવસ્થા કરતાં આ પ્રમાણિક સ્વચ્છંદતા મને વધારે સુંદર લાગે છે, પોતાના મંદિરમાં શરાબની બાટલી છૂપી રીતે ખાલી કરનાર ધર્મગુરૂ કરતાં છડેચોક પીઠામાં શરાબ પીતા હું અને ઇન્દુ હજાર દરજ્જે સારા છીએ.

"પણ તમે દારૂ પીને શું કરવા માગો છો ? ધર્મને જોઇએ ત્યાં ફેંકી દો. પણ દારૂ......"

"દારૂ પીવાનો અમને શોખ છે એવું નથી. દારૂ અમારી ગમી બે ઘડી દૂર કરી નાંખે છે તેથી બે પ્યાલી પીધી તો તેમાં શો વાંધો છે ?"

"દારૂબાજો બદમાસ બને છે."

"આખું યુરોપ અને અમેરિકા શરાબી છે : હિંદમાં મોટા મોટા માણસો શરાબ પીએ છે. એ લોકોને કોઈ બદમાસ કહેવાની હિમ્મત કરતું નથી." મકરંદે જવાબ આપ્યો: "દારૂનો નિષેધ કર-વાની શી જરૂર છે ? જો એ નિષેધાત્મક બૂમ ન પડી હોત તો મને કદિપણ એ વસ્તુનો સ્વાદ લેવાનું મન ન થાત."

"ઇન્દુ! મકરંદભાઇના વિચાર બહુ વિચિત્ર છે. એ ગમે તે કરે, પણ જો તું ફરીથી દારૂ પી આવ્યો તો હું તારી સાથે બોલવાની નથી." જયા ઇન્દુ તરફ જોઈ બોલી.

"અને મારી સાથે?" મકરંદે અજબ લાગણીથી પૂછ્યું: "ઇન્દુ તમારો પ્રિયતમ છે તો હું તમારો ભાઇ તો છું ને! જો તમે દારૂને ખરાબ માનતા હો તો મને સુધારવાની પણ તમારી ફરજ છે—"

"તમે ન પીઓ તો ઘણું સારૂં."

"તમને રાજી રાખવા માટે હું કે ઇન્દુ શરાબના એક ટીપાંને પણ અડીશું નહિ, પણ એ પીવામાં પાપ છે એમ જો તમે કહેતાં હો તો તે હું માની શકતો નથી."

"એ બધી શબ્દોની રમત છે."

"નહિ. હું શબ્દોની રમત રમતો નથી. હું સત્યશોધક જીજ્ઞાસુ તરિકે જાણવા માગું છું કે શરાબ પીવામાં શું પાપ છે?"

"પાપ કંઇ નહિ પણ—"

"પણ વૈદ્યક નજરે વધુ પીવાથી આરોગ્યને નુકશાન થાય એમ જ ને?"

"હા."

"દૂધપાક વધુ ખાવાથી આફરો થતો નથી?"

"જાઓ, તમને મારાથી નહિ પહોંચાય—" જયા કંટાળી.

"વાત એમ છે, જયાબ્હેન!" મકરંદ હસીને બોલ્યો: "ઇન્દુને હું મારા સગા ભાઇ જેવો ગણું છું. તમે અમદાવાદ હતાં ત્યારે એની મનોદશા કેવી હતી તે જાણો છો?"

"નહિ."

"હું એને બારીકીથી જોતો હતો. પ્રત્યક્ષ પીછાન ન હોવા છતાં એ મને મારા માજણ્યા ભાઇ જેવો વ્હાલો લાગતો હતો. એની મનોદશા પાગલપણાની સીમા નજીક જઇ પહોંચી હતી અને તેથી જ

એના ઘવાયલા મનને જરા આરામ આપવાને મેં એને સ્વચ્છંદી બનાવ્યો હતો. શરાબ બીજાને માટે ભલે ઝેર હોય, પણ ઇન્દુ જે સ્થિતિમાં હતો, તે વખતે એને માટે તે અમૃત હતું–" મકરંદે હવે પોતાનો ભેદ સમજાવ્યો: "તમે એમ માનો છો કે મારા જેવો પ્રભુનું પણ પ્રથક્કરણ કરવા તૈયાર થાય એવો સ્વતંત્ર વિચારક દારૂના ગુણ દોષમાં નહિ ઉતર્યો હોય? મેં ઘણો વિચાર કર્યો છે. આજથી પાંચ વર્ષપર શરાબના ટીપાંને પણ હું અડયો નહોતો. તે વખતે તેના ગુણદોષ પણ જાણતો ન્હોતો. મારા મનપર ગળથુંથીમાંથી જ એવી અદૃશ્ય છાપ પડી હતી કે શરાબ ખરાબ છે. દારૂની વાસ પણ મને ગમતી ન્હોતી. પણ પિકેટિંગની બૂમ પડી, દારૂ હરામ ગણાયો ને મારૂં માથું ફરી ગયું. આ એવી તે કઇ બલા છે કે જેનાથી માનવજાતિને બચાવવા ધોળી ટોપીવાળા સાધુસંતો મેદાને પડયા છે? એ ફૂટ પ્રશ્ન મારા મનમાં પેદા થયો અને હું મારા દંભી મિત્રોની મશ્કરીની દરકાર કર્યા વિના એક દિવસ બારમાં ગયો. મેં શરાબ પીધો. પ્રથમ મને ઉલટી થઇ. બીજે દિવસે પાછો પીવા ગયો. હવે કોઇકોઇવાર પીઉં છું પણ એ શરાબ પાપરૂપ છે, એવી મારી ખાત્રી કોઇ કરી શક્યું નથી. સરકાર સાથે પ્રજાને લડાઇ હતી. તેથી સરકારની આવક બંધ કરવાને પિકેટીંગનો ધર્મ હસ્તીમાં આણવામાં આવ્યો હતો. પિકેટીંગ થયું તેથી શરાબની ખપત ઓછી થઈ નથી ને હવે પિકેટીંગ નથી થતું ત્યારે તેની ખપત વધી નથી. માણસ-જાતપર તમે જેટલાં બંધન મૂકશો તેટલી તે વધારે ખરાબ થશે. એને કુદરતી પ્રેરણા પ્રમાણે જ ચાલવા દો; એટલે એ એની મેળે સારી થશે. સમાજનો–માનવજાતિમાંના કેટલાક દોઢડાહ્યાઓનો–મોટામાં મોટો દોષ એ છે કે તેઓ પોતાની જાતને સુધારવાને બદલે દુનિયાને સુધારવાનો દાવો કરતા બ્હાર આવે છે, એવા નવરા વક્તાઓની આપણને જરા પણ જરૂર નથી," મકરંદ બોલ્યો અને જયાપર તેની શી અસર થાય છે તે જોવા લાગ્યો.

"તમે મારું માથું ભમાવી નાખો છો." જયા બોલી.

"જયા! ઇન્દુએ કહ્યું: "મકરંદના વિચાર આપણા જેવા જ છે પણ તે રજુ કરવાની એની ફીલસુફી એવી વિચિત્ર છે કે સાંભળનાર ગભરાઈ જાય છે. એ નગ્નસત્ય રજુ કરવાનો રસિયો છે."

"હશે; પણ હવે તમે બન્ને દારૂ ન પીતા."

"વારૂ. તમને રાજી કરવા માટે તમે કહો તો હું ખાવાનુંય છોડી દઉં!" કહી મકરંદ હસ્યો.

"કેમ મકરંદ! આ જાદુગરી તારાપર પણ સત્તા ચલાવવા મંડીને?"

"સ્ત્રી પુરૂષપર સત્તા ચલાવવાને જ સરજાઇ છે." મકરંદે જવાબ આપ્યો.

"હિંદુસ્તાનમાં નહિ." જયાની આંખ લાલ થઇ.

"હિંદુસ્થાનમાં સુદ્ધાં!" મકરંદ ભાર મૂકીને બોલ્યો: "તમે ભલે એમ કહો કે હિંદની સ્ત્રીઓ બચ્ચાં જણવાના યંત્ર જેવી, સોંઘી મજુરણ અને પુરૂષની ચરણરજ દાસી છે; પણ તે સાથે જ એ પોતાનાં નાજનગરાંથી પુરૂષસમાજપર ઓછી સત્તા ચલાવે છે?"

"એ નાજનખરાંની સત્તા છે—સ્ત્રીની નહિ."

"એનો અર્થ એ કે સુગંધ ગુલાબમાં છે; ગુલાબની પાંદડીમાં નહિ."

"હવે ચ્હા પીશો કે ગુલાબની પાંદડી તોડયા કરશો?" પોલ બોલી અને જયા અને ઈન્દુ ખડખડ હસી પડયાં. મકરંદ અત્યાર સુધી ચુપચુપ બેસી રહેલી આ મુગ્ધાનો વિનોદ સાંભળી ચકિત થઈ ગયો. તે સસ્નેહ તેના તરફ જોઈ રહ્યો અને અંતે તેના વદનપર સ્મિત ફરક્યું.

પોલે પ્યાલા ભર્યા. ચારે જણે ચ્હા પીધી. મકરંદ વિદાય થતો હતો પણ તેના નસીબમાં વિદાય લખી ન્હોતી. તે ટોપી લઇ ઉઠતો હતો એ જ વખતે ઈન્દુની ઓરડી આગળ પોલિસ અમલદારો આવ્યા.

સાથે કાન્તિલાલ હતો એટલે જયા અને ઇન્દુ સમજી ગયાં કે હજુ કાન્તિલાલ જયાપર વર્ચસ્વ સ્થાપવાની ધૂન છોડી બેઠો નથી.

"પકડો આ બે બદમાશોને." કાન્તિલાલે પોલિસ અમલદારને કહ્યું.

"તમારૂં નામ ઇન્દુલાલ ?" પોલિસ અમલદારે પૂછ્યું.

"હા." ઈન્દુએ જવાબ આપ્યો.

"અને જયાકુમારી ?"

"મારૂં નામ.

"તમારી બન્નેની સામે સમન્સ છે."

"લાવો." કહી ઇન્દુએ કોર્ટના સમન્સ લીધા. જયા અને ઇન્દુએ તેપર સહી કરી આપી અને પોલિસ અમલદારો સાથે કાન્તિલાલ કાળું કરી ગયો.

"આ વળી શું ?" મકરંદે પુછ્યું.

"મારો ધણી ફરીથી મારો કબજો લેવા તૈયાર થયો છે." જયા હસીને બોલી.

"ચાલો, વળી એક તમાશો જોવાનો મળશે." કહી મકરંદ વિદાય થયો.

## પ્રકરણ ૨૭ મું.

### રાધાદેવી મન્દિરમાં :

લલિતા રાધાદેવી તરીકે પ્રખ્યાત થઇ ગઇ. રાધાનાથે બીછાવેલી જાળ સફળ થઇ. તેનું 'ધર્મ' નામનું જાદુગરી જાનવર વિજયી થયું. શ્રદ્ધાળુ પ્રજામાં તેણે ડંકો બજાવ્યો. એકવાર કાંદાવાડીના વેશ્યાવાડામાં રહેલી વેસ્યાને તેણે જગદંબા બનાવી દીધી એ કંઈ નાનુંસનું પરાક્રમ ન્હોતું. ઉલ્લુના સરદારને રાજા બનાવનારા દિવાનો દેશી રજવાડામાં ઘણા પડયા છે. એકવાર એક દેશી રાજાને બે પુત્રો હતા. એક મૂર્ખ અને બીજો તેજસ્વી ! તેજસ્વી રાજકુમાર પાટવી હતો. તે જ ગાદીનો સાચો વારસ હતો, છતાં રાજ્યના લુચ્ચા દિવાને રેસીડંટને અસ્ટંપસ્ટં સમજાવીને મુરખના સરદારને ગાદી અપાવી હતી અને એ જ ઉલ્લુનો સરદાર હજુ કાઠીઆવાડના એક રાજ્યની ગાદીપર બિરાજે છે. ફ્રાન્સના રાજા લુઇ સોળમાના જમાનામાં કાર્ડીનલ રીશાલ્યુ એવો જ દિવાન ગણાતો હતો. પ્રજાએ રાજા બનાવનારા આવા બદમાસો ઘણા જોયા હશે : પણ કોઇએ હજુ સુધી વેસ્યાને જગદંબા બનાવનાર ભડવીર નહિ જોયો હોય ! રાધાનાથ પોતાને આ નવી જાતનો મહાપુરૂષ માનતો હતો. તેણે એક તુચ્છ બજારૂ વેસ્યાને હજારો વૈષ્ણવોની દેવી બનાવી હતી અને એ ખ્યાલથી તે મલકાઇ જતો હતો.

લલિતા 'દેવી' થઇ રાધાનાથના મંદિરમાં આવી ત્યારથી જ તેના આનંદનો પરમાવધિ થઇ ગયો. રોજ સેંકડો સ્ત્રીઓ તેને પગે લાગવા આવતી હતી. લલિતાએ પણ આ નવું પાત્ર એવી કુશળતાથી ભજવ્યું કે પ્રેમલી વૈષ્ણવડીઓ તેનાપર ફીદા ફીદા થઇ ગઇ. તેની પાસે જાદુ ન્હોતું, મંત્ર તંત્ર ન્હોતા, કંઇ કીમીયો ન્હોતો, છતાં

તેનું મૃદુ મંદહાસ્ય જોઇ અંધશ્રદ્ધાળુ સ્ત્રીઓ માની લેતી કે આજે નહિ ને કાલે દેવી પ્રસન્ન થશે તો તેમની મનોકામના પૂર્ણ થશે.

"મા ! હું બહુ દુઃખી છું. અઢારમે વર્ષે મને મારા માબાપે ૫૫ વર્ષના પતિ સાથે પરણાવી હતી. સદ્‌ભાગ્યે એ હજુ જીવે છે. એમને ૬૨ વર્ષ થયાં. લોકો મને સૌભાગ્યવતી કહે છે; પણ તે સાથે જ મારે કપાળે વાંઝીયામ્હેણું ચોંટયું છે. મા! હું તમને પગે લાગું–મારાપર દયા કરો અને મારે ત્યાં પારણું બંધાવો—" બાવીસ વર્ષની ભરજુવાનીમાં મહાલતી એક સ્ત્રીએ એક દિવસ લલિતાને કહ્યું. આસપાસ અનેક સ્ત્રીઓ બેઠી હતી. સર્વને આ વાત સાંભળી કંઇ કંઈ લાગણી થઇ. ફક્ત લલિતાના વદનપરના ભાવ બદલાયા નહિ. તે હંમેશની પેઠે હસી અને કંઇ વિચારમાં પડી હોય તેમ મૌન રહી.

"મા !—" દેવીને મૌન જોઇને એક બીજી વેવલીને બોલવાનું મન થઈ આવ્યું. "હું વીસ વર્ષ થયાં ચુડી ચાંલ્લા વિનાની થઈ છું. એક દીકરો છે તે માજીની કૃપાથી વીશેક વર્ષનો થયો છે. હમણાં તેને મહિને ફક્ત વીશ રૂપીઆનો પગાર મળે છે. માંડમાંડ પૂરું થાય છે. મહિને ભાગ્યે દોઢથી બશેર ઘી ઘરમાં આવે છે. શ્રીજીને ભેટ પણ ધરાતી નથી, તો પછી આ અભાગણીના નસીબમાં જાત્રા તો હોય જ ક્યાંથી ? મા, કંઈ દયા કરો ને મારા દીકરાના શેઠને પ્રેરણા કરીને તેનો પગાર વધરાવો. મા!...... " આટલું કહી તે આતુર નજરે લલિતા તરફ જોઇ રહી. લલિતા પાછી હસી. રાધાનાથે તેને આ જ મોહનમંત્ર ભણાવ્યો હતો ! કોઇપણ ભક્ત કે ભક્તાણી કંઇ ચમત્કારની માગણી કરે તો મીઠું મધુરૂં હસવું ! બસ, એટલાથી જ હિંદના ગાડરીયા પ્રજાજનો સંતુષ્ટ થઇ જશે એવી રાધાનાથની સ્વાનુભવસિદ્ધ ખાત્રી થઇ ગઈ હતી.

"વૈષ્ણવો !" જાણે મહાન ઉપકાર કરતી હોય તેમ આખરે દેવીએ મ્હોં ખોલ્યું: "હું કોણ માત્ર ? હું તો પામર પ્રાણી છું.

શ્રી નાથજીનું સ્મરણ કરો. તે જ મહાપ્રભુજી તમારી સર્વ કામના સિદ્ધ કરશે."

"અહા! વારી જાઉં રે મારાં લક્ષ્મીજી!" એક વેવલી પોતાની પાડોશણના કાનમાં બબડી: "સો વર્ષની વયે આ રૂપ, આ યુવાની, આ તપનું તેજ; છતાં અભિમાનનું નામ પણ નથી."

"હા, બાઇ! સાક્ષાત રૂકમણીજીનાં દર્શન કરી જનમારો સફળ થયો બાઇ!" વેવલીની વેવલી પાડોશણે જવાબ આપ્યો.

જે સ્ત્રીને વૃદ્ધ પતિથી પુત્ર જોઇતો હતો અને જે બાઇને દીકરાને શ્રીમંત બનાવવો હતો તે ઉભય આ જવાબથી સંતોષ પામી. થોડીક વાર આવી જ ઉસ્તુશાહી વાતચીત થઇ અને તે પછી બધી ભક્તાણીઓ એક પછી એક લલિતાનાં ચર્ણસ્પર્શ કરીને વિદાય થવા લાગી. બધી વેવલીઓ ચાલી ગઇ ત્યાં સુધી લલિતા ગંભીરતાથી હસ્તે ચહેરે બેસી રહી. બધી ભક્તાણીઓ વિદાય થઇ ગઇ. લલિતા એકલી પડતાં તે પોતાના દિવાનખાનામાં ગઇ અને ત્યાં જઈ વિચારમાં પડી.

"આ તે કઈ જાતની દુનિયા? હું જ્યારે વેસ્યા હતી ત્યારે આ જ લોકો મને જોઇ મ્હો મરડતા હતા અને હવે એ જ બદમાસો મને પગે લાગે છે. ખરેખર, પાપીના જ પોબાર પડે છે તેનો મને પ્રત્યક્ષ અનુભવ થાય છે." તે વિચારમાં પડી, તેની નજર સામે તેનો ભૂતકાળ ખડો થયો. તેને તેની મા, ભાઇ, જયાભાભી, મંગળા નર્સ યાદ આવ્યાં! ઘરની સ્મૃતિ થતાં તેનું મ્હો ઉતરી ગયું. આંખો રડું રડું થઇ ગઇ. પણ તે સાથે જ સમાજનો કાતિલ જૂલ્મ યાદ આવતાં તે ઘરનું વ્હાલ ભૂલી ગઈ. જો તેની માતાએ તેનું પુનર્લગ્ન કરી આપી તેને સુખી કરવાની કાળજી રાખી હોત તો તે રામશંકર સમાધાનીના મોહમાં ફસીને વેસ્યાવાડામાં ન જાત. આ બીનાનો ખ્યાલ કરતાં તે ધિક્કારથી હસી અને અસહ્ય નર્કયાતના સહન કર્યા પછી તે દેવી થઇ છે એ વિચારથી મલકાઈ.

આ વખતે રાધાનાથ હસતો હસતો દિવાનખાનામાં દાખલ થયો અને તેણે જતાં ને વાર લલિતાને બાથમાં લઈ તેના ગુલાબી કપોલપર ચુંબન કર્યું.

"કેમ વ્હાલી! સુખી છે ને?"

"તમારી કૃપાથી મારો તો અવતાર જ ફરી ગયો વ્હાલા! પણ મને બિચારા આંધળા લોકોની દયા આવે છે." લલિતાએ જવાબ આપ્યો.

"કેમ?"

"શું એ લોકો દયાને પાત્ર નથી! આ વીસમીસદીના જમાનામાં આપણા શ્રદ્ધાળુ લોકો માને છે કે હિમાલયમાં તપ કરી આવેલી સો વર્ષની દેવી તપને પ્રતાપે જોબનનો બહાર સાચવી શકે છે એ શું ઓછું શોચનીય છે?"

"ગાંડી! જો એવા અંધ આપણે ત્યાં ન હોય તો મારા જેવાનું ટટ્ટુ ઘડીભર પણ ચાલે ખરૂં? એ તો ધન્ય છે મારા ધર્મ-દેવને કે અમને વગર પ્રતાપે પ્રભુ થવાનો લ્હાવો મળે છે!"

"શું વાત કહું વ્હાલા! આજે એક જણીએ દીકરો માગ્યો, બીજીએ પૈસા માગ્યા: કાલે વળી કોઈ પોતાની શોક્ય જલદી મરી જાય એવી આશિષ માગતી આવશે! હું તો એ ટોળાંઓને જોઇને ગભરાઇ જાઉં છું."

"ગભરાઇ જશે તે કેમ ચાલશે? દુનિયા એમ જ ચાલે છે. જ્યાં લોભીઆ વસે ત્યાં ધુતારા ભૂખે ન મરે. ચાલ જવા દે એ વાત! હવે મોજ ઉડાવ. ગધેડાનું ટોળું વીખરાઈ ગયું છે." રાધાનાથે સહાસ્ય પોતાના ભક્તોને "ગધેડાઓ"ની ઉપમા આપી. લલિતા પણ હસી.

"એ ગદ્ધાઓ એ જ લાગના છે. એમને નીચોવાય તેટલા નીચોવી લે."

"પણ આવું ક્યાં સુધી ચાલશે?"

"જ્યાં સુધી પ્રજા "ધર્મ"ને અંધશ્રદ્ધાથી માને છે ત્યાં સુધી—"

"પછી?"

"તું પણ કેવી વાત કરે છે, લલિ! ભવિષ્યની વાત ભવિષ્ય સાથે!"

"પણ ધારો કે પ્રજા જાગ્રત થાય અને ધર્મગુરૂઓનું જોર તૂટી જાય તો?

"શું દુનિયા રંડાઈ ગઈ છે? જે પળે અમને એમ લાગશે કે આ ધરમનું ભૂત પ્રજાને ભમાવી શકતું નથી, તે જ પળે અમે મંદિરોને તાળાં મારીને, ટીલાં ટપકાં ભુંસી નાખીને નવા સ્વાંગ સજીશું." રાધાનાથે કહ્યું.

"નવા સ્વાંગ? શાના?"

"કેમ? ઘણાય ધંધા છે. રાજદ્વારી નેતાઓ, જડીબુટ્ટીવાળા વૈદ હકીમો, નિસ્વાર્થે પ્રજાની સેવા કરનારા પત્રકારો, પરમાર્થી સંસ્થાઓ ચલાવનારા સમાજસેવકો વિગેરે વિગેરે. લલિ! હંમેશાં પ્રજાનો મોટો ભાગ મૂર્ખ જ હોય છે એ ખાત્રીથી માનજે. એવા મૂર્ખાઓપર જીવનારા આ દેશમાં ને બીજા બધા દેશમાં છે અને રહેવાના–બસ, હવે જવા દે એ ચર્ચા! પ્યાલીભર–..." રાધાનાથે લલિતાની સાડી સાથે ચાળા કરતાં કહ્યું.

લલિતા હુકમને વશ થઇ પણ સહેજ અચકાઇને ઉભી રહી.

"કેમ! શું વિચાર કરે છે?"

"વ્હાલા! એક વાત કહું?"

"સો વાત કરને !"

"તમે ખોટું તો ન લગાડો ?"

"ગાંડી ! તારાપર ખોટું લગાડું ? તું તો મારા હૈયાનો હાર છે. બોલ, શું છે ?"

"આ મુઇ દારૂની ટેવ છોડી દોને !"

"શા માટે ?

"જાઓ ! શામાટે શું વળી ? દારૂ પીવામાં લાભ શો ? શરાબ પીધા પછી તમારૂં મ્હો કેવું ગંધાય છે તે જાણતા નથી ?"

"અરે વ્હાલી ! શરાબ તો જીવનની મસ્તી છે.

"હશે; ક્યા ધર્મશાસ્ત્રમાં એમ લખ્યું છે ?

"આપણાં ધર્મશાસ્ત્રો લખનારા બિચારા એટલા બધા ડાહ્યા હતા કે તેઓએ દરેક જાતની છૂટ આપી છે."

"મહાત્મા ગાંધી કહે છે કે દારૂ પીવામાં પાપ છે."

"ક્યા ક્યા મહાત્માજીએ ! તારે શાસ્ત્રની વાત સાંભળવી છે ને ! હું તને કહું છું કે આપણાં એકેએક શાસ્ત્રમાં શરાબ પીવાની છૂટ અપાઇ છે."

"તમે એમ કહેવા માગો છો કે હિંદના પ્રાચીન સુવર્ણ યુગમાં આ નીચ બદી હતી ?"

"હા, હા."

"નહિ, નહિ. અંગ્રેજોએ જ આ દેશમાં આવીને લોકોને દારૂ પીતા કર્યાં."

"તું પણ ધોળી ટોપીવાળાઓએ ભણાવેલી વાત કરે છે." રાધાનાથ હસ્યો.

"ત્યારે તમે જ કહોને કે ક્યા શાસ્ત્રમાં શરાબની છૂટ આપી છે?"

"સાંભળ! આપણાં આદિ ધર્મશાસ્ત્રો—વેદમાં પણ સોમરસ પીને દેવતાઓ મસ્ત થઇ જતા હતા તેવો ઉલ્લેખ છે. મહાભારત અને રામાયણપરથી સ્પષ્ટ જણાય છે કે પ્રાચીન ભારતમાં શરાબ પીવાતો હતો. કેટલીક જ્ઞાતિઓમાં તે પીવાની સંપૂર્ણ છૂટ હતી, અને કેટલીક જ્ઞાતિઓએ દારૂ પીવા માટે સજા ઠરાવી હતી." રાધાનાથે વિગતો આપવા માંડી.

"હં! કેટલીક જ્ઞાતિઓ દારૂ પીવા માટે સજા કરતી હતી ને? તમે તો વ્હાલા, ધર્મગુરૂ છો—બ્રાહ્મણોએ દારૂ પીવો એ પાપ છે."

"હા. બ્રાહ્મણ જો દારૂ પીએ તો તેણે સીસાનો રસ પી આપઘાત કરવો એવું એક શાસ્ત્રમાં ફરમાન છે;× પણ કેટલા બ્રાહ્મણોએ એવી રીતે આપઘાત કર્યો હતો તેની કોઈ ખબર આપતું નથી." રાધાનાથ જરા વ્યંગથી બોલ્યો.

"બસ ત્યારે! હું જ જીતી! તમે બ્રાહ્મણ છો એટલે તમારાથી ન પીવાય."

"પણ ગાંડી! ભગવદ્ગીતાએ શરાબની પ્રશંસા કરી છે ને?"

"ક્યાં?"

"સાંભળ! ભગવાન શ્રી કૃષ્ણ કહે છે કે ત્રણ વેદને જાણનારા, સોમરસ પીનારા, પાપથી મુક્ત થયલાઓ મને નિઃસ્વાર્થ ભજીને સ્વર્ગનો માર્ગ બતાવવા માટે મારી પ્રાર્થના કરે છે અને તેઓ વૈકુંઠમાં જઇને દેવતાઓની મીજબાનીના લ્હાવા લે છે. હવે એ સોમરસ શું છે તે જાણે છે? ભગવાન શ્રી કૃષ્ણ સોમરસને

---

× Indo Aryans Vol. I. chapter VI. By Raja Rajendralal Mitra. L. L. D; C. I. E.

સ્વાદિષ્ટ " કહે છે. જો તેમણે તે ચાખ્યો ન હોય તો તે સ્વાદિષ્ટ છે તેની તેમને શી રીતે ખબર પડે ? મનુ ભગવાન પણ કહે છે કે શરાબ પીવામાં કલંક કે પાપ નથી, પણ તે ન પીવાથી જીવન વધુ સાત્વિક બને છે. જ્યારે યાદવો ખૂબ દારૂડીઆ થઇ ગયા ત્યારે જ તેમનો નાશ થયો હતો. આ પરથી જણાશે કે સામાન્ય રીતે થોડીક લહજ્જત કરવામાં પાપ નથી. "

" તમને મારા જેવી પામર સ્ત્રીથી ન પહોંચાય; પણ વ્હાલા! તમે જ કહો છો ને કે બ્રાહ્મણોથી શરાબ ન પીવાય—"

" અગાઉના ઋષિમુનીઓ પણ શરાબ પીતા હતા. "

" ખોટું. "

" નહિ, સાચું: મહાભારતના આદિપર્વ પરથી જણાય છે કે: અર્જુન રૈવત પર્વતપર મોજ કરવા ગયો હતો ત્યારે તેણે શરાબની લહજ્જત ચાખી હતી. બીજી જગ્યાએ કૃષ્ણ અને અર્જુનની " શરાબની લાલીવાળી આંખો "નાં વર્ણનો છે. રામાયણપરથી જણાય છે કે એકવાર વશીષ્ઠ મુનીએ વિશ્વામિત્રને રમ ( Maireya ) સાથે મીજબાની આપી હતી અને ભારદ્વાજ મુનીના આશ્રમમાં ભરત અને તેના લશ્કરે રાતવાસો કર્યો ત્યારે એ મુનીરાજે ભરત અને તેના સૈન્યની શરાબ પાઇને મહેમાનગીરી કરી હતી. ભગવદ્‌પુરાણમાં સૌત્રમણીની ક્રિયા વખતે બ્રાહ્મણોને દારૂ પીવાની છૂટ આપી છે અને માર્કંડેયપુરાણમાં દેવી દુર્ગાને દારૂની પરમ ભક્ત જણાવી છે તે તો આખી આલમ જાણે છે. " *

---

* ઇ. સ. પૂર્વે ૩૨૧ અને ૨૯૬ ની વચ્ચે લખાયલા કૌટીલ્યના " અર્થશાસ્ત્ર " માં શરાબ વિષે એક આખું પ્રકરણ રોકવામાં આવ્યું છે. કૌટીલ્ય કહે છે કે:

" Generally liquor was only to be sold in shops though " those who are well known and of pure charecter may take liquor out of shops." Bad liquor shall be sold

"તમે તો જબરા પંડિત છો. મારાથી તમને ન પહોંચાય. પણ બળ્યું! તમને એ શું શોખ લાગ્યો છે?"

"ગાંડી! એતો મસ્તી છે મસ્તી! શરાબ કુદરતની અજબ બક્ષીસ છે. તેના નીશામાં કોઇ અનેરી લહજ્જત છે. જા, લઇ આવ. તું નારાજ થતી હોય તો હું થોડો લઇશ..."

"હા. ધીમેધીમે હું તમને એ બલાથી છોડાવવા માગું છું."

"ભલે ભલે, પણ તું આમ ગુસ્સે ન થઇ જા. તારે માટે હું શરાબ પણ છોડીશ." રાધાનાથ લલિતાના સૌંદર્યને નમ્યો. લલિતા હસી ને કબાટ ઉઘાડી શરાબની બાટલી લઇ આવી.

---

elsewhere or given to slaves or workmen in lieu of wages..
"Liquor shops shall contain many rooms provided with beds and seats apart. The drinking rooms shall contain scents, garlands of flowers, water and other comfortable things suitable to the varing seasons."

"Spies stationed in the shops shall ascertain the value of the dress, ornaments and gold of the customers lying there under intoxication,"

અર્થ: "સામાન્ય રીતે પીઠામાં જ દારૂ વેચવો; પણ પ્રખ્યાત અને પવિત્ર ચારિત્ર્યવાળા માણસો પીઠાની બ્હાર દારૂની બાટલી લઇ જઈ શકશે." (પીઠામાં દારૂ વેચનાર હાલમાં "on shop" કહેવાય છે અને દારૂની બાટલી વેચનારી "off shop" ગણાય છે.) :ખરાબ દારૂ બીજી જગ્યાએ વેચવો અને તે ગુલામોને પાવો યા મજુરોને મજુરીના બદલામાં આપવો. દારૂના પીઠામાં જૂદાં બીછાનાં અને બેઠકોવાવાળા અનેક ઓરડા રાખવા જ પડશે. વળી તેમાં સેંટ, ફુલના હાર, પાણી અને ઋતુ ઋતુના રંગ પ્રમાણે રંગરાગની બીજી ચીજો પણ રાખવી પડશે. રાજ્ય તરફથી પીઠામાં રાખેલા જાસુસો નીશાબાજ થઇ પડેલા દારૂડીઆઓનાં વસ્ત્રો, અલંકારો વગેરેની કિમ્મત નક્કી કરશે." (ધી ટૂ ટેમ્પરંસ પબ્લીસીટી બ્યુરો, દીલ્હીએ પ્રગટ કરેલી પત્રિકામાંથી)

" લો, આજે આ એક જ પ્યાલી "! " લલિતાએ રાધાનાથની ગોદમાં બેસી તેના મ્હોં આગળ પ્યાલી ધરી. મહારાજ એક ઘુંટડે તે ગટગટાવી ગયો. એક સીગરેટ ફુંકતાં જ તેની આંખો ઘેરી થઇ. શરાબનો નીશો ચઢયો અને તે લલિતાને જરા વધુ નજીક ખેંચી બોલ્યો:

" પ્યારી ! એક પ્યાલી ઔર ભર દે. "

" તમે એવા ને એવા જ રહ્યા ! " લલિતા ખડખડ હસી પડી. રાધાનાથે બીજી અને તે પછી ત્રીજી પ્યાલી ઉડાવી.

" અરે ! દીલદાર ! તું તો જરા લે. " તેનો અવાજ લથડ્યો.

" નહિ. હવે હું દારૂના ટીપાંને પણ અડકવાની નથી."

" વા...વાહ ! તું–તું સાધ્વી થઈ ગઇ !–" રાધાનાથ બ્હારમાં આવ્યો. તેણે સ્વહસ્તે પ્યાલી ભરી અને લલિતાના મ્હોં આગળ ધરી બોલ્યો: " લે, વ્હાલી, લે ! મઝા કર–રંગ ઉડાવ–"

" નહિ વ્હાલા ! મને માફ કરો. " લલિતાએ આડા હાથ ધર્યા.

" મારી સામે થાય છે? લે, પી જા, મારા સમ ! "

શરાબીની હઠ આગળ લલિતા લાચાર થઇ. તેની દશા વિચિત્ર હતી. તેને આ દારૂડીઆની દયાપર જ જીવવાનું હતું. જો રાધાનાથ તેને છોડી દે તો ફરીથી વેશ્યાવાડામાં જવા શિવાય લલિતા માટે બીજો રસ્તો ન્હોતો. આવા વિચારથી જ તેણે કમને પ્યાલી હાથમાં લીધી અને કચવાતે મને થોડોક શરાબ પી ગઇ. આ ઝેરી વસ્તુ પેટમાં જતાં જ તેની અસર થઇ. લલિતા થોડીકવાર પ્યાલી તરફ જોઇ રહી, ગંગા ડોશીના ઘરમાંના સંસ્કારો તાજા થયા. શરાબની તૃષા વધી અને તે જાતે જ પ્યાલી ખાલી કરી ગઇ.

" શાહબાશ ! ઓર પ્યાલી ભરો ! " રાધાનાથ બોલ્યો.

લલિતાએ બીજી પ્યાલી ભરી. અરધી પોતે પીધી અને અરધી રાધાનાથ તરફ ધરી. તરત જ પ્યાલી ખાલી થઈ ગઇ અને બન્ને નીશામાં એકબીજાને અડપલાં કરવા લાગ્યાં.

આ વખતે દ્વાર ધીમેથી ઉઘાડી એક દાસી બ્હીતી બ્હીતી અંદર આવી. ઉભયમાંથી કોઈની પણ તેનાપર નજર પડી ન્હોતી. દાસી રાધાનાથની વિશ્વાસુ અને માનીતી હતી. જ્યારે કોઈ રમણી ન મળે ત્યારે આ દાસીએ રાધાનાથની માશૂક થવાનો લ્હાવો લીધો હતો; છતાં તે આજે જરા ડરી, ધીમે પગલે તે રાધાનાથ પાસે ગઇ અને તેના ખભાપર હાથ મૂકી બોલી:

" પ્રભુ !..."

શરાબીએ નજર ઉંચી કરી. દાસીને જોઈ તે જરા ગુસ્સે થયો.

" શું છે ? "

" પ્રભુ ! આ ચીઠ્ઠી—"

" જહન્નમમાં નાંખ " રાધાનાથ બરાડયો.

" પ્રભુ ! જરા વાંચી તો જુઓ."

" શું છે ડાહી ! " લલિતા જરા શુદ્ધિમાં હતી તે બોલી.

" ઘણી કામની ચીઠ્ઠી છે. "

" લાવ. "

લલિતાએ ચીઠ્ઠી હાથમાં લીધી. શરાબના ઘેનને લીધે ચીઠ્ઠી વાંચતાં તેને જરા વાર લાગી.; પણ ચીઠ્ઠી વાંચતાં જ તેનો નીશો ઠંડો થઇ ગયો–તેના હોંસકોસ ઉડી ગયા–અને તે ફાટી આંખે રાધાનાથ તરફ જોઈ રહી.

" શ–શ–હીક શું છે ? " રાધાનાથે પૂછ્યું.

" વ્હાલા ! વાત ગંભીર છે. લો, વાંચો. "

" તું જ વાંચ ! કોની ચીઠ્ઠી છે ? "

" પેલી રાંડ કાળમુખીની—"

" કોની ? "

" ગંગા ડોશીની. " લલિતાએ સ્પષ્ટ નામ દીધું. રાધાનાથને તરત શુદ્ધિ આવી.

" એ બલા વળી શું કહે છે ? લાવ—" તેણે ચીઠ્ઠી વાંચી. તે નીચે પ્રમાણે હતી:—

" પરમ દયાળુ શ્રી રાધાનાથ મહારાજની સેવામાં:—

તમે તો જબરી કરી. તમે મારે ત્યાંથી સોનાની ચલ્લી ઉપાડી ગયા. હવે તમે લાખો કમાશો: તો આ દાસીપર કૃપા કરી આજે મને દસહજાર રૂપીઆ મોકલી આપશો. જો ચીઠ્ઠીનો જવાબ નહિ મળે તો તમે મને સારી પેઠે ઓળખો છો એટલે વધુ લખવાની જરૂર નથી.

લી.

ગંગા. "

" બદમાસ ! એ સાલી જાતપર જવા માગે છે. પણ ફીકર નહિ. જા, ડાહી ! એના માણસને કહે કે હું ડોશીને મળી જઈશ. "

દાસી નમીને વિદાય થઈ અને રાધાનાથ લલિતાને ચિંતાગ્રસ્ત જોઇ તેને વધુ શરાબ પાવા લાગ્યો.

## પ્રકરણ ૨૮ મું.

### તારાની જાળ.

સાંજે સાતેક વાગવા આવ્યા હતા. ગંગાડોશી મલકાતી મલકાતી રાધાનાથની રાહ જોતી બોખા મ્હોડે જેમતેમ પાન અને તમાકુ ચાવતી હતી. તેની દીકરી તારાનું અત્યારે પ્રભાત પડ્યું હતું. તે હમણાં જ આળસ મરડીને પલંગપરથી ઉઠી હાથ મ્હોં ધોઇ ચાંલ્લો ચોટલો કરવામાં ગૂંથાઈ હતી. ગંગાડોશીના ઘરની બીજી માયાની પૂતળીઓ ડોશી અને તેની દીકરીની ખરીદેલી બાંદીઓ હતી એટલે એ બિચારીઓને નસીબે રાતના ઉજાગરા અને દિવસે ઘરની ગદ્ધા-મજુરી જ લખેલી હતી. ડોશીના ઘરની આ હતભાગિનીઓ રાતે બે અઢી વાગે પણ ભાગ્યે જ ધંધામાંથી મુક્ત થતી. જો કોઇને આખી રાત માટે છેલછબીલો મળી જતો તો ડોશીનું ગજવું ચીકાર થતું, પણ પેલી હતભાગિની સ્ત્રીના બાર વાગી જતા. આખી રાતના ઉજાગરા વેઠવા છતાં એ બિચારીઓને દિવસે આરામ મળતો ન્હોતો. સ્હવારે નવ વાગ્યાથી માંડીને સાંજે ચાર વાગ્યા સુધી તેમને ડોશીનું ઘરકામ કરવું પડતું અને પાપી પેટનો ખાડો પૂરવા માટે એ બાપડીઓ ભ્રષ્ટ અને ગુલામી જીવન ગાળતી મૃત્યુની પ્રાર્થના કરતી. બ્રહ્માએ જો કોઇના શરીરપર સૌન્દર્યનું પાત્ર વધુ ઢોળી દીધું હોય તો તેને જ જરા આરામ મળતો, ડોશીની તેનાપર મીઠી નજર રહેતી અને જ્યાં સુધી તેનું સૌન્દર્ય ઝગારા મારતું હોય ત્યાં સુધી તેના સારા ભાવ પૂછાતા. પણ તે પછી એવી સૌન્દર્યવતીઓ પણ હડે હડે થતી અને અંતે રોગી, નિર્બળ અને બેડોળ થઈ મ્યુનિસિપાલિટીને ખર્ચે સોના-પુરમાં ચીર શાંતિ પામતી.

"માડી ! હજુ પેલો સાધુડો ન આવ્યો." તારાએ ચોટલો ઓળી અંબોડામાં રૂપેરી ચીપીઆ ખોસતાં કહ્યું.

" આવશે, દીકરી ! આવશે. તારી માએ એવા તો કેટલાય ધુતારાને ઠેકાણે આણ્યા છે. તું ગભરાય છે શાને ? એ મુઓ આવશે નહિ તો જવાનો ક્યાં છે ?

" પણ માડી ! સોનાની ચક્લી છે. નકામી ગડબડ કરીને એની સાથે બગાડતી ના. " તારાએ સલાહ આપી.

" તારા કરતાં મેં પાંચ દીવાળી વધુ જોઈ છે, સમજી ? તું જો તો ખરી ! એ ભામટાનું આખું મંદિર ખાલી ન કરાવું તો મારૂં નામ ગંગા નહિ. "

" એઇ મોતી ! રાંડ હજુ શું કરે છે ? ચ્હાને કેટલી વાર ? તારાએ માની વાતથી સંતુષ્ઠ થઇ મોતી નામની કમનશીબ વેશ્યાપર તગાદો કર્યો.

" હમણાં થશે બ્હેન ! હમણાં જ પાણી મેલ્યું. " મોતી ગરીબડા અવાજે બોલી.

" તે અત્યાર સુધી શું કરી મરતી હતી ? "

" નળપર હતી. "

" ચૂપ રહે ! સામા જવાબ આપતાં શરમાતી નથી ? કામ કરી કરીને મરી જાય છે તે હું સારી પેઠે જાણું છું. " તારા બરાડી મોતી ભયથી સડક થઇ ચૂપ થઇ ગઇ. વિના વાંકે તેને તારાએ અનેકવાર મારી હતી–ભૂખી રાખી હતી અને વિધવિધ રીતે સતાવી હતી. એકવાર સમાજના એક કાયદાનો ભંગ કરી વેશ્યાવાડામાં જનારી સ્ત્રીને આશરો આપનાર મોત શિવાય બીજું કોઇ જ નથી. એવી તારાએ મોતીને ખાત્રી કરી આપી હતી ! મોતીએ ઉતાવળે ઉતાવળે ચ્હા તૈયાર કરી અને પ્યાલા ભરી જીવતી ડાકણો સમી મા દીકરી સામે ચ્હાના પ્યાલા મૂક્યા.

" હવે વાળ બાળ ઓળ–પેલી લાલ સાડી પહેર ને વેણી પહેરી તૈયાર થઇ બેસ " ગંગાડોશીનો હુકમ છૂટ્યો. તેની " ઓફીસ " ઉઘડવાનો સમય થઈ ગયો હતો.

" વારૂ બા ! " મોતીએ નમ્રતાથી કહ્યું અને તે "ઓશીસ" ની તૈયારી કરવા મંડી.

" એ માડી ! પેલો આવ્યો. " બારીએ પાનની પીચકારી મારવાને ઉભેલી તારાએ કહ્યું. ડોશી ચેતી ગઇ કે રાધાનાથ આવે છે ! તેણે તરત ગંભીર ભાવ ધારણ કર્યો. બનાવટી હાવભાવ કરવામાં તે પાવરધી હતી. તારાને ઇશારાથી હીંચકાપર બેસવાનું કહી ડોશી આરામખુરશીપર આડી પડી !

રાધાનાથ થોડી જ પળમાં ઉપર આવી દિવાનખાનામાં દાખલ થયો. હંમેશની પેઠે આજે તેના વદનપર હાસ્ય ન્હોતું. તે પણ ગંભીર હતો. તેની આંખોમાં ગુસ્સાની છાંટ હતી.

" આવો–" ડોશી બોલી.

રાધાનાથ ચુપચુપ એક ખુરશીપર બેઠો. તારાએ તેના તરફ જોઈ નયન નચાવ્યાં. પણ રાધાનાથપર તેની અસર થઈ નહિ. તારા કંઇક નિરાશ થઈ. તેણે રાધાનાથને એકવાર પાંદડે પાંદડે પાણી પાયું હતું. એ રાધાનાથ તેના તરફ આંખીને પણ ન જુએ તેથી તે ગુસ્સે થઇ. તેને લલિતાની ઇર્ષ્યા આવી અને રાધાનાથ તથા લલિતાને બરાબર સતાવવાનો તેણે મનમાં નિશ્ચય કર્યો.

" કેમ ! મને શું કામ બોલાવ્યો હતો ? રાધાનાથે કમને વાતની શરૂઆત કરી.

" તે તમે જાણતા નથી ? " ગંગાએ કંઇક ગરમ અવાજે જવાબ આપ્યો.

" જો ડોશી ! તું મારી સાથે જે વર્તન ચલાવે છે તે યોગ્ય નથી. "

" એટલે ? " તારા વચ્ચે પૂરાઇ.

" અમે તમને રાજી કરવાને લલિતા સોંપી દીધી હતી. પણ તમે તો મારા કરતાંય ઉસ્તાદ નીકળ્યા ! એ રાંડ મારા ઘરની

ટુકડાચાટુ દેવી બનીને બેસે, તમને લક્ષ્મીની રેલમછેલ થાય અને અમ ગરીબ માણસને કંઇ જ ન મળે એ ક્યાંનો ન્યાય ? " ગંગાએ મુદ્દો સ્પષ્ટ કર્યો.

" મેં તમને ઓછા પૈસા આપ્યા છે ? "

" ઓહોહોહો ! તમે તો અમને કુબેરનો ભંડાર આપી દીધો હતો, કેમ ? તમેય સમજુ થઇને કેવી વાત કરો છો ? અમે જાન જોખમમાં નાંખી તમારે માટે બુલબુલો શોધી લાવીએ અને તમે પાંચ પંદર રૂપીઆ આપો એટલે આવી વાત કરો. "

" ડોશી " રાધાનાથના અવાજમાં કંઈક સત્તા આવી: " મેં તને હજારો રૂપીઆ ખવાડ્યા છે છતાં તું મારી સામે થાય છે ?"

" હા; કારણ કે તમે હજારોની કમાણી કરવા માટે જ લલિતાને લઈ ગયા છો ! તમારા જેવા મરદ જેવા મરદ બૈરીની કમાણીપર તાગડધીન્ના કરવા તૈયાર થાય તો અમે તો બદનામ થએલી વેસ્યાઓ છીએ જ ! અમને શું છે ? તમે અમારે ત્યાં ભલે બકરા જેવા થઈ આવો, પણ ધોળે દહાડે અમને કોઇ માન આપવાનું છે?"

" તું કહેવા શું માગે છે ? મારે તારી સાથે વધુ લવરી નથી કરવી. "

" રાધાનાથ ! આમ બીજી કોઇને જઇને ડરાવજો હો ! ગંગા ડોશીને નહિ ! મેં સાતસો કુવાનાં પાણી પીધાં છે અને તમારા જેવા કેટલાય મારી આગળ પાણી ભરી ગયા છે ! "

" હું તારી સાથે તકરાર કરવા નથી આવ્યો. "

" તો મેં માગેલી રકમ લાવો. "

" એમ તો તું મને વારંવાર સતાવ્યા કરશે ! "

" તેમાં કંઈ નવાઇ છે ? લલિતાની કમાણીમાં મારો ભાગ નથી ? ગંગા ડોશી વીફરી.

" મેં તને પહેલાંથી જ દસ હજાર રૂપીઆ આપી દીધા છે. "

" હા, પણ હવે તેટલાથી નહિ ચાલશે. તમારી દેવીને જે ભેટ મળે તેમાં મારો લાગો હોવો જ જોઇશે. "

" અને હું ના પાડું તો ? "

" ના પાડશો ? " ડોશીએ આંખ ફેરવી. "તમે ના પાડવાની હિમ્મત જ કરી શકવાના નથી. જો તમે મને સંતોષવાની ના પાડશો તો બીજે દિવસે આખી દુનિયાને હું જાહેર કરીશ કે હિમાલયપરથી તપ કરી આવેલી દેવી વસ્તુતઃ દેવી નથી પણ એક ભ્રષ્ટ વેશ્યા છે અને તમે એવી વેશ્યાને દેવી બનાવી શ્રદ્ધાળુ પ્રજાને ઠગનારા શયતાન છો ? "

" બસ બસ ! તારાથી થાય તે કરી લેજે. હું તને એક પાઇ પણ આપવાનો નથી. આવી રીતે મને સતાવવા માટે હું પોલિસને ફરીઆદ કરીશ અને તને " બ્લેક મેઇલીંગના વાંક માટે " સાત વરસની સજા કરાવીશ. " રાધાનાથે ડરતાં ડરતાં છેલ્લી સોગટી ફેંકી; પણ આ બાજુ જમાના–ખાધેલ ગંગાડોશી હતી. તે કાયદાથી કે પોલિસથી ડરતી ન્હોતી.

" તમે પોલિસને ફરીઆદ કરશો ?..." તે ધિક્કારથી હસીઃ " અહો, કાલે કરતા હો તો આજે કરો ! એથી રૂડું શું ? પણ તમે પોલિસ પાસે જશો ત્યારે હું શું કરીશ તે જાણો છો ? "

" શું ? "

" હું તમારા તમારી બધીય માશૂકા સાથેના ફોટાઓ કોર્ટમાં રજુ કરીશ. રાધા, ચંપા, સીતા, ગુલાબ, મણી, મોતી, કેતકી, ચમેલી, એલન, શીરીન, મરીયમ, લલિતા ! બીજી કેટલીય હશે તેનાં નામ પણ મને યાદ નથી આવતાં ! "

" પણ ગાંડી ! તુ મારી સામે દુશ્મની કરશે તેથી તારૂં શું વળશે ? "

" મારૂં ભલે કંઈ નહિ વળે. જે માણસ મારી સાથે ભુંડાઇ કરે તેને પાયમાલ કરવામાં જ મને આનંદ મળે છે. જો હું વીફરીશ તો તમારી આબરૂની રેવડી કરી નાખીશ. તમે પદભ્રષ્ટ થશો અને તમારે અને તમારી લલિતાને ટુકડા રોટલા માટે ભીખ માગવી પડશે ! "

" શાંત થા, શાંત થા, તારે ગરમ થવાની જરૂર નથી. "

" તમે મને ગરમ કરો છો "

" વારૂ જવાદે કજીઓ ! તને કેટલા જોઇએ છીએ ? "

" ૫૦૦૦ "

" એટલા બધા ? જરા તો વિચાર કર. મારે ત્યાં કંઈ પૈસાનાં ઝાડ નથી ઉગતાં "

" હમણાં પાંચ હજાર આપો. પછી હું વધુ નહિ માગું. "

" જો પછી મને વારંવાર ના સતાવતી, "

" વારૂ, હું ય સમજું છું ને કે મીઠા ઝાડનાં મૂળ ન કઢાય ? "

" તો સારૂં, લે, આ પાંચ હજાર ! " કહી રાધાનાથે ડોશીના હાથમાં પાંચ નોટ મૂકી. તારા હીંચકાપર પડી પડી મલકાઇ.

" હવે મને કે લલિતાને ના સતાવતી "

" વારૂ, વારૂ, શાંતિ રાખો, રાધાનાથ ! લલિતા તો આજકાલની છે. એકવાર તમને મારૂં મ્હોં જોયા વિના ખાવાનું ભાવતું ન્હોતું તે યાદ છે ?" તારા હીંચકાપરથી ઉઠીને બોલી. ડોશી તારાની યુક્તિ સમજી ગઈ અને હું " હમણાં આવું છું " કહી ત્યાંથી ગચ્છંતિ કરી ગઈ.

" રાધાનાથ ! વ્હાલા ! મને તો તમે છેક જ વીસારી મૂકી ! " તારા નખરાં કરતી રાધાનાથ પાસે જઈ એકદમ તેના ખોળાપર બેસી ગઇ.

" ના–ના—"

" ના ના શું ? એમ ન હોય તો તમે આવું કરો ખરા ? હું તમારાપરથી વારી ગઇ હતી. તમને નવા નવા રંગ લાગ્યા તો મેં મારી નજર સામે તમને ગોપીઓ વચ્ચે રાસ રમાડયા છે. છતાં તમને કંઇ દરકાર છે ? નર ભ્રમર કહેવાય છે તે ખોટું નથી. "

તારાએ આટલું કહી રાધાનાથનું મ્હોં ઉંચું કરી તેને ચુંબન લઇ લીધું અને પછી તે એવા કાતિલ હાવભાવ કરતી બેઠી કે રાધાનાથ પાણી પાણી થઈ ગયો !

" જરા લેશોને ? " તારા તેના ખોળાપરથી ઉઠતાં નયન કટાક્ષમારતી બોલી.

" થાવા દે ત્યારે ! આજે ફરીથી તારી સાથે બહાર ઉડાવીએ. "

" હા વ્હાલા ! જૂનું તે જ સોનું હો ! "

" પણ તારી મા મને સતાવે છે તે ઠીક નથી થતું. "

" એ તો હોય ! ઘરડું માણસ છે ! હું એને સમજાવીશ. "

તરતજ તારાએ " જોની વાકર " ની બાટલી કાઢી, રાધાનાથની ખુરશી આગળ નાનું સુંદર ટેબલ ગોઠવ્યું અને બે પ્યાલામાં વ્હીસકી નાખી તેમાં સોડાનું મિશ્રણ કર્યું.

" લ્યો વ્હાલા ! ઉડાવો રંગના પ્યાલા ! પીઓ લાલા, પીએ લાલી, મધુરા રંગના પ્યાલા—"

તારાને કવિતા સ્ફૂરી આવી. વિષયી સાધુ રમણીની જાળમાં ફસ્યો. ઘડીભર તે લલિતાનેય ભૂલી ગયો અને લાલ પાણી પેટમાં જતાં તે તારા સાથે પ્રેમચેષ્ટા કરવા લાગ્યોં. પ્યાલી પછી પ્યાલી ભરાઇ. તારા ઉસ્તાદીથી રમત રમતી હતી. તે રાધાનાથની પ્યાલી ખાલી રહેવા દેતી જ નહિ અને પોતે તદ્દન ધીમે ધીમે પીને રાધાનાથને કટાક્ષથી ઘાયલ કર્યા કરતી.

" તા...રા...તારા—હીઃ ! કંઇ ગા—"

" હા, વ્હાલા ! " કહી તારા હાર્મોનિયમપર બેઠી. રાધાનાથ ચીરૂટ સળગાવી આરામખુરશીપર પડ્યો અને તારાએ ગાયન છેડ્યું:

કાંટો લાગ્યો રે ! દેવરીયા મોંસે સંગ ચલો ના જાય,
સંગ ચલો ના જાય, મોંસે સંગ ચલો ના જાય;
કાંટો લાગ્યો રે ! દેવરીયા મોંસે સંગ ચલો ના જાય.

ગાયનની કડી કડીએ રાધાનાથ ડોલવા લાગ્યો, તારા તેના તરફ જોઇ હસતી, આંખ મારતી, અંગ મરોડતી ગાયન ગાઇ રહી.

ગાયનની એક એક કડી શૃંગારી હતી. રાધાનાથ શરાબની ઝુમમાં પાગલ થઈ ગયો અને છેલ્લી લીટી ગવાય તે પહેલાં જ તે લથડતી ચાલે તારા પાસે જઇ તેને પોતાની પાસે ખેંચી લાવ્યો.

" કેમ ખુશ છોને વ્હાલા ! "

" હા–હા–વ્હાલી, તારી તો બલીહારી જ છે. "

" પણ તમારી કૃપા ક્યાં છે ? "

" બોલ, શું જોઇએ છે ? "

" જાઓ, હું કંઇ પૈસાની ભૂખી છું ? તમારા પૈસા તમારી લલિતાને ખવડાવો—"

" નહિ, નહિ, વ્હાલી ! તું–તું–મારી આંખોનું નૂર છે...લે, આમાંથી તને મન ગમતી સાડી લાવજે—" રાધાનાથે ઝુમમાં ને ઝુમમાં ગજવામાં હાથ નાખ્યો અને હાથમાં આવી તેટલી–લગભગ આઠ દસ નોટો રાધાના હાથમાં મૂકી દીધી ! તારાએ ચુપચુપ નોટો ચોળીના ગજવામાં સેરવી–રાધાનાથને ગાઢ આલિંગન દઈ બે ચાર ચુંબનો ભેટ આપ્યાં અને તે પછી એક બીજી ખુરશીપર બેસી તેણે બૂમ મારી..."

" અલી રંભા..."

" આ...વી..." મુરલીના મધુર અવાજ જેવો અવાજ આવ્યો.

એ ત્રણ પળમાં એ ઓરડામાં એક સોળ વર્ષની રમણી આવી, શરમથી નીચું જોઇ ઉભી રહી. એનું નામ રંભા ! ગંગા ડોશી બે ત્રણ દિવસથી જ એને પોતાને ત્યાં લઈ આવી હતી ! રાધાએ લાગ જોઇને એને બોલાવી, રાધાનાથને પાગલ કરવાની તક લીધી.

રંભા ! ખરેખર તે રંભા જ હતી. રવિવર્મા કે મઝુમદારની કલ્પનામાં એવી રંભા નહિ આવી હોય ! તેનું વદન કંઈક શામળું પણ ગોળ અને ઘાટીલું હતું. આંખોમાં કામની ખુમારી હતી. ગાલો-પર આરોગ્યની સુરખી હોવાથી એના શામળા રંગમાં રતાશનું મિશ્રણ થયું હતું. એની પાતળી ગરદન, એની મોહક કમ્મર અને પગથી માથા સુધીની સુડોળ મૂર્તિ જોતાં જ રાધાનાથને કંઇનું કંઇ થઇ ગયું. રંભાએ વાદળી રંગની સાડી પહેરી હતી અને તેની વાદળી ચોળીમાં કેદ પુરાયલાં હૃદયાંશુજો બ્હાર નીકળવાને ડોકીયાં કરતાં હોયની એવાં લાગતાં ! એ આવી અને મૌન ઉભી રહી. એનાં નયન ભૂમિ તરફ ઢળેલાં હતાં, છતાં એણે નીચું જોતાં જોતાં સ્મિતહાસ્ય કરી રાધા-નાથને સદેહે સ્વર્ગમાં મોકલી આપ્યો.

" ત–ત–તારા ! આ કોણ ? " તેણે લથડતા અવાજે પૂછ્યું.

" એ તમારી નવી—" તારાએ વ્યંગ કર્યો.

રાધાનાથ હસ્યો.

" શાબાશ, તારા ! તું ખરેખર મારી સાચી પૂજારણ છે. "

" પૂજારણ તો કેવી ? જુઓને ! સાક્ષાત્ રંભા તમારી નજર સામે ખડી કરી છે. "

" હા–હ–શાબાશ ! "

" આજે અહીં જ રહેશો ને ? "

" હા. "

થયું. રાધાનાથ ને રંભાને ઓરડામાં એકલાં મૂકી તારા હસતી હસતી વિદાય થઈ ગઈ અને ગંગા ડોશી સાથે લડાઈ કરવા આવેલો મહારાજ નવી જ જાળમાં ફસાયો.

## પ્રકરણ ૨૯ મું.

### લલિતાનું વેર.

રાધાનાથ ગંગાડોશીને મળવા ગયો ત્યારે અરધા કલાકમાં પાછા ફરવાનું લલિતાને વચન આપી ગયો હતો. ડોશીની ચીઠ્ઠી આવી ત્યારથી લલિતાના પેટમાં ફાળ પડી હતી. એ કાળમુખી તેને જંપીને રહેવા દેવાની નથી એવો લલિતાને ભય લાગ્યો હતો અને ત્યારથી જ તેની જમણી આંખ ફરકતી હોવાથી કંઇક અમંગલ થશે એમ લલિતાને લાગતું હતું. ડોશીની ચીઠ્ઠી જોઇને તે અને ભામટો મહારાજ ઉભય ડર્યાં હતાં. રાધાનાથને પોતાની ગાદી અને પ્રતિષ્ઠાની દરકાર હતી. લલિતા બે ટંક સુખે રોટલો ખાઇને જીવવાને આતુર હતી અને જો ડોશી તેનો ભરમ ફોડી દે તો તેને જનસમાજમાં હડધૂત થઇને ફરીથી વેશ્યાવાડામાં નર્કયાતના ભોગવીને જ મરવું પડે એવો ભય હતો. તેણે રાધાનાથને ગળે વળગી પોતાના સોગન દઈને ડોશીને ગમે તેમ સમજાવી લઈ તરત પાછા ફરવાની વિનંતિ કરી હતી. મોહલુબ્ધ મહારાજ તેના ગળાના સોગન ખાઇને ડોશીને મળવા ગયો હતો: અને લલિતા મહારાજની રાહ જોતી મંદિરમાંના પોતાના આવાસમાં ચિંતાતુર થઇ એક સોફાપર બેઠી હતી.

"શું ભગવાનને ત્યાંય ન્યાય નથી ? મારાપર દુઃખનાં ઝાડ તુટી પડયાં—હું ઘરની ગઇ—ગામની ગઇ—ભ્રષ્ટ થઈ—બદમાશ ગંગાડોશી અને તારાની ગાળો ખાઇ આવી તો પણ પ્રભુ મને ઠરવા દેતો નથી..." લલિતાના મનમાં વિચારો આવવા લાગ્યા: "મેં શાં પાપ કર્યાં ? ઓ પ્રભુ ! મેં કોનો બાપ માર્યો છે ? મને પતિત કરનારને સમાજ ચકાર પણ કરી શકતી નથી, અને હું આટલે વખતે જરા ઠરી છું તોય મારા કપાળે શાંતિ લખી નથી. આ તે કઇ જાતનો ન્યાય ?"

ગંભીર અને શોકગ્રસ્ત વદને સોફાપર બેસી તે આવા આવા વિચાર કરી રહી હતી. તેની નજર સામેથી સિનેમાના ચિત્રોની પેઠે અનેક દૃશ્યો વહી જતાં હતાં:

" આજે મારી માનું શું થયું હશે ? ભાઇ શું કરતા હશે ? જયા બ્હેનનાપર શી શી વીતી હશે ? અરે રામ ! મને ફરીથી જન્મ આપે તો પત્થરનો અવતાર આપજે. વાઘ યા વરૂને ત્યાં મોકલજે; અરે ! આફ્રિકાના જંગલમાં ફેંકજે, પણ દયાને ખાતર મને " હિન્દુ કન્યા " ના બનાવતો ! એ ગોઝારી સમાજ જીવવાને લાયક નથી—સંગ કરવાને લાયક નથી ! અરે, એના ખપ્પરમાં હજારો સીતાઓ અને સાવિત્રીઓ હોમાઇ ગઇ અને એ ભયંકર હોમ ચાલુ છે તેથી જ હિન્દુઓ દમ્ભી, ભીરૂ, સગવડીઆ અને નામર્દ થઇ ગયા છે. એ લોખંડી હૃદયની સમાજને દયા નથી તેથી જ અનેક યુવાન હિંદુબાળાઓ મુસલમાન થઇ જાય છે. " મંગળા " વિધવાને કપાળે કંકુનો ચાંલ્લો જોતાં હિંદુઓના રામકૃષ્ણ પોકેપોક મૂકી ભરરસ્તામાં છાજીયા લેવા માંડે છે પણ એ જ મંગળા " ફાતમા બીબી " થઇ ભર બજારમાંથી ચાલી જાય તો ભલો ધનેતર તેની નિંદા કરી શકતા નથી. " વિધવા—વેસ્યા—દેવી—લલિતાની વિચાર-માળા ક્યાંથી ક્યાં જવા લાગી. તેની નજર સામે હિંદુ સમાજનો પ્રલય દેખાવા લાગ્યો. વિચારમાં ને વિચારમાં તેને તંદ્રા લાગી ગઈ. તેને સ્વપ્ન આવ્યું એ સ્વપ્નામાં તેણે અનેક ભયંકર દૃસ્યો જોયાં અને તે કમકમવા લાગી.

ભૂલેશ્વરના કબુતરખાના આગળ સ્હવારના પહોરમાં એક ભંગીનો છોકરો અચાનક બેભાન થઈ ગયો. એકાએક તેને મગજે લોહી ચઢી આવ્યું હતું. તરત જ લોકોનાં ટોળાં ભેગાં થવા લાગ્યાં; એ હતભાગિની નસેનસ ખેંચાતી હતી. રાક્ષસ પણ પીગળી જાય એવી તેની કરૂણ હાલત હતી. " શું છે, શું છે ? " કરતા ભગતડાઓ અને ભગતડીઓ ત્યાં ઉભાં હતાં, પણ કોઇ ચંડાળને એ મરતા છોકરાની દયા ન આવી.

" અરે ભાઈ, કોઇ પાણી લાવો—" કોઇએ સહેજ દયાથી પ્રેરાઇને કહ્યું.

" જાવને લાવોને ! બહુ દયા આવતી હોય તો ! એ તો મુઓ ભંગીઆનો દીકરો છે ! " સાત ટીલાંવાળો એક શુદ્ધ સનાતની શિવધર્મી બ્રાહ્મણ બોલી ઉઠયો: આ બ્રાહ્મણને ગુજરાતીમાં સહી કરતાંય આવડતી ન્હોતી, છતાં તે ચતુર્વેદી હોવાનો દાવો કરતો અને યજમાનોને ત્યાંથી મુઠી મુઠી ચોખા દાળની ભીખ માગી તેણે પોતાની " ખાનદાની "ના જોરપર પંચાવન વર્ષની ઉમ્મરે ત્રીજી બૈરી કરી હતી. લગ્ન થયાં કે ત્રીજે જ મહિને આ ગોરની નવીએ પુત્ર-રત્નને જન્મ આપ્યો હતો છતાં ગોર મહારાજ તેને સતી સીતા કરતાંય વધુ પવિત્ર અને સાધ્વી માનતા હતા. આવો બ્રાહ્મણ પોતાને શ્રી શંકરનો પહેલા ખોળાનો દીકરો ગણીને વાણીઆઓપર આધિપત્ય ભોગવતો હતો અને સેતાન–શયતાનની સમાજમાં ઉછરીને પોતે ભ્રષ્ટમાં ભ્રષ્ટ હોવા છતાં મરવા સૂતેલા ભંગીના પુત્રને જોઈ અભડાઈ મરતો હતો !

તંદ્રામાં લલિતા ઝબકી: દૃશ્ય આગળ વધ્યું:

કબૂતરખાના આગળનું ટોળુ વધતું ગયું. હિંદુધર્મના ભડવીર રક્ષકોની સંખ્યા જમા થઈ ગઇ, પણ તેઓ તો મોતના તમાશો જોવા ભેગા થયા હતા ! મરતી વખતે માણસના હાથપગ કેમ ખેંચાય છે, આંખોમાં કેવું પરિવર્તન થાય છે, શરીરનાં ગાત્રો ધીમે ધીમે કેમ ઠંડાં થતાં જાય છે અને અંતે ખોળીઆમાંથી ચેતન ઉડી જઇને મનુષ્યનું શરીર કેવી રીતે મુરદુ બને છે એ નાટક આ ધર્મનાં પૂતળાંઓ હાથમાં શાકની ઝોળી યા તુલસીની માળા લઇને જોતાં હતાં.

" અરે ! રામ રામ ! બિચારાનું અકાળ મોત થાય છે. જુઓ આમતેમ કોઇ હેડોય જણાતો નથી. " એક ફુલેલી ફાંદવાળી ભાટીયાણી મહાપ્રભુજીના મંદિર આગળ ભંગી બાળકનો તડફડાટ

જોઇ બોલી. તેને જો જરૂર પડે તો પાચ પૈસા આપવાની ઇચ્છા થઇ પણ પાસે જ પડેલા નળમાંથી પાણી લાવી મરતા બાળકપર જળ છાંટવામાં તેનો ધર્મ આડો આવતો હતો.

અરધો કલાક વહી ગયો. અંતે ત્યાં એક મુસલમાન ફેરીઓ સુકા મેવાનું ગાડું લઇ આવી પહોંચ્યો. કુતુહલવશ થઈ તે ટોળામાં ગયો. ભચડાકચડી કરી આગળ ગયો. કોઈ હિંદુનો દેવ તેના સ્પર્શથી ભડકી ન ઉઠયો, થોડીક મરજાદણો ભડકીને આઘી ખસી ગઇ. એ ઈસ્લામીએ ટોળામાં જતાં વાર જ એક જણને ખભે હાથ નાખી પૂછ્યું:

" અબે બનીયા ! કયા હય ! "

" એ ભંગીકા લડકા મર રહા હય." વાણીઆએ જવાબ આપ્યો.

" ઔર તુમ સબ્બે લોગ ઇધર ખડેખડે તમાશા દેખતે હો ! થુઃ તુમારા મઝહબકી ઉપર ! " કહી એ ગરીબ–મિયાંભાઇ અથવા તરકડો ગણાતો ઇસ્લામી બચ્ચો દોડયો, તરત તે પાણી લઇ આવ્યો. પેલા ભંગી બાળકના મ્હોંપર પાણી છાંટી તેણે તેને સાવધ કર્યો. બાળક સાવધ થતાં જ તેણે એક વિકટોરીઆ ઉભી રખાવી તેમાં સંભાળથી પેલા બાળકને લઇ પોતે બેઠો અને જાણે મધુ–બંસરીનો નાટક પૂરો થયો હોયની તેમ હિંદુધર્મના ચેલકાઓ વીખરાઇ ગયા !

" હા...શ ! મારા વ્હાલાની કીરપાનો પાર નથી. મારા વ્હાલાએ કેવો એ મિયાંને પેલા બિચારાની વ્હારે મોકલ્યો ! " આવી આવી વાતો સનાતન ધર્મી સ્ત્રીપુરૂષો કરવા લાગ્યાં. પણ એ દુષ્ટોને ભાન ન્હોતું કે ખુદ પ્રભુ જ એ ભંગી બાળકને માટે " ઇસ્લામી " થઈ આવ્યો હતો !

લલિતા ચમકી ઉઠી. તેની તંદ્રા ઉડી ગઇ. આ સ્વપ્નથી તેને ભયંકર વિચારો આવવા લાગ્યા. તે પોતાની જાતને પેલા ભંગી બાળક સાથે સરખાવવા લાગી અને પોતાનું ભાવી પણ એવું જ ભયાનક થશે કે કેમ એ ખ્યાલથી ધ્રુજી ઉઠી.

" એ દુષ્ટોએ મારીય એવી જ હાલત કરી ને ' વિધવા, વેશ્યા અને અંત્યજોઃ એ ત્રણુ હિંદુસમાજની આંખોના કાંટા છે. હિંદુઓ એ બિચારાઓ તરફ દયા બતાવતા નથી અને તેમને મુસલમાન પણુ થવા દેતા નથી. હું પુનર્લગ્ન કરૂં તો ભ્રષ્ટ થઇ જાઉં, મુસલમાન બનું અને મારા મિયાં પાસે લક્ષ્મી હોય તો એ જ હિંદુઓ મને " બેગમ સાબ " કે " બીબી સાહબા " કહી સો સો સલામ ભરે. વેશ્યા થાઉં તો ખાનદાનનાં પૂતળાંઓ મારી પાસે વાંદરા જેવા નાચે ! ફક્ત છૂપો વ્યભિચાર કરી ગર્ભપાત કરીને હું રાક્ષસી દમ્ભ કર્યા કરૂં તો જ હિંદુસમાજ મને સાધ્વી ગણીને સહી લે ! સત્યનાશ જજો એ સમાજનું ! બહેત્તર છે કે હિંદુઓનાં પગતળે ચડાઇને મરી જતા અંત્યજો મુસલમાન યા ખ્રિસ્તી થઈ જાય–બહેત્તર છે કે થોડીક વિધવાઓ એ સમાજનું નાક કાપવા ખાતર મુસલમાનો સાથે જ નાસી જાય ! મુસલમાન થવાથી તેમનું ગમે તે થાય પણ તેઓ હડધૂત તો નથી જ થવાનાં–હિંદુ રહીને કુતરાની પેઠે હડધૂત થવા કરતાં હબસીઓનાં સમાજમાં સ્વમાનથી રહેવું લાખ દરજ્જે સારૂં છે..."

આ જ વખતે ઘડીઆળમાં નવના ટકોરા થયા અને લલિતાની મનોદશામાં પલટો થયો. હજી રાધાનાથ કેમ ન આવ્યો ? તે સાત વાગ્યાનો ગંગાડોશીને ત્યાં ગયો હતો, શું તેની સાથે ડોશીએ કાંઈ દગો કર્યો હશે ? રાધાનાથને મવાલીઓનો માર પડયો હશે ? એ અસ્થિર મનનો કામી મહારાજ વળી કોઈ નવી પરીના રૂપમાં અંજાઈ તો નહિ ગયો હોય ? આ સવાલોથી લલિતાનું મન મુંઝાઇ ગયું; તેને અનેક જાતની ચિંતા થવા લાગી. ગંગાડોશી ગમે તેવાં કાળાં કામ કરતાં ડરે તેવી નથી તે તે જાણુતી હતી. એ ક્રૂર ડોશીએ એક વેશ્યાને તેનો આશક પરણી જવાની વાત કરતો હતો તે જાણીને તે બિચારાના ટાંટીઆ તોડાવી નાખ્યા હતા. ડોશીની સેવામાં હરામના પૈસા ખાઇને આળસુ, એદી અને પાપી જીંદગી ગાળનારા સેંકડો

મવાલીઓ મૌજુદ હતા. એવા મવાલીઓની સહાયથી જ મુંબઇમાં વેશ્યાવાડાની શયતાનની બચ્ચી જેવી કુટણીઓ અનેક રાંક, ગરીબડી, નિરાધાર સ્ત્રીઓને જીંદગી સુધી પાપ અને ગુલામીની સાંકળમાં જકડી રાખે છે. એ હતભાગી વેશ્યાઓને કાયદાની ખબર હોતી નથી. તેઓ પોલિસનું રક્ષણ માગવા જતી નથી, તેમ વેશ્યાઓને સહાય કરવા માટે જતા સમાજસેવકો કે મુક્તિફોજની સ્વયંસેવિકાઓ સમક્ષ પોતાના પેટની ઉન્હી વરાળ પણ તેઓ કાઢી શક્તિ નથી! એકેએક વેશ્યા, કુટણી અને તેના મવાલીઓના ત્રાસથી ત્રસ્ત થઇ ગુપચુપ જુલ્મની ચક્કીમાં પીસાઇ જાય છે. કેટલીક વેશ્યાઓ સ્ત્રીના સ્વભાવ પ્રમાણે માંદે સાજે પોતાની કોઇ સંભાળ રાખે એવી આશાથી મવાલીઓને પોતાના "આશક" બનાવી એવા નર રાક્ષસોને પોતાની સઘળી કમાણી ખવાડી દે છે; અને એ જ નરપશુઓ વેશ્યાની કમાણી જતી રહે, તેથી તેમને વેશ્યાવાડામાંથી મુક્ત થવા દેતા નથી. મુંબઈના ભયંકર કુટણખાનાઓમાં રાતે રોશનીનો ઝળહળાટ હોય છે પણ દિવસે કોઇ વેશ્યા પોતાના આશકનો માર ખાઇ રડે છે તો કોઈ કુટણીની ગુલામીમાં ચગદાઈ મરે છે.

લલિતા સ્વાનુભાવથી આ નર્ક ભવનોની દશા જાણી શકી હતી, તેથી તેને રાધાનાથ ન આવવાથી વિશેષ ચિંતા થવા લાગી. સાડા-નવ થયા—દશ વાગ્યા—પણ રાધાનાથનો પત્તો ક્યાંથી લાગે? એ રાજેશ્રી તો આ વખતે ગંગાડોશીના વિલાસભુવનમાં રંભાની સાથે પ્રેમનો નાટક ભજવતા હતા. હવે શું કરવું તે લલિતાને ન સૂઝયું. ડોશીને ત્યાં માણસ મોકલી તપાસ કરાવવાનું તેને યોગ્ય ન લાગ્યું. તે પોતે એકવાર એ જ ઘરની બાઝારૂ વેશ્યા હતી એ બીના રાધા-નાથની માનીતી દાસી કાહી સિવાય કોઇ જાણતું નહોતું. કાહી શિવાય બીજા કોઈ નોકરને ગંગાડોશીને ત્યાં જવાનું કહેતાં લલિતાનો પોતાનો ભેદ ખુલ્લો થઈ જતો હતો અને કાહી આટલી રાતે વેશ્યાને ત્યાં જવાને તૈયાર થાય કે કેમ તે શકમંદ હતું. લલિતા રહવા જેવી

થઇ ગઇ. ભમ્મર દાબી દાબીને તે વિચાર કરવા લાગી. એવામાં મંદિરના નીચેના ભાગમાંથી સંગીતનો અવાજ આવ્યો:

"આવોની માહરે ઘેર માણવા–હોજી રાજ !
આવોની માહરે ઘેર માણવા.

આવોની માહરે ઘેર માણવા–હોજી રાજ !
આવોની માહરે ઘેર માણવા,

પ્રેમરસ પ્યાલો તે પીવા ને પાવા;
જોબન તુરીને પલાણવા-હોજી રાજ !"

ભયંકર વીજળી પડી હોત તો ન ચમકત તેવી લલિતા ચમકી ! આ તે ગાયન હતું કે જેણે તેને પતીત કરી હતી. એ ગાનારાના અવાજમાં તે લહેકો હતો કે જેનું ઝેર લલિતાએ જ પીધું હતું ! તેને અવાજ પરિચિત લાગ્યો. તેનું ખૂન ગરમ થયું. તેની આંખો ઝનુની થઇ. તેનાં ભવાં ગુસ્સાથી ચઢી ગયાં. તેના હાથોની મુઠ્ઠી વળી. તે વધુ આતુરતાથી સાંભળવા લાગી:

" પડતી રાતે પધારજો પ્રીતમજી !
કોઇ નથી બેઠું ત્યાં જાણવા–હોજી રાજ !

" એજ ચંડાળ !...' લલિતા ગણગણી.

માહરી શેરીના છે સહુ સંત સાધુ
પરની ન વાત બેસે જાણવા–હોજી રાજ !',

" હં, મુઆ કરમચંડાળ ! તું પણ અહિં આવ્યો છે ! ઠીક છે ..." ફરીથી લલિતા એકલી એકલી બબડી.

"પ્રભાતે જાતાં કોઇ પૂછશે તો કે'શું;
તેડયા'તા મેં વલોણું તાણવા-હોજી રાજ !"

" એ જ–એ જ–નરરાક્ષસ ! મને ભ્રમ નથી થયો. એ જ અવાજ, એ જ ગાયન, એ જ લહેકો ! ઓ દુનિયાના સરજનહાર !

જો જો ! તારી આંખો કેમ ફુટી ગઇ છે ?..." તે ભ્રમિત જેવી હાથ ઉંચા કરી બોલવા લાગી: "તું ન્યાયસાગર ગણાય છે. જા જા ! તારા જેવો ઘોર અન્યાયી મેં બીજો કોઈ જોયો નથી. પેલો પાપી રામ-શંકર–મને ધર્મભ્રષ્ટ કરનાર શયતાન આરામથી લહેર કરતો આજે મારા જ જેવી કોઈ હતભાગિનીને જાળમાં ફસાવવાની પેરવી કરી રહ્યો છે. પણ તું ક્યાં છે ? નહિ, નહિ; મારા ઘરમાં એ શયતાનને હું નહિ જોઇ શકું. હા–લોકો ગમે તે કહે–મારૂં ગમે તે થાય–બસ, હુ એનાપર વેર લઇશ. પ્રભુ મને ન્યાય નથી આપતો, સમાજ મારી દાદ નથી સાંભળતી, તો હવે હું જાતે જ મારૂં ફોડી લઈશ..." તેનું આખું શરીર આવેશથી થરથર ધ્રુજી રહ્યું હતું, તેની આંખો દિવાનાના જેવી સ્થિર પણ ઝનૂની થઈ ગઇ હતી, તેના હાથોની વારંવાર મુઠ્ઠી વળતી હતી અને તેના દાંત કચકચી રહ્યા હતા. બાવરી જેવી–પાગલ જેવી તે ઓરડામાં આમતેમ જોવા લાગી; અચાનક વિચિત્ર ભાવથી તે રાધાનાથના ટેબલ પાસે ગઈ. એક ખાનું ખોલ્યું–બીજું ખોલ્યું; તે ફેંદાફેંદ કરવા લાગી; જે હાથમાં આવ્યું તે ગમે તેમ ફેંકવા લાગી; તેણે રાધાનાથનું કબાટ ખોલ્યું, તેનાં ખાનાં ફેંદી નાખ્યાં અને અંતે કબાટના એક નાના ખાનામાંથી રિવોલ્વર શોધી કાઢી !

રિવોલ્વર ભરેલી હતી તે લલિતા જાણતી હતી; રાધાનાથ હમેશાં ભરેલી રિવોલ્વર રાખતો હતો એમ તેણે જ લલિતાને કહ્યું હતું. હાથમાં રિવોલ્વર આવતાં લલિતા તદ્દન પાગલ થઈ. તેનો દેખાવ વિકાળ ચંડી જેવો થઈ ગયો: તેની આખોમાંથી ખૂન વરસવા લાગ્યું. વકરાયલી વાઘણ જેવી તે થોડી વાર સોફાપર બેઠી. થોડાક શ્વાસોશ્વાસ લઇ તે જરા સ્વસ્થ–જરા સાવધ થઇ. પણ તેનો નિશ્ચય અડગ હતો.

તે સર્વને ભૂલી ગઇ. તેને કંઇ ભાન જ રહ્યું ન્હોતું. ઘણે વરસે પોતાના દગાબાજ આરાધ્નો અવાજ સાંભળીને તે વેર લેવા

તૈયાર થઇ ગઇ હતી. એ જ વિશ્વાસઘાતીએ તેને ઘર તજાવ્યું– તેને વેચી નાખી વેશ્યાને ત્યાં મોકલી. વેશ્યાવાડામાં લલિતાએ ભયંકર યાતના સહન કરી હતી, તેથી તેનો ક્રોધ રામશંકરનો અવાજ સાંભળતાં જ ભભુકી ઉઠયો.

એ ત્રણ મિનિટ પછી તે હાથમાં રિવોલ્વર લઈ ઉભી થઈ. કોઇને શક ન જાય તે માટે તેણે રિવોલ્વરવાળો હાથ લુગડાના છેડામાં ઢાંકી રાખ્યો અને ધીમે ડગલે ઓરડામાંથી બહાર નીકળી.

હજુ નીચે સંગીત ચાલતું હતું. મંદિરના નોકરો, રાધાનાથની દાસી ડાહી, થોડીક મરજાદણો અને રાતની ભક્તમંડળીનાં સ્ત્રી–પુરૂષો સુરતથી આવેલા મહાન વૈષ્ણવના કંઠનું અમૃત ચાખી રહ્યાં હતાં.

લલિતા પહેલે માળે ઉતરી અને બારીમાંથી નીચું જોયું. હવે કશો શક રહ્યો નહિ. રામશંકર સમાધાની જ વૈષ્ણવમંડળીની મધ્યમાં બેસીને દયારામની ગરબી લલકારી રહ્યો હતો.

"હવે શ્રી મહાપ્રભુજી સાથે રમણ કરી આવેલાં શ્રી વ્રખુભાન કુમારીની, તેની સખી ગોપીકા મશ્કરી કરે છે તે સાંભળો..." રામશંકરનો અવાજ સંભળાયો. "હા, હા, ભક્તજન! સંભળાવો. આજનો દહાડો સફળ થયો." એ ચાર સ્ત્રીઓ સામટી બોલી ઉઠી અને રામશંકરે શરૂ કર્યું.

"શાણી! સજની તું કયાં રમી આવી રજની!
સાચું બોલ! બોલ! બોલ!

"હમણાં વેણી ગુંથી હતી તે, હમણાં કાં વીખરાણી;
પરસેવો તને કયાં વળ્યો, તારી ભ્રમર કયાં ભીંજાણી–
સાચું બોલ! બોલ! બોલ!"

"કાળો ભમરો શીરપર બેઠો, ઉરાડતાં ગભરાણી;
લાપોટે લટ છૂટી ગઇ, મારી ભમ્મર ત્યાં ભીંજાણી–
કેડો છોડ! છોડ! છોડ!"

લલિતા પત્થરની પૂતળી જેવી સ્થિર પહેલે માળે ઉભી રહી. રામશંકર ગાયન ગાતો જુવાન વૈષ્ણવડીઓને આંખો મારી જ જતો હતો અને એ ભક્તાણીઓ પણ તે જોઇને મલકાતી હતી. લલિતાનો નિશ્ચય વધુ દૃઢ થયો. આ પાપી જીવવાને લાયક જ નથી એવી તેની ખાત્રી થઇ અને તે ધીમે ધીમે દાદર ઉતરવા લાગી.

હળવે પગે તે ભજનમંડળી પાસે જઇ પહોંચી. રામશંકર ગાયનની સમાપ્તિ કરતો હતો.

" શાણી સજની...તું...ક્યાં..."

એ જ પળે લલિતા રિવોલ્વર સાથે બહાર ધસી આવી. રામશંકર તેને જોતાં જ ફાટી ગયો.

" ઓહ...લલિ..." તે બોલ્યો, તે જ પળે ધડાકો થયો. બધા ભયથી સ્તબ્ધ થઇ ગયા. રામશંકર એક દર્દનાક ચીસ પાડી લોહીથી નીગળતો જમીનપર પડયો; બીજી જ પળે લલિતા તેની સામે જઇ ઉભી રહી.

" જા ચંડાળ નર્કમાં પણ તારો ઉદ્ધાર થશે નહિ " ચંડિકાએ તેને એક લાત મારી અને બીજી પળે એ પાપી શબ થઇ પડયો.

રિવોલ્વરમાંથી ગોળી છુટતાં જ " બહાદુર " વૈષ્ણવોમાં નાસભાગ થઇ ગઇ હતી. આઠ દશ જણ ભયથી સ્તબ્ધ બની આરસપહાણના પૂતળા જેવા જાણે જમીન સાથે ચોંટી ગયા હોયની તેમ બેઠા બેઠા ધ્રુજતા હતા. લલિતાને પકડવાની કોઇની હિમ્મત ન ચાલી. કાકી આ બનાવ જોઇ અરધી બેભાન થઇ ગઇ, જ્યારે નાસી જનારાઓ " ખૂન ખૂન " ની બૂમો મારવા લાગ્યા.

" તમે ડરો ના—" લલિતા રામશંકરની લાશપર પગ રાખી બોલવા લાગી: " હું ડાકણ નથી તેમ દેવી પણ નથી. હું તમારા જ જેવી એક સ્ત્રી છું અને આ બદમાસે મારૂં વૈધવ્ય નષ્ટ કરી, મને

દગો દઇ વેશ્યા બનાવી હતી. આજે મારૂં વેર વળ્યું. હા...શ ! હવે હું સુખેથી મરીશ..."

તે આટલું બોલી રહી તે વખતે દરવાજા આગળ હોહા વધી ગઈ. " કીધર ખૂન હુઆ ? ચલો હમારી સાથ—" પોલિસ કોન્સ-ટેબલોનો અવાજ આવ્યો. લલિતા સાવધ થઇ ગઇ. તેણે ખૂન કર્યું હતું અને હવે ફાંસીને લાકડે જવાનું હતું. તેને મોતની તો પરવા જ ન્હોતી; આજે તેના હૃદયમાં પરમ શાંતિ હતી.

" હવે ફાંસીએ જવાની શી જરૂર છે ? હું જ મારે હાથે મારો ન્યાય કરી લઈશ. " તેણે વિચાર કર્યો; જરા હસી; એકવાર રામશંકરની લાશપર ધિક્કારભરી નજર ફેંકી.

એક બીજો ધડાકો અને ખેલ ખલાસ !

પોલિસ આવી પહોંચી ત્યારે રાધાનાથે બનાવેલી હિમાલયની દેવી સ્વધામ પહોંચી ગઈ હતી.

## પ્રકરણ ૩૦ મું.

### મકરંદનો પ્રેમ.

આંડખોર મકરંદ હિંદુસમાજના એક પણ નિયમને માનતો ન્હોતો. એ સમાજના એકેએક કાયદાને તોડતાં તેને અજબ આનંદ થતો. સમાજના ઘાતકી બંધનોથી જ તે આવો થઇ ગયો હતો. તે સુરત જીલ્લાના એક ગામડામાં બાળપણમાં ઉછર્યો હતો. નિર્દોષ બાળપણ સમયે રખેને તે કોઇ કુમારીકાપર મોહી પડે એવા ભયથી થરથરી જઇને સમાજ અને સરકારે તેને કુમારોની અલાયદી શાળામાં ભણાવ્યો હતો. પણ સત્તરમે વર્ષે તે ગામની હાઇસ્કુલનો અભ્યાસ પૂરો કરી મુંબઈની કોલેજમાં દાખલ થયો. તે નાજુક અને ભયંકર વયે તેને એકદમ સુંદરીઓની વચ્ચે છોડી દેવામાં આવ્યો. કૉલેજમાં જતાં જ તેને લાલ પીળાં દેખાયાં. જે વયે પુરૂષને સ્ત્રી જૂદી જ નજરે જણાય છે, જે સમયે યુવાન " યુવતી " ને જોતાં જ વિકાર અનુભવે છે તે સમયે તે કોલેજમાં રમણીઓના સહવાસમાં આવ્યો અને થોડા જ સમયમાં એક દક્ષિણી લલનાપર પાગલ થઇ ગયો. પેલી બાળા દુર્ગા પણ તેનાપર મોહી પડી. બન્ને આશક માશુક બની ગયાં અને રોમિઓ અને જ્યુલીએટ, શકુંતલા અને દુષ્યંતની પેઠે પ્રેમના પાઠ ભણવા લાગ્યાં. સમાજે અને સરકારે કરેલી વ્યવસ્થા પ્રમાણે તે કુદરતી રીતે પ્રેમમાં પડયો અને દુર્ગા સાથે લગ્ન કરવા તૈયાર થયો. તરત જ સમાજ ખળભળી ઉઠી. મકરંદના સગા-વ્હાલાઓને મકરંદ નરરાક્ષસ યા કર્મચંડાળ જેવો લાગ્યો, અને કુટુંબમાં પાકેલા આ કપૂતને ઠેકાણે લાવવા માટે તેનો બાપ તેને ગામ લઇ ગયો. ત્યાં મકરંદ માટે તેના બાપે એક ઢીંગલી શોધી કાઢી.

ઓગણીસ વર્ષનો યુવાન માબાપની સત્તાને આધીન થઇ પરણ્યો અને એક પંદર વર્ષની અજાણી બાળા તેની ગૃહરાણી થઇ ગઈ.

પ્રથમથી જ મકરંદ ભાવનાઘેલો હતો. દુર્ગા સાથે તેણે કંઇ કંઈ સ્વપ્નાં ઘડી રાખ્યાં હતાં. તે બધાંપર પાણી ફરી વળ્યું. જેમ-તેમ તેણે અભ્યાસ પૂરો કરી બી. એ. ની ડીગ્રી લીધી. એ અરસામાં તેનાં માબાપ ગુજરી ગયાં. રાજેશ્રી સ્વતંત્ર થયા અને તેનો મિજાજ ફાટી ગયો. તેણે તેની અભણ પત્નીને દુભવી ન્હોતી. નર અને માદા કુદરતી આવેશને વશ થઇને જેવો સંબંધ રાખે તેવો સંબંધ તેણે રાખ્યો હતો, પણ તેમાં પ્રેમનો ઉછાળનો આવેશ ન્હોતો. કર્મસંયોગે તેની પત્ની પ્રથમ સુવાવડમાં જ મરણ પામી અને તે પછી મકરંદ સાવ સ્વચ્છંદી બની ગયો.

હાલમાં તેનું વય ત્રીશેક વર્ષનું હતું. તેણે એક ઉચ્ચ કોટીના નવલકથાકાર તરીકે ગુજરાતમાં નામના કાઢી હતી: પણ વસ્તુતઃ તેને હવે કંઈ મહત્વાકાંક્ષા રહી નહોતી. તે હિંદુસમાજનો કટ્ટો દુશ્મન થયો હતો; જે સમાજે તેના પ્રેમની હોળી કરી તેના આખા જીવનને નિરસ કરી દીધું હતું. જે સમાજે તેના સઘળા આદર્શો છુંદી નાખ્યા હતા, જે સમાજને કુમારો અને કુમારિકાઓના જીવનમાં ઉલ્લાસ રેડવાની વૃત્તિ જ થતી ન્હોતી તે સમાજને ફના કરી નાખવાને તે તત્પર થયો હતો. અફાટ હિંદુસમાજ તેના બંડથી ડરી ગઇ ન્હોતી, સમાજે તો તેને “વંઠેલો” ગણીને વગોવી મૂકયો હતો પણ તે તરૂણ પ્રજાના હૃદયમાં સળગતી હોળી નવલકથાઓ દ્વારા વધુ ભડકાવીને તે હિંદુ સમાજના નાશની તૈયારી કરતો હતો.

ઇન્દુ અને જયાપર સમન્સ બજાવવામાં આવ્યા પછી ઈન્દુ પોતાના બચાવની તૈયારીમાં ગુંથાયો હતો. આ સમય દરમિઆન પોલ અને મકરંદ મોટે ભાગે એકલાં સાથે ફરવા જતાં. જયા ક્વચિત્ જ તેમની સાથે જતી; કેમકે તે ગમે તે ભોગે ઇન્દુને ઠેકાણે

લાવવા માગતી હતી. મકરંદને સુધારવાની ફરજ જયાએ પોલને સોંપી હતી અને એ બે રમણિઓના દિવ્ય પ્રભાવથી બન્ને જણે ત્રણચાર દિવસ થયા શરાબનો સ્પર્શ કર્યો ન્હોતો.

" જયાબ્હેન ! હું તમને રસ્તો બતાવું. ઇન્દુભાઇ સાંજે ઘેર આવેકની ત્યારે એમને તરત ખવડાવી દેજો. એ સાંજે બારોબાર ઘેર આવે એટલી જ કાળજી રાખશો તો ખાધા પછી એને શરાબનું ટીપું પણ જોઇવાનું નથી. " પોલે આ જાદુભરી દવા જયાને બતાવી હતી. જયા તે પ્રમાણે જ વર્તી. તે સાંજે પાંચ વાગે ઇન્દુની ઓફીસમાં જઇ પહોંચતી અને ત્યાંથી બન્ને સાથે જ ઘેર આવતાં અને જયાના મીઠા સહવાસમાં ઇન્દુ શરાબને ભુલી જતો.

પોલ મકરંદ સાથે આખો દિવસ ઘુમ્યા કરતી. બન્ને અનેક જાતના તરંગો ઘડતાં. બન્ને સમાન સ્વભાવનાં હોવાથી ઉભયનાં દીલ મળતાં વાર ન લાગી. મકરંદ સમાજના ત્રાસથી પ્રેમનો મધુર લ્હાવો ગુમાવી બેસવાથી બંડખોર થયો હતો. પોલના જીગરમાં હિંદુસમાજે દલિતવર્ગપર ગુજારેલો રાક્ષસી જુલ્મ સાલતો હતો. બન્નેને સમાજપર વેર લેવાની ઘેલછા લાગી હતી. બન્ને તરંગી અને પ્રબલ આકાંક્ષા-વાળાં હતાં. સાંજે છ સાત વાગે મકરંદ પોતાના સ્વભાવ પ્રમાણે પોલથી છૂટા પડવાની વાત કરતો ત્યારે પોલ હસીને બોલતી:

" કેમ ! ક્યાં જવું છે ? બારમાં ? "

" હા. " તદન ખુલ્લા દીલથી હસીને મકરંદ જવાબ વાળતો.

" મારા કરતાં તમને દારૂ વ્હાલો છે ? "

મકરંદ વિચારમાં પડ્યો. બન્ને હેંગિંગગાર્ડનમાં એક એકાંત બેંચપર બેઠાં હતાં. પોલની સ્નેહભીની નજર મકરંદના વદનપર સ્થિર થઈ હતી. મકરંદ તેને વ્હાલથી જોઈ રહ્યો. તે શરાબની કેફને ભૂલ્યો અને તેને બદલે પોલનાં મદીલાં નયનોએ તેને ઘેરી કેફમાં નાંખ્યો.

" પોલ ! " તેનો સ્વર જરા કમ્પ્યો: " તું મને સુધારવાને શા માટે કોશિષ કરે છે ? "

" તું મને વ્હાલો છે તેથી ! "

" ખરેખર ! ઓ વ્હાલી " તે ભાન ભૂલ્યો- તેણે પોલને સહેજ નજીક ખેંચી. પોલ કંઈ ન બોલી. તેના હૃદયતંતું પણ ઝણ-ઝણી ઉઠયા. એક મીઠું ચુંબન ! એક મધુર આલિંગન ! મકરંદ પોલનો મસ્ત પ્રેમી થઈ ગયો. પોલને શાંતિ વળી, તેને જોઇતો સહચર મળ્યો. મકરંદની લાંબા સમયની આશા સફળ થઈ. તેને તેની પ્રિયતમા મળી ગઈ.

" વ્હાલી ! પોલ ! તું સાચી દેવી છે. "

" બસ. બસ. હવે ખુશામત ના કરો "

" હું કોઈની ખુશામત કરતો નથી. મેં પ્રભુની ખુશામત પણ કરી નથી. હું એક પ્રચંડ અરાજક થઇ ગયો હતો. મને વિનાશ સિવાય બીજું કંઇ સુઝતું નહોતું. પણ આજે મને દુનિયા નવી જ જણાય છે, "

" દુનિયા તો જેવી ને તેવી જ છે. " પોલ સ્મિતહાસ્યથી પોતાની મધુર દંતપંકિત બતાવતી બોલી.

" નહિ. નહિ. વ્હાલી ! મારી દુનિયામાં તું આવ્યા પછી મહાન પરિવર્તન થઇ ગયું છે. જે જગત્ મને ખારૂં, કડવું ઝેર જેવું લાગતું હતું—"......

" તે અચાનક મીઠું થઇ ગયું. જાઓ લુચ્ચા ! તમે લોકો અમને એમ જ બનાવો છો. બોલ, તને મારા સમ છે; હવે શરાબ પીશે ? "

" તું જ જોજેને ! હવે હું તને એક પળ છોડવાનો જ નથી; તો પછી પીવાની વાત જ કયાં આવી ? તારા જેવી મધુરીને છોડી

હું ગંધાતા બારના ગંદા વાતાવરણમાં આત્મભાન ભૂલવા જાઉં એવો મુરખો નથી. આજ સુધી હું આત્મવિસ્મૃતિ માટે શરાબ પીતો હતો, હવે આત્મજાગૃતિ માટે તારા પ્રેમરસનું પાન કરીશ."

પુનઃ ઉભય ભેટ્યાં, પરસ્પર ચુંબનો લીધાં અને દીધાં અને બન્ને ઘેર જવા નીકળ્યાં.

મકરંદના પ્રેમમાં પડ્યા પછી પોલનું જીવન જ ફરી ગયું. તે મકરંદને પૂરો પીછાનીને તેની થઈ હતી. મકરંદના વિચિત્ર મંતવ્યોની તેને ખબર હતી. મકરંદ એક પ્રચંડ ધૂમકેતુ જેવો હતો. તેનો સ્વભાવ તદ્દન અસ્થિર અને મનમોજી હતો. તે વાસનાનો પૂજારી હતો. વાસનાની તૃપ્તિમાંથી મોક્ષ શોધવાનો એ તરંગી યુવાનને શોખ હતો; સમાજના એક નિયમને માનવાની તેને બાધા હતી. સમાજના પાડે તે કરવું, સમાજ કહે તેથી ઉલટા ચાલવું એમાં જ મકરંદની મહત્તા હતી. તે શરાબ પી ચૂક્યો હતો. કોઈ કોઈ વાર ખૂબ શરાબ પીધો તે રસ્તે રસ્તે રખડી ચૂક્યો હતો. એકવાર દારૂની ધૂનમાં કોલાબાથી વાંદરા અને વાંદરાથી પાછો કોલાબા સુધી ટ્રેઈનમાં ઘસડાઇ આવ્યો હતો અને ટ્રેઇનના ડબ્બા સાફ કરનાર મજુરે તેને જગાડયો ત્યારે જ હાજેશ્રી જાગ્યા હતા. તેનું બંડ ભયંકર આંધી જેવું હતું. પોલ આ બધું જાણતી હતી અને છતાં મકરંદના જીગરની મહત્તા તે સમજી ગઈ હતી. મકરંદ સ્વભાવે વિનાશક ન્હોતો. તેને સમાજની ક્રૂરતાએ વિનાશક બનાવ્યો હતો. તે શોખને ખાતર દારૂ પીતો નહોતો. તે અફીણીયા શરાબીઓની પેઠે દારૂના પીપમાં ડુબી જવા માટે શરાબી થયો નહોતો. તેના બળતા જીગરને કૃત્રિમ શાંતિ આપવા માટે, તેના હૃદયમાં સળગતી હેડી આગ બુઝાવવા માટે, ક્રૂર સમાજના એક ભયંકર દુર્ગુણનો જાણી જોઇને સ્વીકાર કરી લઇને એ ઝેરી સમાજપર એક જાતનું છૂપું વેર લેવા માટે તે શરાબી થયો હતો. પોલ તેની મિત્ર થઈ– પોલે તેની લગામ પોતાના હાથમાં લીધી, ત્યારપછી તેણે શરાબને સ્પર્શ સુદ્ધાં કર્યો નહોતો અને પોલની ખાત્રી

હતી કે આ તરુણુ બંડખોર વ્હાલ અને પ્રેમથી દેવાંશી દેવ જેવો થઇ જશે.

પોલ પોતે પણ ધૂની હતી; પાલઘરના મીશનની શાળી છાંયા છોડી તે જયાની સાથે આવી તે એ ધૂનને લીધે જ ! પોતાનાં અંત્યજ ભાઇબ્હેનો માટે તેની છાતી ફાટી જતી હતી. હિંદુસમાજમાં રહીને કોહલા કૂતરા કરતાંય ખરાબ જીવન ગાળનાર ઢેડભંગીઓના ઉદ્ધાર માટે તે સતત ચળવળ કરવા માગતી હતી. કાં તો અંત્યજોને ન્યાય આપવાની હિંદુસમાજને ફરજ પાડવી અથવા તો અંત્યજોને ઇસ્લામ યા ખ્રિસ્તિ ધર્મમાં વટલાવીને પણ તેમનો ઉદ્ધાર કરવો, એવો પોલનો સિદ્ધાંત હતો. પણ તે એકલી કંઈ કરી શકે એમ ન હતું; તેને એક સાથી જોઇતો હતો અને એ સાથી તરીકે તેને મકરંદ જેવો પ્રતિભાશાળી યુવાન મળ્યો તેથી તેને અત્યંત આનંદ થયો હતો.

યુવાન વયે સમગુણી પ્રિયતમ અને સમધર્મી સહચર કોને ગમતા નથી ? પોલને જોઇએ તેવો પ્રિયતમ મળ્યો–જોઇએ તેવો મિત્ર મળ્યો–મનગમતો સહચર મળ્યો. હવે તેના તરંગો વીજળીક ગતિથી ઉડવા લાગ્યા. તે કંઈ કંઇ સ્વપ્નાં જોવા લાગી. કંઇ કંઈ વિચારમાળા ઘડવા મંડી. કંઇ કંઈ મીઠા મધુરા ખ્યાલમાં મસ્ત બની ગઇ. હવે મકરંદની સાથે મળીને પતિતોદ્ધાર માટે, અંત્યજોદ્ધાર માટે સખત હીલચાલ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

" કેમ રે અલી ! શાના વિચાર કરે છે ? " જયાએ પોલને સસ્મિત પૂછ્યું.

" કંઇ નહિ " પોલ શરમાઇ.

" પેલો જાદુગર તને આંજી ગયો લાગે છે. " જયા વધુ હસી.

" કોણ વળી ? "

" વાહ રે ! તને તો છણુકા કરતાંય આવડી ગયો ! કોણુ વળી ? પેલો મકરંદ ! "

" જાઓ, જાઓ, " પોલના ગાલપર શરમની રાતી સુરખી ધાઇ આવી. " તમે બહુ ખરાબ છો. "

" હાસ્તો બ્હેન ! અમે હવે ખરાબ જ લાગશું ને ! "

જયા હસી. પોલ કંઇ ન બોલી. તેનું હૈયું આનંદઘેલું થયું હતું. તે મકરંદની જ છબી નજર સામે નીરખી રહી હતી- જયા તે જોઇ કંઇક સંતુષ્ટ થઇ–કંઇક દુઃખી થઇ.

" પોલ ! બ્હેન ! સંભાળીને ચાલજે હો ! "

" કેમ ? મકરંદ ખરાબ છે ? "

" ખરાબ તો નથી, પણુ એના વિચારો ઘણા જ ઉગ્ર છે. "

" ઉગ્ર એટલે ? "

" કાચા રસાયન જેવા–પચે તો અમરત્વ મળે ને—"

" ને ન પચે તો ? "

" નર્કમાં નાખે. "

" જયાબ્હેન એવા મનગમતા સહચર સાથે એકવાર નર્કમાં પણુ જવું પડે તો તેમાં લહજ્જત નથી ? " પોલે વિચિત્ર પણુ વ્હાલ-ભરી દલીલ કરી.

" પણુ સ્વર્ગ નજર સામે હોવા છતાં નર્કમાં જવાનું કોણુ પસંદ કરે ? "

" કોઇ જ નહિ, પણુ સ્વર્ગ અને નર્ક તો કલ્પના જ છે. સાચાં સ્વર્ગ નર્ક કોણે જોયાં છે ? "

" તું મારૂં કહેવાનું ન સમજી. હું ધર્મશાસ્ત્રોમાં લખેલા કલ્પિત સ્વર્ગ–નર્કની વાત કરતી નથી. પણુ આ જ દુનિયાની વાત કરૂં છું. "

" તે મકરંદ કંઇ વાઘ–બાઘ છે કે મને ફાડી ખાશે ? " પોલની આંખોમાં મસ્તી આવી.

" વાઘ તો નથી, ને વાઘ હોય તો પણ તેને સાંકળે બાંધનારી તું ક્યાં કમતી છે ? " જયાએ વ્હાલભરી મશ્કરી કરી.

" જયાબ્હેન ! હવે ઇન્દુભાઇ દારૂ પીએ છે ? "

" નહિ. પણ ઘણો ગમગીન રહે છે. "

" એ તો ચિંતાને લીધે. કેમ, મારી દવા આબાદ નીવડી ને ? "

" હા. "

" અમારા મીશનમાં રેવરંડ સાહેબ એવી જ રીતે દારૂબાજોને ઠેકાણે લાવે છે. મારી ખાત્રી થઇ ગઇ છે કે આવા માણસો વ્હાલથી જ સુધરે છે–સમાજ કે સરકારના કાયદાથી નહિ. તમે માનશો ? મકરંદ મને કહેતો હતો કે પહેલાં તે સાંજના છ વાગ્યાથી અગીઆર વાગ્યા સુધી–પીઠાં બંધ થાય ત્યાં સુધી અથવા ગજવામાંના પૈસા પુરા થાય ત્યાં સુધી બારમાં બેઠો બેઠો ઢીંચ્યા જ કરતો .."

" હવે ? "

" હવે રાજેશ્રી દારૂનું નામ પણ દેતા નથી. "

" પોલ ! તું ખરેખર જાદુગરી છે. " કહી જયાએ પોલના ગાલપર ધીમો તમાચો માર્યો; પોલ શરમાઇને નીચું જોઇ રહી.

આ પળે દ્વાર ઉઘડ્યાં અને ઇન્દુ સાથે મકરંદ હસતો હસતો દાખલ થયો.

" મકરંદભાઇ ! મારા પેંડા ક્યાં ? " જયાએ આવતાં વાર ટંકાર કરી.

" પેંડા વળી શાના ? " ઇન્દુએ હસીને પૂછ્યું.

" કેમ ! તને ખબર નથી ? આ બદમાસ આપણી પોલનું હરણ કરી ગયો ! "

" પોલ તો આ બેઠી ! માણસનાં વળી " હરણ " થતાં હશે ! " મકરંદ બોલ્યો. બધાં ખડખડ હસી પડ્યાં.

" વાહ દોસ્ત ! અભિનંદન ! લગ્ન ક્યારે કરે છે ? " ઇન્દુએ પૂછ્યું.

" લગ્નનો ખોટો ખર્ચ કરવાની શી જરૂર છે ? હૃદય સાથે હૃદય મળ્યાં એજ સાચું લગ્ન ! એમાં કાજી કે મુલ્લાંની જરૂર નથી. " મકરંદે જવાબ આપ્યો: " વળી હું લગ્ન કરું તો સાજનમાં કોણ આવવાનું છે ? "

" પણ કાયદાને ખાતર—"

" તે માટે સીવીલ મેરેજ એક્ટની રૂએ અમે અમારાં લગ્ન રજીસ્ટર કરાવીશું, એટલે થયું ! " મકરંદ બોલ્યો.

" આ જવાબ જયા અને પોલને પણ ગમ્યો. મકરંદ ગમે તેવો બંડખોર હશે પણ તેની દાનત સાફ છે તે સ્પષ્ટ થઈ ગયું. પોલ અને મકરંદના આનંદમાં જયા અને ઇન્દુ પોતાના કેસને ભૂલી ગયાં અને ચારે જણે નિર્દોષ આનંદમાં સાંજ પસાર કરી.

## પ્રકરણ ૩૧ મું.
## પોલિસની તપાસ.

લલિતાએ પોતાના નીચ, દગાબાજ, દુષ્ટ આશકપર વેર લઇ આત્મહત્યા કરી અને પોલિસ અમલદારો આવી પહોંચ્યા તે પહેલાં તો તે કાતિલ ગોળીથી જખમી થઇ જમીનપર તૂટી પડી. એક બાજુ રામશંકર ભયભીત ચહેરે અને ફાટી આંખે શબ થઇ પડયો હતો. મરતી વખતે લલિતાને ચંડિકા જેવી, રિવોલ્વર સાથે સામે આવેલી જોઇને તેની આંખો ફાટી ગઈ હતી અને આખા શરીરમાં ભયની લાગણી ફેલાઇ ગઇ હતી. મરી ગયા પછી પણ જાણે તે પોતાની નજર સામે કાળને જ જોતો હોયની તેવો બીહામણો લાગતો હતો. તેના શબથી ત્રણચાર ફીટ દૂર લલિતા છેલ્લા શ્વાસ લેતી પડી હતી. પોલિસ ઇન્સપેક્ટરે આવતાંને વાર લલિતાની નાડી જોઇ. લલિતાની નાડી અતિ મંદ ચાલતી હતી, પણ તેની આંખો બંધ હતી અને શુદ્ધિ ઉડી ગઇ હતી.

" ડોક્ટરને બોલાવ. " ઇન્સપેક્ટરે બાંગ મારી. એક સિપાઈ ડોક્ટરને બોલાવવા દોડયો, પણ તેમાં કાંઈ સાર ન્હોતો. બે ત્રણ મિનીટમાં જ લલિતાની નાડીના ધબકારા બંધ પડી ગયા અને તે પ્રભુના દરબારમાં ચાલી ગઇ. ઈન્સપેક્ટરે તે જોઇ એક નિસાસો નાંખ્યો અને તે પછી ખૂનની તપાસ કરવા માંડી.

" આ બાઇ કોણ છે ? " તેણે ભક્તમંડળ તરફ ફરીને પૂછ્યું.

" સાહેબ ! એ તો હિમાલયનાં દેવી હતાં. " એક ભગતડાએ જવાબ આપ્યો.

" અને આ માણસ—"

" એ સુરતના એક મંદિરના સમાધાની હતા. "

" તમે લોકો ? "

" અમે તો પ્રભુનું નામ દેવા આવ્યા હતા. "

" વાહ ! ભક્તિ તો બહુ સારી કરો છો. " ઇન્સપેક્ટરે વ્યંગ કર્યો: " આ મંદિરનો મહારાજ ક્યાં છે ? "

" પ્રભુ તો પોઢી ગયા હશે ! " જવાબ મળ્યો.

" એને ઉઠાડો. "

મંદિરનો એક નોકર હાંફ્લોફાંફ્લો માળપર ગયો અને થોડીજ-વારમાં વ્હીલે મ્હોડે ગભરાતો ગભરાતો પાછો ફર્યો.

" જે જે " ઘરમાં નથી. "

" ક્યાં ગયા ? " જે જે " ક્યાં ગયા ? આ રાંડે " જે જે "ને તો કંઇ કર્યું નહિ હોય ? " એ ચાર ભક્તાણીઓને " જે જે "ની ચિંતા લાગી ! રખેને તેમનો " જે જે " ચાલ્યો જાય તો પછી મંગળા ને રાજભોગના લ્હાવા કોણ ચખાડશે તેની એ વેવલીઓને ફીકર થઈ હશે.

" ચૂપ રહો ! મરનારને ગાળ ન દો. " ઇન્સપેક્ટર જરા ગુસ્સાથી બોલ્યો: " તમારા " જે જે " ને હું પાતાળમાંથી શોધી કાઢીશ. આ મંદિરના નોકરો કોણ છે ? "

ડાહી અને બીજા ત્રણ ચાર જણાં કરૂણ ચહેરે ઇન્સપેક્ટરની સામે જઇ ઉભાં રહ્યાં.

" બોલો રાધાનાથ મહારાજ ક્યાં ગયા છે ? "

" અમને ખબર નથી, સાહેબ ! " એ ત્રણ નોકરો સાથે બોલી ઉઠયા. ડાહી ગભરાટથી ચૂપ રહી, પણ ઇન્સપેક્ટરની ચુંચી નજર તે છટકાવી શકી નહિ.

" તારૂં નામ શું ? " ડાહી તરફ જોઇ પોલિસ અમલદારે ગર્જના કરી.

" ડાહી. "

" તું અહિં શું કરે છે ? "

" મહારાજની નોકરી. "

" આ બાઇની તહેનાતમાં કોણ રહે છે ? "

" હું જ. "

" મહારાજ અને મરનાર સ્ત્રીને કેવો સંબંધ હતો ? "

" તેની મને શી ખબર ? મહારાજ આ દેવીને થોડા દહાડા-પર જ મુંબઇમાં લઇ આવ્યા હતા. "

" આ બાઇ કેવી છે ? "

" તેની મને ખબર નથી. "

" ઠીક છે; તું જાણી જોઇને જૂઠું બોલે છે, તેનું પરિણામ જાણે છે ? જો તું સાચું નહિ બોલે તો કેદ કરીશ. "

" સરકાર ! દયા કરો. હું જે પૂછશો તેનો સાચો જવાબ આપીશ. " દાસી કેદની બીકથી થરથરી ગઇ.

" બોલ આ બાઇ મહારાજની રખાત હતી ને ? "

" હા. "

" મહારાજ એને છોડી આજે ક્યાં ગયા છે ? "

" બહાર "

" બહાર તે ક્યાં ? "

" તેની મને શી ખબર પડે ? "

" જો તું સાચું બોલશે તો તારે કંઇ બીહીવાનું નથી. નહિ તો..."

" સ–સાહેબ ! મહારાજ એક બાઇને મળવા ગયા છે ! "

" કોને ? "

" ગંગા ડોશીને. "

" કઇ ગંગા ? "

" પેલી કાંદાવાડીની કુટણી. "

" અચ્છા !...સિપાઇઓ, આ બધા માણસોપર બારીક દેખ-રેખ રાખજો અને સુપ્રિન્ટેન્ડંટ આવે ત્યાં સુધી લાશને કોઈ અડકશો નહી. "

" જી હજુર. "

તરત ઇન્સપેક્ટર ગાડીમાં બેસી ગંગા ડોશીને ઘેર ગયો અને માળપર જતાંની સાથે જ તેણે જોસથી બારણાં ખખડાવ્યાં.

રાતના બે ત્રણ વાગવાનો સમય હતો. ગંગા ડોશીના ઘરમાં સઘળાં સુઇ ગયાં હતાં. સર્વત્ર શાંતિ પ્રસરી હતી. એવામાં ઇન્સપેક્ટરે બારણાં ધમધમાવી મુકવાથી ડોશીની ઉંઘ ઉડી ગઇ અને તે ગુસ્સાથી બોલી.

" કોણ છે ? "

" ખોલો–પોલિસ ! "

પોલિસનું નામ સાંભળતાં જ ડોશી થથરી ગઈ. તેણે તરત બત્તી કરી બારણાં ખોલ્યાં. ઇન્સપેક્ટરને તે ઓળખતી હતી. તેણે તેને બેસવાને ખુરશી આપી, નમ્રતાથી કહ્યું: "કેમ સાહેબ ! શું હુકમ છે ?"

" હમણાં તારા ઘરમાં કોણ છે ? "

" કોઇ નથી સાહેબ. ! "

" ડોકરી ! જાતપર ગઈ કે ? બતાવ રાધાનાથ ક્યાં છે ? "

ડોશીથી હવે ઝ પાંચ થાય તેમ નહોતું. તે કરગરીને બોલી: " સાહેબ ! શું છે ? અમ ગરીબપર દયા કરો. "

" રાધાનાથ ક્યાં છે ? "

" તે બાજુમાં સુતા છે. "

" બોલાવ તેને. "

રાધાનાથ ખૂબ શરાબ પી, બાજુના રૂમમાં ઘોરતો પડ્યો હતો. તેને સ્વપ્ને પણ ભાન ન્હોતું કે તેના મંદિરમાં બબ્બે લાશો

પડી છે અને તેનું સઘળું પોગળ ફુટી ગયું છે. ગંગા ડોશીએ ઇન્સ-પેકટરના હુકમને માન આપી બાજુના રૂમનાં દ્વાર ખખડાવ્યાં. તરત રંભાએ દ્વાર ખોલ્યાં.

" કેમ મા ! શું છે ? "

" આફત છે; પોલિસ રાધાનાથને બોલાવે છે. "

" ઓય મા ! હવે શું થશે ? "

" કંઈ થવાનું નથી. એ મુઆને જલદી જલદી જગાડ. "

રંભાએ રાધાનાથને ખૂબ ઢંઢોળ્યો ત્યારે તે સહેજ જાગ્યો;

" કોણ છે ? "—

" ઉઠોને ! "

" કેમ ! "

" જરા કામ છે. "

રાધાનાથ આંખો ચોળતો ચોળતો ઉઠ્યો અને ગુસ્સાથી બરાડ્યો: " મને શા માટે જગાડ્યો ? "

" ધીમે બોલો. પોલિસ આવી છે. "

" પોલિસના બાપનું અહિં શું કામ છે ? "

" તે તમે જ જઈને કહોને ! "

" કોણ છે સાળો..." કહી રાધાનાથ ડોશીની સાથે બીજા રૂમમાં ગયો.

" રાધાનાથ તમારૂં નામ ? " ઇન્સપેક્ટરે પૂછ્યું.

" હા કેમ શું છે ? "

" તમારે મારી સાથે આવવાનું છે. "

" શા માટે ? ક્યા કાયદાથી ? "

" ક્યા કાયદાથી ? તમે ક્યા કાયદાસર ધર્મગુરૂ થઇને વેશ્યાને ત્યાં પધાર્યા છો ? ક્યા કાયદાસર તમે એક વેશ્યાને દેવી બનાવી જગ-

તને હસવું છે ? આાઝી ચાલાકી જવા દો અને મારી સાથે ચાલો. " ઇન્સપેક્ટર ગજર્યો.

" સાહેબ ! " પોતાની પોલ ખુલી ગયલી જોઇને રાધાનાથે નમ્રતા ધારણ કરીઃ " તમે નકામા ભરમાયા છો. હું તદ્દન નિર્દોષ છું. ફકત મારા વર્તનની વાત છૂપી રાખશો તો હું તમને ન્યાલ કરી દઇશ. "

" ચુપ રહો. હું તમારા લાખો રૂપિયાને ઠોકરે મારૂં છું. સરકારી નોકરને લાંચ આપવાનો ગુન્હો ના કરો; પણ મારી સાથે ગુપચુપ ચાલો. "

" ક્યાં જવું છે ? પોલિસ સ્ટેશનપર ? "

" નહિ; પહેલાં તમારા મંદિરે ચાલો. "

" ચાલો, આવું છું. " રાધાનાથ લાચાર થયો. તેણે ઉંઘરાયલું મ્હોં ધોઇ નાખી ફરી આંખોપર પાણીની છાલક મારી અને પછી રાજેશ્રી ડગલો પહેરી ઇન્સપેક્ટરની સાથે મંદિર તરફ ગયા. ડોશી અને બીજી સ્ત્રીઓ શું થયું હશે તેની વિધવિધ વાતો કરવા લાગી.

રસ્તામાં રાધાનાથે શું થયું છે તે જાણવાને ઘણી કોશેષ કરી, પણ ઈન્સપેકટરે તેને જરા પણ કોડું નહિ આપ્યું. રાધાનાથ અનેક તર્ક વિતર્ક કરતો ચુપ રહ્યો.

" શું થયું છે ? તમારે જાણવું છે કે શું થયું છે ? " મંદિરમાં દાખલ થતાં જ ઇન્સપેક્ટર બોલ્યો: " જુઓ, તમારી આંખો ફાડીને જુઓ કે તમારા પાપનું પરિણામ કેવું આવ્યું છે ! " છેલ્લું વાક્ય બોલાયું ત્યારે બન્ને લાશની પાસે આવી ગયા હતા. રાધાનાથ રામશંકર અને લલિતાની લાશો જોઈ આભો બની ગયો.

" ખૂન ! મારા મંદિરમાં બબ્બે ખુન ! કોણે કર્યાં ? " તે લથડતી જબાને ગભરાટથી બોલ્યો.

" આ તમારૂં મંદિર ? આ તમારો ધર્મ ? તમે ભોળી પ્રજાને ધર્મને નામે આવી નીચતાથી છેતરો છો ? બોલો, આ સ્ત્રી કોણ છે ? "

રાધાનાથે જોયું કે હવે તેનો દંભ ચાલે એમ નથી. તેની બાજી અજબ જેવા સંજોગોથી ઉંધી વળી ગઈ હતી.

" એ એક વેશ્યા હતી. "

" અને તમે તેને દેવી બનાવી પ્રજાને છેતરી હતી ? "

" હા, પણ મારી દાનત એ બિચારીનો ઉદ્ધાર કરવાની હતી."

" ને તે સાથે ભોળી પ્રજા પાસેથી પૈસા પડાવવાની-ખરૂં ને ? " ઈન્સ્પેક્ટરે તાણો માર્યો. રાધાનાથ ચૂપ રહ્યો.

" આ બાઈ વેશ્યા થવા પહેલાં કોણ હતી ? "

" તેની મને ખબર નથી. "

" રામશંકર સમાધાની ક્યાંનો છે ? "

" તે સુરતના એક મંદિરનો છે. "

" તેને ને લલિતાને શો સંબંધ હતો ? "

" તેની મને ખબર નથી. "

" લલિતા તમારા હાથમાં ક્યાંથી આવી ? "

" ગંગા ડોશીને ત્યાંથી. "

" ત્યાંથી તેને ખરીદીને તમે દેવી બનાવી દીધી હતી ? "

" હા. " રાધાનાથે સાચો એકરાર કર્યો.

પોલિસ સુપ્રિન્ટેન્ડંટ ક્યારનો આવી પહોંચ્યો હતો. ડોક્ટર અને બીજા અમલદારો પણ આવી લાગ્યા હતા. પોલિસે જરૂરી તપાસ કરી સાક્ષીઓના સ્ટેટમેંટ નોંધી લીધાં અને મહારાજપર સખત ચોકી પહેરો રાખી બન્ને લાશોને જ્યુરી હાઉસમાં ખસેડવાનો હુકમ કર્યો.

પોલિસ સ્ટેશનપર ગયા પછી ઇન્સપેક્ટરે ગંગા ડોશીને બોલાવી મંગાવી અને લલિતા તેની પાસે ક્યાંથી આવી તેની પરપૂછ કરવા માંડી.

" લલિતા નામની કોઈ સ્ત્રી તારે ત્યાં હતી ? "

" હા, સાહેબ ! એ બિચારી ભૂખી તરસી મને મળી હતી અને મેં દયા લાવી મારે ઘેર રાખી હતી. "

" જૂઠી વાત. ડોશી ! સાચું બોલ: નહિ તો વગર ભાડાની કોટડીમાં જવું પડશે. હવે તારા પાપનો ઘડો ભરાઇ ગયો છે. લલિતાને તું ક્યાંથી પકડી લાવી હતી ? "

" સાહેબ ! ભીખાભાઈ નામનો એક માણસ એને વેચી ગયો હતો. "

" ભીખાભાઈ સાથે બીજું કોણ હતું ? "

" મ્હાલી નામની સુરતની એક ડોશી. "

" ભીખો ક્યાં રહે છે ?

" પરેલમાં. "

" અને મ્હાલી ડોશી ? "

" તેની ભીખાભાઇને ખબર હશે. "

" ઠીક. આ સિપાઇ સાથે જા અને ભીખાને અહીં લઇ આવ."

લાચારીથી ડોશી શરણે થઇ અને મનમાં પોલિસ તથા રાધાનાથને ગાળ દેતી ભીખાને લઇ પોલિસ સાથે પાછી ચોકીપર આવી.

" આ સ્ત્રીને તું ઓળખે છે ? " લલિતાનો ફોટો બતાવી ઇન્સપેક્ટરે ભીખાને પૂછ્યું: ભીખાને કંઈ જ ખબર ન હતી એટલે તે ગભરાઈ ગયો અને બોલ્યો: " નહિ સાહેબ ! "

" આ સ્ત્રીને તેં ગંગા ડોશીને ત્યાં વેચી નાખી હતી ? "

" નહિ સાહેબ ! "

" કેમ મુઆ ! જૂઠું બોલે છે ? એવી તો તેં દશ બૈરીઓ મારે ત્યાં વેચી હતી ! " ડોશી જાણે ભીખાનું પાપ ખુલ્લું કરવાથી પોતે બચી જશે એવી આશાથી બરાડી ઉઠી.

" આ ડોશી જૂઠી છે સાહેબ ! મને કંઈ જ ખબર નથી. "

" ત્યારે તું ગંગાડોશીને શી રીતે ઓળખે ! તારે ને એને શો સંબંધ ?" ઇન્સપેક્ટરે ભીખાને મુંઝવનારો પ્રશ્ન કર્યો. બદમાસ મુંઝાઇને ચૂપ રહ્યો.

" બોલ બદમાસ ! તું શું ધંધો કરે છે ? સાચું બોલ ! આ સ્ત્રીને તેં વેચી હતી ને ? "

" સાહેબ ! એમાં મારો વાંક નથી. મ્હાલી ડોશી એ બાઇને લઈ આવી હતી. "

" મ્હાલી ડોશી ક્યાં છે ? "

" સુરતમાં. "

" જાઓ, પહેલી ટ્રેનમાં પોલિસ સાથે સુરત જઇ મ્હાલી ડોશીને લઇ આવ–"

બીજે દિને મ્હાલી ડોશી પોલિસ પહેરા નીચે મુંબઈમાં આવી પહોંચી અને તેની જુબાનીથી પોલિસને લલિતાના આખા ઇતિહાસની ખબર પડી ગઈ. લલિતાને રામશંકરે પાપી જાળમાં ફસાવી હતી, રામશંકરના કહેવાથી ગર્ભવતી લલિતાને તે મુંબઇમાં લઇ આવી હતી, ભીખાની મદદથી તેણે લલિતાને વેચી નાખી હતી અને તેના વેચાણની રકમ રામશંકર, મ્હાલી ડોશી અને ભીખાએ વહેંચી લીધી હતી વિગેરે બીના કબૂલી મ્હાલી ડોશીએ પોલિસની દયા યાચી. પણ પોલિસ ઇન્સપેક્ટર પોતાનું કર્તવ્ય સારી પેઠે સમજતો હતો. તેણે ભીખા, મ્હાલી ડોશી અને ગંગા ડોશી સામે એક આબરૂદાર

સ્ત્રીને વેસ્યા બનાવવાનું કાવત્રું રચવાનો આરોપ મૂક્યો અને ત્રણે જણને પરહેજ કર્યાં.

જ્યુરીની તપાસ દરમિયાન પોલિસે પોતાને મળેલી સંપૂર્ણ હકીકત રજુ કરી એટલે જ્યુરીએ રામશંકર સમાધાનીએ પોતાની સાથે કરેલા દગાનું વેર લેવા માટે લલિતાએ તેનું ખૂન કરી પોતે આપઘાત કર્યો હતો એવો અભિપ્રાય આપ્યો અને બન્નેની લાશને મ્યુનિસિપાલિટી તરફથી અગ્નિદાહ દેવામાં આવ્યો.

જ્યુરીની તપાસ પૂરી થયા પછી પોલિસ ઇન્સપેકટરે રાધાનાથપર જાહેર પ્રજાને છેતરવા માટે એક વેસ્યાને હિમાલયની દેવી બનાવવાનો આરોપ મૂકી તેને પરહેજ કર્યો અને આ બનાવની છાપાદ્વારા જાહેરાત થતાં આખા મુંબઈમાં હોહાકાર થઈ ગયો.

## ◌રણ ૩૨ મું.

## કોર્ટમાં તપાસ.

ળી પાછો મુંબઇમાં ખળભળાટ થઇ ગયો, પોલિસ કોર્ટમાં માજી-
સમક્ષ સનાતની હિંદુઓના મ્હોમાં આંગળાં નખાવનારી વીરાં-
જયા અને તેના બહાદૂર પ્રિયતમ ઇન્દુ સામે ફરીથી કાંતિલાલ
લતે ચઢયો હતો અને આ બંડખોર યુગલને કચડી નાખવાને
ી સનાતનીઓએ કમર કસી હતી. કાંતિલાલે માજીસ્ત્રેટના ચુકાદા
હાઇકોર્ટને અપીલ કરવાની બીના ક્યારની છાપાઓને મળી ગઇ
અને " સેન્સેશન " મચાવવા માટે " બાવલા મુમતાઝ કેસ "
" પોલ " કેસ માટે પાનાનાં પાનાં બગાડનારા " શિષ્ટ " અને
ંસ્કારી " છાપાવાળાઓએ જયા અને ઇન્દુને જાહેરાત આપ-
ં બાકી રાખી ન્હોતી. માજીસ્ત્રેટની કોર્ટમાં કાંતિલાલે જયાપર
અને વ્યભિચારનો આરોપ મૂકયો હતો. ઇન્દુલાલ સ્ત્રીહરણ
પરસ્ત્રીગમનના દુષ્ટ આરોપોનો ભોગ થઈ પડયો હતો અને હર્ષ-
ની જુબાનીથી એ સઘળા આરોપો હવામાં ઉડી ગયા હતા. આ
બીનાઓની યાદ આપી એક સાહસિક વર્તમાનપત્રે માજીસ્ત્રેટનો
લો ચુકાદો પણ પ્રગટ કર્યો હતો.

" આ કેસ હિંદુસમાજના એક ક્રૂર રિવાજનું કરૂણ પરિણામ
વનારો છે. પહેલો આરોપી ઇન્દુલાલ ચારિત્ર્યશાળી અને શિક્ષિત
ન જણાયો છે. તેના જીવનમાં એક પણ ડાઘ ફરિયાદી બતાવી
ા નથી. બીજી આરોપી જયાકુમારીનાં લગ્ન ફરિયાદી સાથે
ત્યારે તેણે સપ્તપદીમાંનાં વચનો આપવાની તથા મંગળફેરા
ાની સ્પષ્ટ ના પાડી હતી. એટલે હિન્દુ લૉ પ્રમાણે જયાકુમારી
ંલાલની કાયદાસર પત્ની ઠરતી નથી. બીજી આરોપીએ પત્ની તરી-

કેનાં ગંભીર વચનો આપવાનો ઈન્કાર કર્યો હતો એ બીના પૂરવાર થઈ છે અને મિ. હર્ષદરાયની જુબાનીપર મને બીલકુલ શક નથી. બન્ને આરોપીઓએ પ્રમાણિકપણે સાચે સાચી હકીક્તજ કોર્ટને જણાવી છે, અને જો બન્ને જૂદી વાત કરીને પોતાનો ગુન્હો છૂપાવવા માગતાં હોત તો તેઓએ ચુંબનના લ્હાવા લેવાની હકિકતનો ઇન્કાર કર્યો હત. ફરિયાદી કાંતિલાલની જુબાની મને વિશ્વાસપાત્ર જણાતી નથી. કારણ કે તા. ૫ મી જુલાઇની રાતે તેની કહેવાતી પત્ની સાથે તકરાર થવાની વાતનો તે ઇન્કાર કરે છે, જ્યારે તેની ચાલીમાં વસતા બે આબરૂદાર ગૃહસ્થોએ બન્ને વચ્ચે સખત તકરાર થઇ હતી એમ સોગનપૂર્વક જણાવ્યું છે.

આ બે સાક્ષીઓ આ અદાલતના માનવંત વકીલો છે, અને તેમની હકીકત હું તદન સાચી માનું છું. આ પરથી પુરવાર થાય છે કે જયાકુમારી સામે ફરિયાદીએ ચોરીનો બીજો આરોપ મુકયો છે તે તદ્દન પાયા વિનાનો છે.

હવે પહેલા આરોપી સામેના પરસ્ત્રીહરણ અને પરસ્ત્રીગમનના આરોપો તપાસીએ. જયાકુમારીનાં કાંતિલાલ સાથે કાયદાસર લગ્ન જ થયાં ન હતાં એવી મારી ખાત્રી થઇ છે.

ખુદ બીજી આરોપીના પિતાએ સપ્તપદીના મંત્રો ન ભણવાની વાત કબૂલી છે. વળી આરોપીનું ચારિત્ર્ય જોતાં તેની વાતપર શક લાવવાનું પણ મને કંઇ કારણ જણાતું નથી. જયાકુમારીનું લગ્ન ગેરકાયદાસર હતું એટલે તે પરસ્ત્રી ગણી શકાય નહીં; તે કાયદાની નજરે હજી કુંવારી જ છે અને તેથી પરસ્ત્રીહરણનો આરોપ નકામો છે, અને તેથી હું એ આરોપ કાઢી નાખું છું.

પરસ્ત્રીગમનનો આરોપ પણ જયાકુમારીનું લગ્ન ખરૂં લગ્ન ન હોવાથી ટકતો નથી પણ આરોપીના ભાવીજીવનને માટે તે વિષે હું બે બોલ બોલવા માગું છું. બન્ને આરોપીઓ ઘણા લાંબા વખતથી ગાઢમિત્રો હતાં, એ વાત ઉભયે સ્વીકારી છે. જો તેમનો વિચાર વ્યભિચાર કરવાનો હોત તો તેમ કરવાની અમદાવાદમાં ઉભયને

જોઇએ તેટલી તક મળત. વળી મુંબાઈમાં કાંતિલાલના ઘરમાં રહીને જ જો જયાકુમારી ઈન્દુલાલ સાથે આડા વહેવાર રાખવા માગત તો રાખી શકત. પણ ઉભય મુંબાઇમાં ફક્ત એકવાર મળ્યાં હતાં, એ બતાવે છે કે બન્નેનાં હૃદય પવિત્ર હતાં. તકરારવાળી રાતે જયાકુમારી ફરિયાદીના ત્રાસથી હતાશ થઇ ગઈ હતી. એવા સંજોગોમાં તે પહેલા આરોપીને ભેટી પડી હોય તો તે સ્વાભાવિક છે. જો ઉભયે એકબીજાને ચુમી લીધી હોય અને જો ઉભયે વ્યભિચાર કર્યો હોત તો તેઓ ચુંબન લેવાનો ઇન્કાર કરત, પણ તેમણે તેમ કર્યું નથી. એ બતાવે છે કે બન્નેનાં ચારિત્ર્ય વિશુદ્ધ છે.

બન્ને આરોપીઓની વિશુદ્ધ પવિત્રતા વિષે સૌથી સચ્ચોટ પુરાવો જયાકુમારીની વૈદક તપાસનો છે. મને મેડીકલ ઓફીસર તરફથી મળેલા રિપોર્ટમાં જણાવ્યું છે કે જયાકુમારીને એક લેડી ડોકટરે બારીકીથી તપાસી હતી, અને તે અક્ષતયોની માલુમ પડી છે. આ બધા પુરાવાઓપરથી હું એ નિર્ણયપર આવ્યો છું કે આ કેસના બન્ને આરોપીઓ તદ્દન નિર્દોષ છે અને તેથી ઉભયને માન સાથે છોડી દેવાનો હું હુકમ કરૂં છું. ”

આ ચુકાદા સામે હાઇકોર્ટને અપીલ થઇ હતી. અને આખો હિંદુસમાજ તેના નિર્ણય જાણવાને આતુર થઇ ગયો હતો. સુનાવણીને દિવસે કોર્ટમાં નવ વાગ્યાથી પ્રેક્ષકોની મોટી સંખ્યા ભરાઇ ગઇ હતી. છાપાના રીપોર્ટરો, સનાતની શાસ્ત્રી મહારાજો, કુતુહલ જોનારા નવરાઓ, સુધારકો અને વકીલ બારીસ્ટરોથી કોર્ટનો રૂમ એટલો ચીકાર ભરાઇ ગયો હતો કે એક તસુભાર જગા પણ ખાલી રહી નહોતી. ઇન્દુ જયાની પ્રેમાળ ગોદમાં પાછો જેવો હતો તેવો જ બની ગયો હતો. તેનો ઉત્સાહ પાછો આવ્યો હતો. તેનો નિશ્ચય પર્વત જેવો દઢ થયો હતો. ગમે તેમ થાય તો પણ નમતું ન જ આપવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી. તેને પડખે જયા જેવી પ્રિયતમા, પોલ જેવી બ્હેન, કુસુમ જેવી સખી, મકરંદ અને ચંપકલાલ

જેવા મિત્રો હતા. પોલના સહવાસમાં આવ્યા પછી બંડખોર મક-
ંદ પણ નથાયો હતો. તે કોઇ નિયમને માનતો ન્હોતો, પણ પોલના
મનો ભોક્તા થયા પછી તે પોલના શબ્દેશબ્દને કાયદો માનતો
યો હતો. પોલ, મકરંદ, જયા અને ઈન્દુ એક જ માટીનાં પૂતળાં
તાં. એ ચારેની શકિત જો સાથે મળીને યોગ્ય માર્ગે કામ કરે તો
માજને ઉથલાવી નાખવાને યા નવી સમાજરચના કરવાને તેઓ
ક્તિમાન હતા. પણ ચારેય સમાજની હોળીથી સખત દાઝી ગયાં
તાં. જયાને પરાણે કાંતિલાલની ગુલામડી તરીકે થોડા મહિના રહી
ંતે પોતાના રક્ષણાર્થે નાસી જવું પડયું હતું. ઇન્દુ, જયાને બચાવી,
નો પ્રેમ સ્વીકારી સમાજનો દુશ્મન થયો હતો. મકરંદ જુવાનીને
ાંગણે પ્રેમમાં નિરાશ થઇ એક ઢીંગલીને પરણી અંતે વિધુર બની
ઠો હતો અને પોલ દલિતવર્ગમાં જન્મી કચડાઈ મરી હતી. ચારે
ણ કસોટીની આગમાંથી પસાર થતાં હતાં. બધાંયને એકબીજાં
રફ અનન્ય લાગણી હતી અને ચારે જણ હિંદુસમાજના શેતાની
ાકડાંનો ભૂકો કરવાની ભયંકર પ્રતિજ્ઞા લઇ બેઠાં હતાં.

ઈન્દુ, જયા, પોલ, મકરંદ, ચંપકલાલ અને ભાનુમતીનું સર-
સ પોતાના બેરિસ્ટર સાથે કોર્ટમાં દાખલ થતાં સઘળાની નજર
મનાપર ઠરી. ." આ પેલો બદમાસ ? " " આ પેલી વંઠેલી ? "
પેલો ફાટી ફાટી વાતો લખી લોકોને બહેકાવનાર નવલકથાકાર !"
વગેરે વાકયો કેટલાક ગણગણવા લાગ્યા. કાંતિલાલ, નીશાનાથ અને
ોતાના ધારાશાસ્ત્રી સાથે પ્રથમથી જ આવી બેઠો હતો. તેણે જયા
ને ઇન્દુને જોઇ દાંત કચકચાવ્યા. જયાએ તેના તરફ એક ભેદક
િરસ્કારભરી નજર ફેંકી મ્હોં ફેરવી લીધું. ઈન્દુએ તેના તરફ જોવાની
રકાર પણ કરી નહિ.

'આ મગતરૂં તે તમારો પતિરાજ કે ?' મકરંદે તદ્દન બે-
રવાઇથી કાંતિલાલ તરફ આંગળી તાકી ધિક્કારથી હસીને જયાને
છયું.

"હા; એ મારો માલિક થવાનો ઉમેદવાર !"

" છે તો ફાંકડો હો ! પોલ ! સંભાળજે ! મોહીબોહી ના પડતી—" મકરંદે વ્યંગ કર્યો.

" હવે ચૂપ રહેને ! કોઈ જગ્યાએ તો ગંભીર રહે ! " પોલે વ્હાલભર્યો છણકો કર્યો. મકરંદ સ્મિત કરી ચૂપ રહ્યો.

બધાં બેઠાં અને બે ત્રણ પળમાં કોર્ટના હજુરીઆએ 'સાયલંસ'નો અવાજ કર્યો. તરત જ ન્યાયાધિશ પધાર્યા અને તે ન્યાયાસનપર બીરાજતાં કેસ શરૂ થયો.

"માઇ લૉર્ડ !" ન્યાયાધિશે આસન લીધા પછી કાંતિલાલના વકીલે પોતાના કુળના કેસની શરૂઆત કરી: "આ અપીલ ત્રીજા પ્રેસિડંસી માજીસ્ટ્રેટના ચુકાદા સામે કરવાની મારા કુળને ફરજ પડી છે, કેમકે વિદ્વાન માજીસ્ટ્રેટ પોતે એક નવા વિચારના હિંદુ સુધારક હોવાથી તેઓશ્રી આરોપીઓની મોહક વાતોથી અંજાઇ ગયા હતા. આરોપી ઇન્દુલાલ સામે પરસ્ત્રીહરણ અને પરસ્ત્રીગમનનો આરોપ હતો અને બીજી આરોપી જયાકુમારી સામે પોતાના પરણેતર પતિને તજી પરપુરૂપ સાથે વ્યભિચાર કરવાનો આરોપ હતો. નામદાર માજીસ્ટ્રેટે આ જ આરોપોની સ્પષ્ટ તપાસ કરવાને બદલે હિંદુ લૉની આંટીઘુંટીના પ્રશ્નોની ચર્ચા હાથ ધરી હતી, અને જયાકુમારીએ સપ્તપદીના વચનો આપ્યાં ન્હોતા, તેણે મંગળફેરા ફરવાની ના પાડી હતી વગેરે અસંગત બીનાઓ કેસમાં દાખલ કરીને મૂળ મુદ્દા જ ઉડાવી દીધા હતા. અમે અમારા કેસને હજુ આગ્રહપૂર્વક વળગી રહીએ છીએ. જયાકુમારી મારા કુળ મિ૦ કાંતિલાલ માણેકલાલની હિંદુ ધર્મ, હિંદુ લૉ અને વણિક જ્ઞાતિના રિવાજો અનુસાર પરણેલી પત્ની છે. મારા કુળના લગ્ન અમદાવાદમાં સેંકડો જ્ઞાતિજનો સમક્ષ ઉભયના વડીલોની સંમતિથી થયાં હતાં, અને તે વખતે જયાકુમારી

સગીર હોવાથી તેના પિતા તેના લગ્ન કરવાને સંપૂર્ણ હક્કદાર હતા. લગ્ન થયા પછી જયા પોતાના પતિ સાથે મુંબઈ આવી હતી અને કાંતિલાલની પત્ની તરીકે તે મહિનાઓ સુધી રહી હતી. તે પછી તે અચાનક નાસી ગઈ યા આરોપી તેને નસાડી ગયો. તા. ૫ મી જુલાઇની રાતે જયાને કાંતિલાલ સાથે તકરાર થઇ ન હતી, છતાં તકરારને ખાતર માની લો કે તકરાર થઈ હતી–પણ તેથી આરોપીઓ સામેના આરોપો ઉડી જતા નથી. એ હાંડલા હોય તો તે કોઇવાર જરૂર ખખડે છે ; પણ પતિપત્ની વચ્ચે સામાન્ય કલહ થતાં કોઇ પત્ની પરપુરૂષ સાથે નાસી જતી નથી. અમારી ફરિયાદ એ છે કે આરોપી ઈન્દુલાલ મારા કુળની પરણેતર સ્ત્રીને નસાડી ગયો છે એટલું જ નહિ પણ તે તેને છડેચોક રખાત તરીકે રાખી રહ્યો છે......"

"હું 'રખાત' શબ્દ સામે સખત વાંધો ઉઠાવું છું, મારા લોર્ડ !" ઇન્દુના બેરીસ્ટર મી૦ મઝુમદારે વાંધો લીધો.

"લગ્ન કર્યા શિવાય યા સિવીલ મેરેજ એકટ પ્રમાણે લગ્ન રજીસ્ટર કરાવ્યા શિવાય એક સ્ત્રી જો કોઇ પુરૂષ સાથે રહે તો તે રખાત ન કહેવાય તો શું કહેવાય ? મારા વિદ્વાન મિત્ર એવી સ્ત્રી માટે કોઇ વધુ માનભર્યો શબ્દ સૂચવી શકશે ?"

"મારા લોર્ડ ! મારા મિત્ર તદન ઉંધી દલીલ કરે છે. હજુ આરોપીઓનો બચાવ કોર્ટ સમક્ષ રજુ થયો નથી તેમ જયાકુમારી ઇન્દુલાલની રખાત તરીકે રહી છે એ બીના મારા મિત્ર સિદ્ધ કરી શક્યા નથી."

"મી૦ દીવેટીઆ ! તમારે વિના પ્રયોજને જયાકુમારી માટે હલકો શબ્દ વાપરવાની જરૂર નથી." ન્યાયાધિશ વચ્ચે બોલ્યા.

"I bow to the Ruling of the Court my Lord'+ કાંતિલાલનો વકીલ દીવેટીઆ બોલ્યો: હું એમ કહેવા

+ હું કોર્ટનો નિર્ણય સ્વીકારૂં છું.

ાગતો હતો કે જયાકુમારી મારા કુળની પરણેતર હોવા છતાં તે ન્દુલાલ જેવા એક કુંવારા સખસને આશરે ગઇ હતી અને ત્યાં ન્ને એક જ ઓરડામાં રહ્યાં હતાં, હિંદુ સમાજની નજરે આવી તે વસનારાં સ્ત્રીપુરૂષનાં ચારિત્ર્ય પવિત્ર ગણાતા નથી. એવી રીતે ે કોઇ પણ સ્ત્રી કોઇ પરપુરૂષ સાથે જઇને વસે છે તો તે સામા-ક નજરે કલંકિત ગણાય છે. જયાકુમારીને પોતાના કાયદાસર ાકનું ઘર છોડી જવાનો હક્ક ન્હોતો અને ઈન્દુલાલને તેને રાખ-ની સત્તા ન્હોતી. હિન્દુ લૉ પ્રમાણે એક સ્ત્રી પરણ્યા પછી તેના તિની સત્તા નીચે આવે છે. એ સત્તાનો ભંગ કરવાની પરણેતરને વતંત્રતા છે જ નહિ, માટે જયાકુમારી ગુનેહગાર ઠરે છે. તેની રજ મારા કુળ સાથે રહી પત્ની તરીકેની ફરજો અદા કરવાની છે ને તે માટે તેનો કબજો મેળવવાની મી૦ કાંતિલાલ તરફથી હું રજ કરૂં છું.

"આરોપી ઇન્દુલાલનો ગુન્હો તો સ્પષ્ટ જ છે. તે કુંવારો . સમાજમાં તેની આબરૂ નથી. તે દારૂબાજ અને રંડીબાજ છે. ના મિત્રો પણ એવા જ ભામટા છે. આવો માણસ વીર સમાજ-ધારક હોવાનો દાવો કરે તે કંઈ જ નહિ પણ નર્યો દમ્ભ છે. અમે માણસનું ભ્રષ્ટ ચારિત્ર્ય પૂરવાર કરવાને જોઇતા સાક્ષીઓ બોલાવ-ને તૈયાર છીએ. આવા માણસના આશ્રય નીચે જયા જેવી રૂપવતી, વાન અને મોહક રમણી પવિત્ર રહી શકે એ વાત જ માની શકાય વી નથી. ઈન્દુલાલે નીચમાં નીચ રીતે એક પરણેલી સ્ત્રીને ફસાવી ના સંસારની ધૂળધાણી કરી છે અને તે માટે તે સજાને પાત્ર છે.

"હવે હું જયાના પિતા હર્ષદરાયની જુબાની વિષે બોલીશ. ાજીસ્ટ્રેટ સમક્ષ તેમણે હડહડતી જૂઠી જુબાની આપી હતી તે એટ-પરથી જ સાબીત થઈ જાય છે કે અહીંથી અમદાવાદ જતાંની થે જ તેમણે પોતાની ગ્નાતિની માફી માગી જયાને કાંતિલાલ સાથે

ાછી મોકલી આપી હતી. જો જયાનું લગ્ન અપૂર્ણ રહેવાની વાત
ાચી હોત તો તેનો પિતા તેને ફરીથી કાંતિલાલ સાથે મોકલત
ારો ? હર્ષદરાયે પાછળથી પોતાના જૂઠાણા માટે પસ્તાઇને અને
ાતાની પુત્રીનું ભાવી સુધારવા માટે કાંતિલાલને મનાવી લઇ જયાને
ની સાથે રવાના કરી હતી ; પણ એ નાદાન ભોળી સ્ત્રીને આરોપી
-દુલાલે પોતાની જાળમાં આબાદ સપડાવેલી હોવાથી તે કાંતિલાલને
થતાળી આપી પાલઘરના સ્ટેશનપરથી ગૂમ થઈ ગઈ હતી. તે
-દુલાલને મળી અને બન્ને ફરીથી સાથે રહેવા લાગ્યાં. એ જ
ાવે છે કે ઈન્દુલાલે કાંતિલાલના સંસારનું સત્યાનાશ વાળવાનો
શ્ચય કર્યો છે. ઈન્દુલાલ જયાને છડેચોક પત્ની તરીકે રાખી રહ્યો
એટલું જ નહિ પણ તેના વર્તનથી ત્રાસીને તેની ચાલીના માલિકે
ને ઓરડી ખાલી કરવાની નોટીસ આપી છે તે છતાં તે નફફટાઇથી
જ ચાલીમાં રહ્યો છે. આટલા આટલા પૂરાવા પછી માજીસ્ટ્રેટનો
કાદો સતર્ક હતો એમ ભાગ્યે જ કહી શકાશે. હું આપ નામદારને
નિર્ણયમાં યોગ્ય સુધારો કરવાની વિનંતી કરૂં છું. ”

“ તમે સાક્ષીઓ બોલાવવા માગો છો ને ? ”

“ હા, નામદાર ! ”

“ મી૦ મજુમદાર ! તમારે આ પ્રસંગે કંઇ કહેવું છે ? ”

“ નહિ ; ફરિયાદ પક્ષ ભલે પોતાના સાક્ષીઓ રજુ કરે. ”
૦ મજુમદારે કહ્યું.

હર્ષદરાયને પહેલા સાક્ષી તરીકે મી૦ દ્વીવેદીયાએ સાક્ષીના
જરામાં ઉભા કર્યા. હર્ષદરાયના વદનપર પ્રખર નિરાશાની લાગણી
ાઇ હતી. તેમની આંખો ઉંડી ઉતરી ગઇ હતી. તેમને કપાળે કર-
ની વળી ગઇ હતી. જયા ફરીથી કાંતિલાલને છોડી ગઇ ત્યારથી
ના હૃદયને સખત આઘાત પહોંચ્યો હતો તેથી તેમની તબીયત
ડી ગઇ હતી. સાક્ષીના પીંજરામાં તે ધ્રૂજતા ધ્રૂજતા ઉભા રહ્યા
ને વકીલોના સવાલોની રાહ જોવા લાગ્યા.

"તમે જયાના પિતા અને કાંતિલાલના સસરા છો?" મિ૦
ટીયાએ તપાસ કરવા માંડી.

"હા."

"જયાનાં લગ્ન તમે કાંતિલાલ સાથે તમારી ન્યાતના રીત-
જ પ્રમાણે કરી આપ્યાં હતાં?"

"હા."

"જયા તે વખતે સગીર હતી?"

"હા."

"લગ્ન પ્રસંગે અને તે પહેલાં જયાને ઈન્દુલાલ સાથે પિછાન
?"

"ના."

"જયાએ લગ્ન પ્રસંગે કંઈપણ વાંધા કરી હતી?"

"ના."

"That is all my Lord!"

"મી૦ મઝુમદાર!" જજ્જે મી૦ મઝુમદાર તરફ નજર
. ગંભીર અદાથી ઝભ્ભો બરાબર ખભાપર નાખતો ઈન્દુનો
સ્ટર ઉલટપાલટ તપાસ લેવા ઉભો થયો.

"તમે માજીસ્ટ્રેટની કોર્ટમાં આ વાતો કરી હતી?"

"નહિ."

"ત્યારે તમે તે સમયે જૂઠું બોલ્યા હતા?"

"હા."

"કારણ?"

"મને મારી દીકરીની દયા આવી હતી."

"હવે દીકરીની દયા નથી આવતી?"

" મારી દીકરી વહી ગઇ છે. તેને ઠેકાણે લાવવા માટે મારે સાચી હકીક્ત જ રજુ કરવી જોઇએ."

" અને હવે તમે સાચું બોલો છો ?"

" હા. "

" જયા ચારે મંગળફેરા ફરી હતી ? "

" હા. "

" તેણે સપ્તપદીનાં વચનો આપ્યાં હતાં. "

" એ વચનો પરણતી વખતે ધણીધણીયાણી બોલતાં નથી પણ બ્રાહ્મણ જ બોલી જાય છે. "

" લગ્ન પહેલાં જયાએ કાંતિલાલ સાથેના લગ્ન સામે વિરોધ બતાવ્યો હતો ? "

" નહિ. "

" તમે પ્રતિજ્ઞાપૂર્વક સાચું કહો છો ? "

" હા. "

" લગ્ન થયા પછી જયા કાંતિલાલ સાથે રાજીખુશીથી ગઈ હતી ? "

" હા. "

" પછી ઉભય વચ્ચે ટંટો થવાની ખબર તમને ક્યારે મળી ?"

" જ્યારે જયા નાસી ગઈ ત્યારે. "

" હું તમને ફરીથી પૂછું છું કે તમે આ બધી વાત સાચી કહો છો ? "

" જી હા. "

" બસ જાઓ. "

હર્ષદરાય જાણે મોતના પંઝામાંથી છૂટયા હોય તેમ પીંજરા-માંથી બ્હાર નીકળી કોર્ટનો રૂમ છોડી ગયા.

" ગુલાબ નથ્થુ ! " મી૦ દીવેટીઆએ બીજી સાક્ષી બોલાવી અને એક છટકેલ સ્ત્રી સાક્ષીના પીંજરામાં હસતી હસતી ઉભી રહી.

" તું શું ધંધો કરે છે ? "

" વેશ્યાનો. "

" તું ઇન્દુલાલને ઓળખે છે ? "

" હા ; એ મારે ત્યાં વારંવાર આવે છે. "

" છેલ્લો એ ક્યારે આવ્યો હતો ? "

" પરમ દહાડે રાતે. "

" તે વખતે એની હાલત કેવી હતી ? "

" એણે ખૂબ દારૂ પીધો હતો. "

" એ તને છોડીને ઘેર ક્યારે ગયો હતો ? "

" રાતે ત્રણ વાગ્યાને આશરે. "

મી૦ મઝુમદારે તે પછી ઉલટ તપાસ લેવા માંડી :

" ઇન્દુલાલ તારો પ્રેમી હતો ?

" હાસ્તો ; ત્યારે તો એ મારે ત્યાં આવતો—"

" ક્યારથી આવતો હતો ? "

" ચાર પાંચ વર્ષથી. "

" એ ક્યાં નોકરી કરે છે ? "

ગુલાબ મુંઝાઇ.

" એ ક્યાં રહે છે ? "

" તે હું જાણતી નથી. "

" તારી ઉમ્મર કેટલી ? "

" અઢાર વર્ષની "

" મુંબઈમાં તું ક્યારે આવી ? "

" બે ત્રણ વર્ષ પહેલાં. "

" That's all my Lord! " મઝુમદારે હસીને તપાસ પૂરી કરી.

ત્રીજા સાક્ષી તરીકે ' વેસ્ટર્ન બાર 'ના પારસી માલિકને રજુ કરવામાં આવ્યા.

" તમે આરોપીને ઓળખો છો ? "

" ખાસ ઓળખતો નથી. "

" તમે એને તમારા બારમાં જોયો હતો ને ? "

" હાજી. "

" એ દારૂ પીતો હતો ? "

" હાજી. "

મી૰ મઝુમદાર તે પછી ભવાં ચઢાવી ઉભો થયો અને તેણે પૂછ્યું: " તમારો બાર રાતે ક્યારે બંધ થાય છે ? "

" અગીઆર વાગે. "

" સ્હવારે ૧૧ વાગ્યાથી રાતના ૧૧ વાગ્યા સુધીમાં તમારે ત્યાં કેટલા માણસોની આવજાવ થતી હશે ? "

" સેંકડો. "

" એ બધા માણસોને તમે જોયા કરો છો ? "

" નહિ. "

" તમે કાઉન્ટરપર પૈસા લેવા બેસો છો ને ? "

" હા. "

" અને તમારા નોકરો તમારા ઘરાકોને દારૂ આપી આવે છે.?"

" હા. "

" અને પૈસા પણ નોકરો જ લે છે ?

" હા. સારા માણસો નોકરોને જ પૈસા અને ટીપ આપી દે છે. "

" એટલે બારમાં કોણ આવ્યું ને કોણ ગયું તેની તમને ખાત્રી-ભરી ખબર પડતી નથી ? "

" નહિ જી. "

" કોઈ માણસ દારૂ પીતો ન હોય પણ પોતાના મિત્ર સાથે આવીને તેનો મિત્ર પી રહે ત્યાં સુધી ચુપચૂપ બેશી રહે ખરો ? "

" હાજી. એવાબી ઘના માનસો આવેચ. "

" ત્યારે ઈન્દુલાલ તમારા બારમાં દારૂ પીવા જ આવ્યો હતો અને તેણે ત્યાં દારૂ પીધો હતો એમ તમે સોગનપૂર્વક કહી શકશો ? "

" નહિજી. "

" બસ—થેંક્યુ ! "

" મી૦ દીવેટીઆ ! હવે કોઈ સાક્ષી છે ? "

" નહિ ; મારા લોર્ડ ! "

અત્રે કોર્ટ લંચ માટે ઉઠી.

## પ્રકરણ ૩૩ મું.

### 'અમે પતિ પત્ની છીએ.'

લંચ પછી ન્યાયમંદિરમાં તપાસ આગળ ચાલી, અને કોર્ટમાં અમદાવાદના વાણીઆઓની નાતનો શેઠ માથાપર સાડાપાંચ શેરીઆ પાઘડી પહેરી, અંગમાં અંગરખું અને ટુંકી ધોતડી સાથે સાક્ષીના પીંજરામાં રજુ થયો.

'તમારૂં નામ?' વકીલે તેની જુબાની લેવી શરૂ કરી.

'**અ**મથાલાલ **મ**ફતલાલ મારફતીઆ. અમે અમદાવાદના સૌથી ઉંચા ખાનદાનના છીએ સાહેબ!' પોતાની ફુટબોલ જેવી ફાંદપર હાથ ફેરવતો **અ**મથાલાલ બોલ્યો.

'દુર્ગાદરાયને ઓળખો છો ?'

'જી, હા.'

'તેની દીકરીનું લગ્ન કોની સાથે થયું હતું ?'

'સુરતવાળા ધર્મપરાયણ મરજાદણ અને શ્રી મહાપ્રભુજીના અખંડ ભક્ત જીવકોર બ્હેનના જેઠા દીકરા કાંતિલાલભાઇ સાથે.'

'What ? Is the name of Jaya's husband so terribly long'? ન્યાયાધિશે ટકોર કરી.

'No my Lord ! The witness prefered to give a fair picture of Kantilal's mother before mentioning his name!' ઇન્દુલાલના વકીલે સસ્મિત જવાબ વાળ્યો.

'જયાના લગ્ન વખતે તમે હાજર હતા ?'

'હું હાજર ન હોઉં તે બને જ કેમ? નાતના માણસો મારા છોરૂ કહેવાય!'

'બીજો લવારો ન કરો—મારા સવાલનો સીધો જવાબ આપો. તમે જયાના લગ્નમાં હાજર હતા?'

'હા.'

'લગ્ન નાતના ધર્મશાસ્ત્ર અને વિધિ પ્રમાણે થયું હતું?'

'જી હા. એમાં ભૂલ આવે જ નહિ. અમારા ગોર સંસકરત બોલે છે ત્યારે કાશીના પંડિતને હડાવી દે છે!'

'લગ્નવિધિમાં કંઇ ભૂલ થઈ નહતી?'

'જરા પણ નહિ. ભૂલ થાય તો ગોત્રજ દેવી કોઇનો ભોગ જ લઇ નાખે—સાહેબ મારા!'

'જયા ચાર મંગળફેરા ફરી હતી?' મી. મઝુમદારે પૂછ્યું.

'ચાર મંગળફેરા ફર્યા વિના ચાલે?'

'ચાલે કે નહિ તે સવાલ નથી. જયા ફરી હતી કે?'

'હા, હા.'

'તમે તે વખત હાજર હતા?'

'હા.'

'તે વખતે તમે શું કરતા હતા?'

'હું મંડપમાં બેસી લગનક્રિયા જોતો હતો.'

'જાઓ.'

અમદાવાદની નાતના બીજા બે ત્રણ જણની જુબાની લેવાઇ. એ બધા સનાતની કિલ્લાના ભડવીર સંરક્ષકો હતા અને કાંતિલાલે જમા-ડેલા મિષ્ટાન્નનો સ્વાદ હજુ તેમના મ્હોંમાં રહી ગયો હતો. એટલે જયાનું લગ્ન વિનાવિઘ્ને પાર પડ્યું હતું અને તે બ્રાહ્મણના વચને અને

અગ્નિની સાક્ષીથી જયા કાંતિલાલની આજન્મ અને આવતા જન્મોની દાસી થઇ ચૂકી હતી એવી વાત તેઓએ પ્રતિજ્ઞાપૂર્વક અદાલતમાં જણાવી. જયા કે ઇન્દુલાલને તેઓની દરકાર ન્હોતી. ઉભય પ્રેમ અને પ્રભુપર નિર્ભર હતા પણ કાંતિલાલને આ લોકોની ગરજ હતી. તેથી તેણે તેઓને માલમલીદા ખવડાવીને તથા કેટલાકના ખીસા તાજા કરીને રીઝવી લીધા હતા. જો જયા કાંતિલાલને ઘેર જાય અને એ મારકણી સાંઢણી અંતે વશ થાય તો કોઈ દહાડો જયાને સીમંત આવશે અને તે દિવસે નાતના ભાઇબ્હેનોનાં મ્હોં ગળ્યાં થશે એવી ભાવનાથીય એક બે જણ કાંતિલાલના સાક્ષી થયા હતા !

ભીમશરાફની ચાલીના કૂતરાઓએ માજીસ્ટ્રેટની કોર્ટમાં કરેલું જૂઠું કથન ફરીથી શરૂ કર્યું.

કોર્ટમાં પૂરી ગંભીરતા છવાઈ હતી. વકીલ બેરિસ્ટરો અને પ્રેક્ષકોના વદનપર ચિત્રવિચિત્ર લાગણી જણાતી હતી. ફક્ત ન્યાયાધિશ શાંત હતા ! તેમના વદનપર કંઇ જ લાગણી જણાતી નહતી. જાણે તટસ્થ ભાવે કોઇ નાટક જોઇ રહ્યા હોયની તેમ એ તેજસ્વી ન્યાયાધિશ શાંત મુદ્રાએ બેસી રહ્યા હતા.

કાંતિલાલની નીચતાનો પાર ન્હોતો. તેણે જયા અને ઇન્દુપર હડહડતું વેર લેવાનો ઠરાવ કરેલો હોવાથી તેણે ઇન્દુ અને મકરંદપર બારીક જાસુસી કરાવી હતી અને તેને પરિણામે ઇન્દુ એકવાર ગબડી પડયો હતો તેના પૂરાવા તેની પાસે મોજુદ હતા. એ પુરાવાને આધારે તેના તરફથી મહમદ નામનો એક મવાલી સાક્ષી તરીકે રજુ થયો.

“ તમે આ માણસને ઓળખો છો ? ” કાંતિના વકીલે પૂછ્યું.

“ જી સાબ ! ”

“ એ તમને ક્યાં મળ્યો હતો ? ”

‘ પીલાઉસપરના બ્રીટાનીઆ બારમાં.

‘ રોજ મળતો હતો ?’

'હા.'

'એ શું પીતો હતો ?'

'કભી કભી વ્હીસ્કી ઔર કભી કભી બ્રાંડી !'

'બીજી કોઇ જગાએ એને જોયો હતો ?'

'હા.'

'ક્યાં ?'

'મુરલીના નાચમાં.'

'એ એકલો જ આવતો ?'

'નહિ, દોસ્તો સાથે આવતો.'

'અને બધા દારૂ પીતા ?'

'જી,-ખૂબ પીતા થા—'

મઝુમદારે સાક્ષીની ઉલટ તપાસ શરૂ કરી:

'એની સાથે તમે પીવા બેસતા હતા ?'

'નહિ.'

'તમે ક્યાં બેસતા હતા ?'

'એક ટેબલપર—'

'અને એ ?'

'થોડે દૂર બીજા ટેબલપર.'

'તમે બાર ઉઘડે ત્યારથી બંધ થાય ત્યાંસુધી ઢીંચ્યા કરો છો?'

'અજી નહિજી ! નવ બજે જાતા હું—ગ્યારહ બજે લૌટ આતા હું—'

'એટલામાં ઘણા માણસો આવી જાય ને ?'

'હા.'

'તમે રોજ કેટલા પેગ પીઓ છો?'

'હાં–હાં! હાં! યેતો તબીયતકી બાત હૈ! અચ્છા મૌકા મીલ જાય તો એક બોટલભી તક હો જાય—'

'તમને કેફ તો ચઢેને ?'

'જી–શરાબકી મઝાહી નશામેં હય.'

'તમે નશામાં જોયેલા બધા આદમીને બીજે દિને પીછાની શકો છો?'

'દોસ્ત લોગોકો પીછાન સકતા હું.'

'ઇન્દુલાલે તમારી દોસ્તી કરી હતી?'

'જી નહિ.'

'એના જ જેવા પોશાકમાં ત્યાં કોઈ બીજો માણસ આવ્યો હોય તો પણ તે ઇન્દુલાલ જ હતો એમ તમે કહી દો કે ?'

'જી–નશામે કુછ ખ્યાલ નહિ રહતા–કભી ગલતીભી હો જાતી હૈ! એક દિન મૈં મેરી ઔરતકો ભી ભૂલ ગયા થા.'

'બરાબર! ત્યારે તમે શરાબખાનામાં જોયલો માણસ આરોપી જ હતો એમ પાક કુરાને શરીફના સોગન ખાઇ કહી શકશો?'

'તૌબા! તૌબા! ઐસા કસમ મૈં નહિ ખાતા!'

'અચ્છા, જાઓ.'

હવે બચાવ પક્ષનો કેસ શરૂ થયો. ઈન્દુલાલે અગાઉ કહેલી બધી બીના કોર્ટ સમક્ષ રજુ કરી.

'હજુ પણ જયા સાથેનો તમારો સંબંધ પવિત્ર છે?' સામા પક્ષના વકીલે પૂછ્યું.

'નહિ; અમે પતિ પત્ની થયાં છીએ.'

'ક્યા કાયદાથી ?'

'અમારા હૃદયના અને પ્રભુના કાયદાથી.'

'Thats' all, my lord !'

તે પછી જયા પીંજરામાં આવી.

'તમારૂં નામ ?'

'મિસ જયા હર્ષદરાય—'

'તમે કુંવારાં છો ?'

'હા.'

'તમારા પિતાએ કાંતિલાલ સાથે તમારાં લગ્ન કર્યાં હતાં ?'

'લગ્ન કરવાની ધાંધલ કરી હતી, પણ એ લગ્ન પૂરૂં થયું ન હતું.'

'કેવી રીતે ?'

'હું પૂરા મંગળફેરા ફરી ન્હોતી.'

'ઇન્દુલાલ કોણ છે ?'

'એ મારો પ્રિયતમ છે.'

'એની સાથે તમે કાયદાસર લગ્નથી જોડાયાં છો ?'

'અમે લગ્ન જેવી પવિત્ર બાબતમાં કોઇપણ કાયદાને માનતાં નથી.'

'તમે ગંધર્વ લગ્નનાં પક્ષકાર છો ?'

'હા'

*'What is Gandharva lagna, Mr. Mazumdar?'

'The Hindu doctrine of free love, my Lord !

'Is it based on soviet principle of marriage ?

'No my lord ! It is as old as hoary India ! It was propounded by Manu–the great Hindu law-giver !'

હવે જયાની ઉલટપાલટ તપાસ શરૂ થઇ.

'તમે કાંતિલાલને પરણ્યાં જ નથી ?'

'નહિ.'

'ત્યારે લગ્ન પછી તમે તેની પત્ની તરીકે સુરત અને મુંબઇ શા માટે ગયાં હતાં ?'

'મને મારાં માબાપે બળાત્કારથી મોકલી હતી.'

'એ બીનાની તમે સરકારને ફરિયાદ કરી હતી ?'

'નહિ.'

'શા માટે ફરિયાદ ન કરી ?'

'હું મારાં માબાપનું મન દુઃખવવા માગતી ન્હોતી.'

'તમે લગ્ન પછી વિદાય થઇને કાંતિલાલ સાથે સુરત ગયાં ત્યારે તમે વાંધો લીધો હતો ?'

---

* 'મી. મજુમદાર, ગંધર્વ લગ્ન એટલે શું ?'

'મારા લોર્ડ ! ગંધર્વ લગ્ન એટલે સ્વતંત્ર પ્રેમલગ્નનો હિંદુ આદર્શ !'

'શું એ આદર્શ રશીઆના બોલ્શેવીકોના લગ્ન સિધ્ધાન્તપરથી રચાયો છે ?'

'નહિ મારા લોર્ડ ! એ જમાનાજૂના હિંદ જેટલો જ પ્રાચીન છે અને મહાન સ્મૃતિકાર મનુએ તેનો ઉલ્લેખ કર્યો છે.'

'ના'

'એટલે તમે રાજી ખુશીથી તેનું ઘર માંડવા ગયાં હતાં–ખરૂંને ?'

'એ તમારો વકીલાતી અર્થ છે. હું મારા માતપિતા તરફના માનને લીધે કાંતિલાલની દાસી તરીકે તેનું ઘરકામ કરવા ગઈ હતી.'

'પત્ની તરીકે રહેવા નહિ ?'

'નહિ.'

'સુરતમાં તમે બન્ને એક જ શયનગૃહમાં સૂતાં હતાં ?'

'હા; પણ મેં કાંતિલાલને મારા શરીરનો સ્પર્શ કરવા દીધો ન્હોતો'

'મુંબઇમાં પણ તમે તેની ધણીઆણી તરીકે ઓળખાતાં હતાં ?'

'લોકો મને કોણ ગણે તેની સાથે મને સંબંધ નથી.'

કાંતિલાલે પતિ તરિકના હક્કનો ભોગવટો કર્યો હતો ?'

'નહિ.'

'તમે તેને ત્યાંથી નાસી શા માટે ગયાં ?'

'તે મારાપર જુલ્મ ગુજારવા તૈયાર થયો હતો તેથી.'

'તમે તેને ત્યાં દાસીનું જ કામ બજાવતાં હતાં ?'

'હા.'

'તમને શો પગાર મળતો હતો ?'

'ખાવા પીવાનુ અને વસ્ત્રો.'

'તમે પગાર વિનાની નોકરી લીધી હતી ?'

'મને એવી નોકરી કરવાની ક્રૂર સમાજે ફરજ પાડી હતી.'

'તમે જો નોકરી જ કરતાં હોત તો ગમે તે વખતે કાંતિલાલની નોકરી છોડી દેવાનો તમને હક્ક હતો. તેમ કરવાને બદલે તમે શા માટે નાસી ગયાં ?'

"તમે તમારો કાયદો ફૂટયા કરો છો અને હું મારૂં હૃદય રડું છું. સાંભળો, મારૂં શું થાય તેની મને પરવા નથી.' જયા વીફરી. તેની આંખો વિકસીત થઇ અને અજબ આવેશથી તે બોલવા લાગી: 'મારા પિતાએ નાતના શયતાની રિવાજને અનુસરીને, કાંતિલાલ જેવા જડસુ, જુલ્મી, દંભી અને મનુષ્યત્વહીન માણસ સાથે મારૂં લગ્ન કર્યું

હતું. હું મંગળફેરા ફરી ન્હોતી એ વાત સાચી છે. પણ બહેરી અને આંધળી હિંદુસમાજની માન્યતા પ્રમાણે હું એની પરણેતર ઠરી હતી. મારાં માતપિતા જૂના વિચારનાં છે. તેઓ એમ જ માને છે કે દીકરીઓને હૃદય નથી, લાગણી નથી, ભાવના નથી, કંઇ જ નથી. દીકરીએ માબાપ વરાવે તેની દાસી થવું જ જોઇએ એવી તેમની માન્યતા છે. હું તેમને દુ:ખી કરવા માગતી ન્હોતી તેથી જો કાંતિલાલ મારાપર જૂલ્મ ન ગુજારે તો અખંડ બ્રહ્મચર્ય પાળી બન્નેના કુળની આબરૂ સાચવીને તેની મિત્ર યા દાસી તરીકે જીંદગી પૂરી કરી નાખવાનો વિચાર કરી હું તેને ત્યાં ગઈ હતી. મને આશા હતી કે તે મારા વિચારો જાણ્યા પછી કાંતો મારૂં દીલ જીતવાનો પ્રયાસ કરશે યા મારી સાથે માયાળુ રીતે વર્તી મારી સેવા ચાકરીથી સંતોષ પામશે. પણ તેમ ન બન્યું; તે મારા શરીરનો ભૂખ્યો બન્યો. મને તેનામાં પ્રેમનો અંશ પણ ન જણાયો. તે સમયે ઈન્દુલાલ સાથનો મારો સ્નેહ તદન વિશુદ્ધ હતો. કાંતિલાલને ત્યાં મેં વેઠાયું તેટલું વેઠ્યું. તે દારૂડીઓ, દુરાચારી અને જૂલ્મી છે. મારાથી તેના સીતમો ન સહેવાયા અને તે વારંવાર જંગલી વરૂની પેઠે મારાપર હલ્લો કરવા તૈયાર થવા લાગ્યો ત્યારે હું વીફરી અને ઈન્દુને ત્યાં નાસી ગઇ. તે પછી માજીસ્ટ્રેટની કોર્ટમાં કેસ ચાલ્યો—અમે નિર્દોષ ઠર્યા.—કારણ કે તે સમયે મારા પિતાને સુમતિ સુઝી અને તે સત્ય બોલ્યા. કેસ પુરો થયા પછી હું પિતાની સાથે અમદાવાદ ગઈ. ત્યાં જતાં મારી જુના વિચારની મા વીફરી. મારા પિતા ઘરકંકાસ અને નાતના ત્રાસથી હારી ગયા અને તેમણે નાતના સાજનામાં મને કાંતિલાલને સોંપી દેવાનું વચન આપી માફી મેળવી લીધી. આવી રીતે મારી માગીને તે નાત રૂપી ચંડિકાના કોપમાંથી બચી ગયા. કાંતિલાલ ઇડરીઓ ગઢ જીતી ગયો અને તે મારો સ્વામી થવાને મને ફરીથી મુંબઈ લઇ આવ્યો. મારા પિતા નાતના શયતાની જૂલ્મને વશ થઇ ગયા ત્યારથી જ મેં કેસરીઆં કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. હું મરી જવાને તૈયાર છું. દરિયો

પૂરતાં કે ઝેરની પ્યાલી પી જતાં મને જરા પણ ડર લાગવાનો નથી, પણ હું કાંતિલાલને મારૂં શરીર કદી પણ અર્પણ કરવાની નથી. મેં તેને ટ્રેનમાં જ થાપ આપી. તે પાલઘરપર ચ્હા પીવા ઉતર્યો તે તકનો લાભ લઇ હું ટ્રેન છોડી ગઇ અને મેં પાલઘરના મીશનમાં આશરો લીધો. ત્યાં મેં ઇન્દુને બોલાવ્યો અને અમે મુંબઇ આવ્યાં. તે પછી મેં સમાજ અને દુનિયાના જૂલ્મી કાયદાઓને તૃણવત ગણવાની ભીષણ પ્રતિજ્ઞા લીધી છે. હું ઇન્દુને તન અને મનથી પ્રભુ સાક્ષીએ વરી ચૂકી છું. તે જ મારો પ્રિયતમ પતિ છે અને હું તેની પત્ની તરિકે જ તેની સાથે રહું છું તથા રહીશ. હવે કોર્ટને જે નિર્ણય કરવો હોય તે ભલે કરે, મારે બીજું કંઇ કહેવાનું નથી. ”

હવે કાંતિલાલના વકીલે પોતાના અસીલની ફરિયાદનું સમર્થન કર્યું. તેણે નાતના કાયદા જેવા ગણાતા રિવાજોને માન આપવાની અંગ્રેજ સરકારની રાજનીતિની પ્રશંસા કરી નાતના શેઠ અને જયાના પિતાની જુબાનીના આધારે લગ્ન થયા પછી જયાએ ઇન્દુલાલ જેવા દારૂડીઆ અને રંડીબાજ યુવાન સાથે નાસી જઇને વ્યભિચારનો ગુન્હો કર્યો છે અને બદમાસ ઇન્દુ તેને પોતાની જાળમાં ફસાવી એક પરાઇ પરણેતરને રાખી બેઠો છે એમ કોર્ટના મનપર ઠસાવવાનો પ્રયત્ન કર્યો.

મી. મઝુમદારે પ્રમાણિકપણે, હિમ્મતથી અને સરળ ભાષામાં જ પોતાનો કેસ રજુ કર્યો. તેણે જયાની મરજી વિરૂદ્ધ થયલા લગ્નથી તેની કેવી મનોદશા થઇ હશે તેનું કરૂણ ચિત્ર દોરી એ લગ્ન કાયદાસર જ ન્હોતું એમ સિદ્ધ કરવાને હિંદુ લૉ ની અનેક કલમો ટાંકી બતાવી અને અંતે જયા અને ઇન્દુ પુખ્ત વયનાં હોવાથી ગમે તેમ કરવાને સ્વતંત્ર છે એમ જણાવી ઇન્દુના ચારિત્ર્ય વિષેના એક મવાલીના શબ્દો ન માનવાની કોર્ટને અરજ કરી.

અત્રે કેસ પૂરો થયો અને નામદાર જજજે આઠ દિવસ પછી ચુકાદો આપવાનું જાહેર કર્યું.

## પ્રકરણ ૩૪ મું.

### કાયદાનો ભોગ !

આઠ દિવસ પછી ન્યાયાધિશે ચુકાદો આપવાનું ઠરાવવાથી કાંતિલાલને ચટપટી થવા લાગી. ઇન્દુ અને જયાને લેશમાત્ર ચિંતા નથી. બન્નેએ હિન્દુસમાજના ઝેરી કાયદાઓ તોડી ફોડીને નષ્ટ કરવાની ભીષણ પ્રતિજ્ઞા લીધી હતી. મનુષ્યરચિત એ ગોઝારા કાયદાઓ તેમને માન આપે યા સજા કરે તેની ઉભયને દરકાર ન્હોતી. એ બે વીર આત્માઓ સ્વતંત્ર દુનિયાનાં સહચરો હતાં. બન્નેને પ્રભુમય સૃષ્ટિ જોઇતી હતી અને પ્રભુના આદેશથી જ ઉભયે દમ્પતિધર્મ સ્વીકાર્યો હતો. તેમનાં એ પ્રેમલગ્નમાં કોઈ વેદીઓ ઢોર જૂઠા મંત્રો પોકારવા આવ્યો ન્હોતો; કોઈ મુલ્લાં કુરાનના કલમા પઢ્યો ન્હોતો; કોઈ કાયદાએ તેમનાં લગ્નપર મહોર મારી ન્હોતી, પણ એ જ સાચું દૈવી લગ્ન હતું અને તે તોડવાની પ્રભુમાં પણ તાકાત ન્હોતી.

પોલ, જયા, મકરંદ અને ઇન્દુએ સ્નેહાળ વાતાવરણમાં, એકબીજાની પ્રેમાળ હૂંફમાં શાંતિથી દિવસો પસાર કરી નાખ્યા. પણ કાંતિલાલની દશા તેવી નહતી. તેને હજાર ચટપટી લાગી હતી. જો તે હાઇકોર્ટમાં હારી ગયો તો તેને મોઢું જીવનપર્યંત કાળું થવાનો ભય હતો. સનાતની દમ્ભીઓ તેના તરફ બાહ્ય લાગણી ધરાવતા હતા. પણ એ જ દમ્ભીઓ પાછળ જુદી જ વાત કરતા. ‘ સાળો કેવો નમાલો ! એક બાયડી વશ કરતાં ન આવડી એટલે કોર્ટમાં નાક કપાવવા ગયો ! જો મારી બૈરી રાંડ સામી થાયને, તો હું તો ચોટલો પકડીને નાક કાન જ કાપી લઉં ! ’ આવી આવી વાતો કેટલાકો કરતા હતા અને કાંતિલાલને કાને તે આવતાં તે બળી જળી જતો હતો. તેને કોઈપણ પક્ષની સાચી સહાનુભૂતિ ન હતી. સુધારક પક્ષ તેની ક્રૂરતા

જોઈ તેને ધિક્કારતો હતો, ત્યારે સીતા અને સાવિત્રી જેવી સતીઓ શિવાય બીજી કોઈપણ સ્ત્રીને ન સંઘરવાના કસમ લઈ બેઠેલા કટ્ટર સનાતનીઓ તેને ' નમાલો અને બાયડીથી હારી ગયલો ' કહીને હસી કાઢતા હતા. આમ જયાનો ' પતિ ' થવા જતાં કાંતિલાલ ત્રિશંકુની પેઠે સમાજમાં અધવચ્ચે લટકતો હતો !

ચુકાદાનો દિવસ આવ્યો. સ્હવારે નવ વાગ્યાથી અદાલતનું દિવાનખાનું ચીકાર ભરાઈ ગયું હતું અને શાંતિ જાળવવા માટે પોલિસને ખાસ બંદોબસ્ત કરવો પડ્યો હતો. પ્રેક્ષકવર્ગ મોટે ભાગે તમાસો જોવા જ આવ્યો હતો પણ સૌએ પોતપોતાના રિવાજ પ્રમાણે ઢોંગ કર્યાં હતા. કેટલાકો શુદ્ધ ખાદીધારી થઈ ધોળાં વસ્ત્રમાં બ્રિટીશ કોર્ટમાં બેસવાની ' હિમ્મત ' બતાવવા આવ્યા હતા. કોઇએ કપાળમાં વૈષ્ણવોનું અઢી ઇંચ લાંબું ટીલું કર્યું હતું. કોઈની છાતીપર શંકર ચઢી બેસવાથી આપોઆપ કપાળમાં ત્રિપુંડ્ર તણાઈ ગયું હતું. સેંકડે પોણોસો ટકાનું વ્યાજ લઈ મનુષ્યોનું રક્ત ચૂસતા જૈન શાહુકારો પીળી ટીપકી કરી પધાર્યા હતા. ' અનઘડ વાનીયાઓનો ભવાડો ' જોવાને પારસી બાવાઓ ખાસ નવરાશ લઈ આવ્યા હતા અને મુસ્લીમો તથા વહોરાઓની સંખ્યા પણ ઓછી ન્હોતી. આ વર્ગને ચુકાદાની દરકાર ન્હોતી. કાંતિલાલનું ઘર જયા શોભાવે યા ઈન્દુ સાથે જઈ રહે તેની તેઓને પંચાત ન હતી. એ વર્ગ તો જયાનું વદન જોવાનો લ્હાવો લેવા આવ્યો હતો. જયા કોઈ તરફ જોઇને થૂંકતી પણ ન્હોતી, છતાં તેનો ' ઠસ્સો ' જોઇને ઉલ્લુઓ મલકાતા હતા અને કાળ ગંગાને કોઈ કિનારે તેઓને પણ જયા જેવી માશૂક મળી જાય તે માટે અલ્લામિયાંની બંદગી કરતા હતા.

કાંતિલાલ એક બે મિત્રો સાથે આવ્યો. તેનાં મ્હોંપર ચાલુ ચિંતાની સ્પષ્ટ છાપ હતી. આંખો ઉંડી ઉતરવા આવી હતી. કપાળપર તેજ ન્હોતું. હોઠપરથી હાસ્ય ઉડી ગયું હતું અને શરીરમાંથી રક્ત

સુકાયું હતું. જાણે જયાને સતાવવા માટે તેનો અંતરાત્મા પસ્તાતો હોયની તેમ !

'નીશાનાથ! શું થશે ?' કોર્ટના મકાનનો દાદર ચઢતાં તેણે પૂછ્યું.

'શું થવાનું છે ? જો તું હારે તો હું મૂછ મૂંડાવી નાખું ! મારા જેવો કાયદાશાસ્ત્રી હિંદમાં પાક્યો જ નથી. અફસોસની વાત છે કે હું ઇંગ્લંડ યા અમેરિકામાં ન જન્મ્યો !'

'આવતે જન્મે જ્યાં જન્મવું હોય ત્યાંની કોઈ માતાને રીઝવી લેજે—' કનૈયાલાલે ટકોર કરી: 'હમણાં કેસની વાત કરને !'

'જીત—દોસ્ત ! આપણી જીત ! ન્યાયાધિશ ગમે તેવો ઉદાર મતવાદી હોય, પણ તે કાયદાનો ગુલામ છે. હિંદુ લૉ કાયદાપોથીપર છે, ત્યાં સૂધી બંડખોરો જખ મારે છે ! આજે જ સાંજે જયા કાંતિલાલના ઘરમાં બેસશે.'

કાંતિલાલને સહેજ સંતોષ થયો. તેઓ કોર્ટમાં જઈ બેઠા.

તરત જ ઇન્દુ પોતાની ફોજ સાથે આવ્યો. શાંત, ભવ્ય અને તેજસ્વી ! નીડર અને હસમુખો ! જાણે જગતના શાસકો અને તેઓના કાયદાઓની રજ માત્ર દરકાર કરતો ન હોયની તેમ તે પોતાનાં વ્હાલાંઓ સાથે હસતો હસતો કોર્ટમાં દાખલ થયો. જયા અને પોલને જોતાં જ પ્રેક્ષકો ખળભળી ઉઠ્યાં. 'યાર ! હય તો ઇંદરકી પરી !' 'આહ જાન ! કલેજા કાટ ડાલા !' 'સાળો ઇન્દુ પણ ભાગ્યશાળી છે હો !' 'રૂસી ! ડીકરા પારસન આની આગલ પાની ભરેચ જો !' 'મારી બેટી ! આને માટે કોરટ લડાય યા ડંડા ઉડે તેમાં નવાઈ નથી !' પ્રેક્ષકવર્ગના ઉદ્ગારોનો સાર આટલામાં સમાઇ જાય છે.

બરાબર અગીઆર વાગે ન્યાયાધિશ પધાર્યા અને કોર્ટમાં ગંભીર શાંતિ વ્યાપી ગઈ. ન્યાયાધિશે તરત જ ચુકાદો વાંચવો શરૂ કર્યો:

'હિંદુ સમાજની હાલની વિકૃત પરિસ્થિતિને લીધે આ વિચિત્ર કેસ ઉભો થયો છે. હું કબૂલ કરૂં છું કે આવો દાવો મેં

અગાઉ કદિ સાંભળ્યો નથી અને કોઈ અન્ય કોર્ટમાં આવો દાવો રજુ થયો હોય એવી મને ખબર મળી નથી. વર–વધૂની પસંદગી વિના લગ્ન કરવાની હિન્દુ સમાજની પ્રથામાંથી આ વિચિત્ર કેસ જન્મ્યો છે. આ મુકદમામાં ફરિયાદી કાંતિલાલ પોતાની રૂપવતી પત્નીનો કબજો લેવાની માગણી કરે છે, ત્યારે બાઇ જયા પોતે કુમારી છે એવી તકરાર કરી કાંતિલાલનું સ્વામીત્વ સ્વીકારવાની સાફ ના પાડે છે.

'મારે પ્રથમથી જ કબૂલી દેવું જોઇએ કે જયાકુમારી અને ઇન્દુલાલ તરફ મારી સમ્પૂર્ણ સહાનુભુતિ છે. કોર્ટ સમક્ષ રજુ થયલા પુરાવાપરથી મારી ખાત્રી થઈ છે કે ઉભય ચારિત્ર્યશીલ, ટેકીલાં, નીડર અને પ્રમાણિક છે. તેમનામાં દંભનું નામ નિશાન નથી. તેઓએ આપેલી જુબાની અક્ષરસઃ સાચી છે એવી મારી ખાત્રી થઇ છે. એવાં જ યુગલો હિંદમાં ઠેર ઠેર જોડાય એવો સુવર્ણયુગ જોવાને હું આતુર છું. પણ મારી સદ્‌ભાવના કાયદાની અદાલતમાં કામ લાગે એમ નથી. મારે હાલના કાયદાની રૂએ ન્યાય છણવાની ફરજ બજાવવાની છે અને હું કાયદાનો ગુલામ હોવાથી બ્હેન જયા અને ઈન્દુલાલ તરફની મારી સહાનુભુતિ વહેવારમાં–અમલમાં મૂકી શકતો નથી તે માટે હું દિલગીર છું.

'હવે હું અત્રે રજુ થયલા પુરાવાનું અવલોકન કરીશ. જયાકુમારી સોગનપૂર્વક જણાવે છે કે તે ચારેચાર મંગળફેરા ફરી નહતી. એટલે હિંદુશાસ્ત્ર પ્રમાણે લગ્ન સંપૂર્ણ થયું ન હતું. આ વાત હું માનું છું. જયાકુમારીનો એકેએક શબ્દ સત્ય છે એવી મારી માન્યતા છે; પણ તેથી હાલના કાયદા પ્રમાણે જયાકુમારી પરણી જ નથી એવા માજીસ્ટ્રેટના મત સાથે હું સંમત થઈ શકતો નથી. અમદાવાદના વણિકોના મોટા મહાજન સમક્ષ જયાનું લગ્ન થયું હતું. કાંતિલાલ નાતના રિવાજ પ્રમાણે સુરતથી જાન કાઢી અમદાવાદમાં જયાને પરણવા ગયો હતો. અમદાવાદમાં જયાના માતપિતાએ પોતાની રાજીખુશીથી પોતાની કન્યા કાંતિલાલ સાથે સમાજના ધાર્મિક અને સામાજીક

રિવાજ પ્રમાણે પરણાવી હતી. એ લગ્નમાં જો પોતાની સંમતિ ન હોત અને જયાકુમારી તે વખતે પુખ્ત વયની હોત તો તેણે પોતાની મરજી વિરૂદ્ધનું લગ્ન અટકાવવા માટે સત્તાવાળાઓને અરજ કરવી જોઇતી હતી. એવી અરજ તેણે કોઇને કરી નથી. વળી તે તે વખતે સગીર હતી એટલે કાયદા પ્રમાણે તેના પિતા તેના વાલી હતા અને તેમને જયાને કાંતિલાલ સાથે પરણાવવાનો હક્ક હતો. આવી પરિસ્થિતિ શોકજનક છે. એક સોળ વર્ષની સમજુ બાળાની સંમતિ વિના તેને જીંદગી સુધીના લગ્નના બંધનમાં જકડવી તે જૂલ્મ ગુજારવા સમાન છે, પણ તે સાથે કોર્ટને સંબંધ નથી. નાતના શેઠ, હર્ષદરાય તથા બીજાઓની જુબાનીપરથી એટલું સાબીત થાય છે કે જયાકુમારીનું લગ્ન વણિક જ્ઞાતિના રિવાજ પ્રમાણે કાંતિલાલ સાથે થયું હતું અને બ્રિટીશ સરકાર સામાજીક નિયમોની આડે જતી ન હોવાથી એ લગ્ન કાયદાસર ઠરાવવામાં આવે છે.

'જયાકુમારી કાંતિલાલની પરણેતર છે એવા ઠરાવપર હું આવ્યો છું. એટલે ઈન્દુલાલ સામેનો પરસ્ત્રીગમન અને પરસ્ત્રી હરણનો આરોપ સ્વાભાવિક રીતે ગંભીર બને છે. હિંદુ લૉ પ્રમાણે વ્યભિચાર કરવા માટે પરણેલી સ્ત્રીને સજા થઈ શકતી નથી પણ તેનો પ્રેમી સજાપાત્ર ઠરે છે. જયા, કાંતિલાલ સાથે તકરાર થવાથી નાસીને ઈન્દુલાલ સાથે પવિત્ર ભાવે રહી હોત અને માજીસ્ટ્રેટની કોર્ટમાં કેસ મંડાયો તે વખતે જેવી સ્થિતિ હતી તેવી જ સ્થિતિ અત્યારે કાયમ રહી હોત તો આ કેસ જૂદું જ રૂપ લેત. પણ હવે તેમ નથી. જયા અને ઇન્દુલાલ પતિપત્ની તરિકે રહે છે એમ ઉભયે સ્વીકારી લીધું છે. તેમની સત્યપ્રિયતા અને નીડરતા માટે હું તેમને ધન્યવાદ આપું છું. જો હું મારા હૃદયની લાગણીને જ અધીન હોત તો અને જયા કાંતિલાલની પરણેતર હોત તોપણ ઈન્દુલાલ અને જયાકુમારી વચ્ચેનો પ્રગાઢ પ્રેમ જોઇને હું જયાનાં કાંતિલાલ સાથેનાં લગ્ન રદ કરી ઉભયને સુખી અને સ્વતંત્ર કરત. પણ કમનસીબે હું કાયદાનાં બંધનથી બંધાયેલો

છું. જડ કાયદો મનુષ્યોનાં હૃદયની લાગણીને અધીન નથી. એવા સંજોગોમાં જયા સાથે પત્ની તરીકેનો સંબંધ રાખવામાં ઇન્દુલાલે ગુન્હો કર્યો છે એમ ઠરાવ્યા વિના મારો છુટકો જ નથી.

'જયાકુમારીએ અને ઇન્દુલાલે રજુ કરેલી તમામ હકીકત સત્ય છે. જયાને બળાત્કારથી પરણાવવામાં આવી હતી. તે પોતાનાં માબાપની લાગણી ન દુખવવા માટે સાસરે ગઈ હતી. જો ત્યાં કાંતિલાલ તેનો પ્રેમાળ મિત્ર થઇ રહેત તો જયા આજન્મ બ્રહ્મચર્ય પાળવાને અથવા કાંતિલાલની સહૃદયતાથી પીગળી તેનો પ્રેમ સ્વીકારવાને તૈયાર હતી. પણ તેમ ન થયું. કાંતિલાલે જૂના વિચારના હિંદુઓની પેઠે બૈરીને ગુલામડી ગણી તેને બળજબરીથી વશ કરવાની કોશીષ કરી હતી. તેનું આ વર્તન ધિક્કારપાત્ર હતું. જયા તેના જૂલ્મ સામે ટકાય ત્યાં સુધી ટકી રહી. અંતે તે ઇન્દુલાલને આશરે ગઇ. કાંતિલાલે કેસ માંડ્યો, તે સમયે જયા અને ઈન્દુલાલ તદન પવિત્ર હતાં અને જયા જૂલ્મનો ભોગ થઇ પડી હતી તે માટે જ ઈન્દુલાલે તેને આશ્રય આપ્યો હતો તે જોતાં માજીસ્ટ્રેટે ઉભયને છોડી દીધાં તે તદન યોગ્ય હતું. તે પછી ઉભય કુદરતી રીતે પ્રેમમાં પડયાં છે અને પ્રભુના આદેશને માની બન્નેએ દમ્પતિ ધર્મ સ્વીકાર્યો છે. હવે આ દેશની ધારાસભાએ આવા પ્રસંગોને પુગી વળવા માટે છૂટાછેડા તથા પસંદગીનાં લગ્નની પરવાનગી આપનારો કાયદો ઘડવો જોઇએ. એવો કાયદો ન ઘડાય ત્યાં સુધી કાયદાને નામે જયા અને ઈન્દુકુમાર જેવા તેજસ્વી અને પ્રતિભાશાળી આત્માઓ નાહક અન્યાયના ભોગ થયા કરશે.

'હું મારૂં શોકજનક વિવેચન વધુ લંબાવવા માગતો નથી. મારી નજરે ઇન્દુલાલ અને જયા જ સાચાં છે. તેમને હું અભિનંદન આપું છું. પણ કાયદો જૂદું જ ફરમાવે છે. કાયદા પ્રમાણે જયા કાંતિલાલની પત્ની છે માટે તેને હું કાંતિલાલને ઘેર જવાનો હુકમ કરૂં છું અને ઇન્દુલાલને વ્યભિચારના વાંક માટે બે મહિનાની સાદી

કેદની સજા ફરમાવું છું.' ન્યાયાધિશે ગળગળતે અવાજે પોતાનો ચુકાદો પુરો કર્યો.

'તમારી અમારા તરફની મમતા માટે અમે તમારાં આભારી છીએ; પણ હું કાંતિલાલને ત્યાં મરતાં પણ જવાની નથી.' જયાએ હિમ્મતથી ભરી કોર્ટમાં કહી દીધું.

'તે સાથે અત્યારે કોર્ટને કંઈ સંબંધ નથી.' ન્યાયાધિશે જવાબ આપ્યો અને તે ન્યાયાસન છોડી ગયા. ઇન્દુલાલનો પોલિસે કબજો લીધો.

'ઇન્દુ! તું ગભરાતો ના હો! હું એ રાક્ષસને લોખંડના ચણા ચવાડીશ.' જયા ઇન્દુની પાસે જઈ બોલી ઉઠી. પોલ અને મકરંદ પણ સાથેજ હતાં.

'જયાની જરાપણ ફીકર ના કરતો. હું જીવતો છું ત્યાં સુધી એનો વાંકો વાળ નહિ થવા દઉં.' મકરંદ બોલ્યો. ઇન્દુ હસ્યો:

'તારાં લગ્ન ક્યારે છે?' ઇન્દુએ હસી પૂછ્યું.

'તમે જેલમાંથી આવો તે જ દહાડે!' પોલે જવાબ આપ્યો.

'જયા, હિમ્મત રાખજે હો. દુશ્મનનો આ છેલ્લો હુમલો છે.' ઇન્દુએ વ્હાલાંઓની વિદાય લેતાં કહ્યું. બધાં નીડર હતાં, છતાં વ્હાલાંની વિદાય બધાંયને વસમી લાગી!

## પ્રકરણ ૩૫ મું.

### પશ્ચાતાપ.

લલિતા ગઇ. રામશંકર ગયો. બન્ને ગોળીથી જ વીંધાઈ મુઆં. બન્નેનાં શરીર લોહીમાં તડફડીને પછી ઠંડાંગાર થયાં. એક, એક નીચ કાવત્રાંબાજના જૂઠા પ્રેમનો લ્હાવો લેવા જતાં વેશ્યા થઈ, અને ફીનો લેવા જ દેવી બની. બીજો, અનેક ભોળી અને શ્રદ્ધાળુ સ્ત્રીઓનાં જોબન લૂંટી, તેમના આત્માને કલંકિત કરી અંતે પોતે પણ કમોતે મુઓ. પણ લોકોએ જૂદું જ કહ્યું. દમ્ભી સમાજ બોલી કે લલિતાએ આપઘાત કર્યો–રામશંકરનું ખૂન થયું. કોઇને લલિતા નર્કમાં ગયલી જણાઈ તો કોઇને રામશંકર સમાધાની શ્રીનાથજીબાવાનું નામ બોલતો મરી ગયો માટે તે સીધો વૈકુંઠમાં દાખલ થઈ ગયલો જણાયો. જેઓ ગોળીબાર સાંભળીને ઉંદરડાની પેઠે નાસી ગયાં હતાં તેઓ બધું ઠરી ઠામ થયા પછી લલિતા અને રામશંકરના સુક્ષ્મ નિવાસ-સ્થાન વિષે ચિત્રવિચિત્ર ચર્ચા કરવા લાગ્યાં અને આ કરૂણ પ્રસંગ-માંય તેમને તેમના 'વ્હાલા શ્રીનાથજીબાવાની કોઇ અકળિત કળા' છૂપાયલી જણાઈ!

પણ સામાન્ય સમાજમાં ખળભળાટ થઈ ગયો હતો. પોલિસે રાધાનાથ મહારાજ, ગંગાડોશી, રાધા, ભીખો અને મ્હાલી ડોશીને ગીરફતાર કર્યાં હતાં. પોલિસની પ્રાથમીક તપાસમાં અનેક હૃદય કંપાવનારી હકીકતો બહાર આવી હતી અને મુંબઇના છાપા-ઓમાં તે ભમરડા જેવા અક્ષરે છપાઇ હતી. જે પત્રો 'સંસ્કાર અને નીતિ'પર જ જીવવાનો દાવો કરતાં હતાં તે સર્વ આ વિધવાની કરૂણકથા રસ લઇ લઇને છાપતાં હતાં અને કોઈ કોઇની પાછળ ન પડી જાય તે માટે પોતાના રીપોર્ટરોને કલ્પનાનો છૂટથી ઉપયોગ

કરીને રસીલાં દાસ્તાનો રજુ કરવાની એ પત્રોના નીતિમાન, ગુણવાન તંત્રીઓએ સદર છૂટ આપી દીધી હતી. વસ્તુત: આ એક કરૂણ ખૂની કીસ્સો હતો. એક હવસી શયતાનના પંઝામાં એક લાચાર વિધવા ધર્માંધ વાતાવરણને લીધે ફસી પડી હતી. લલિતાની એ પહેલી ભૂલ હતી. મદનદેવની શકિતને તે તાબે થઈ હતી. કુદરતે તેના જોબનને મદમાતું બનાવ્યું હતું. એ જોબનનો કુદરતી લ્હાવો લેવાની સમાજે ક્રૂર મના કરી હતી. લલિતાએ છૂપી રીતે સમાજનો કાયદો તોડયો, પણ કુદરતના કાયદાને વશ થવા જતાં કુદરતી કાયદાનું પરિણામ ગુપ્ત રહ્યું નહિ. તે ગર્ભવતી થઈ અને તેને ગર્ભવતી જોતાં જ તેનો શયતાની આશક થરથરી ગયો. રામશંકરે તેને તે જ સમયે તજી દીધી હોત તો આ ગંદી વારતા ત્યાં જ પૂરી થઇ જાત. પણ નહિ, એ બગલો ભક્ત તો લલિતાનું જોબન લુંટયા પછી તેના હાડચામની કમાણી ખાવા તૈયાર થયો. તેણે મ્હાલી ડોશીને સાધી, ભીખાને સાધ્યો અને ભોળી, લાચાર, ગર્ભવતી લલિતાને વેશ્યાવાડામાં વેચી નાખી. સમાજ આ બધું જોઇ રહી. લલિતા વેશ્યા થયા પછી એ જ સમાજના કીર્તિસ્તંભો તેનાં ચરણ ચુમી આવ્યા. ખુદ વૈષ્ણવોનો મહારાજ રાધાનાથ તેનો ગુલામ બન્યો અને એ સ્વાર્થી મહારાજે લલિતાના મોહમાં ભાન ભૂલી ભોળી પ્રજા સમક્ષ તેને હિમાલયની તપસ્વિની તરીકે ઠોકી બેસાડી! લલિતા પ્રજામાં થોડા દિવસ દેવી તરીકે પૂજાઇ. પછી તેના જ મંદિરમાં પેલો પાપી સમાધાની આવ્યો. તેણે પેલી જાદુઇ ગરબી છેડી, એ જ ગરબીએ લલિતાનું સત્યાનાશ વાળ્યું હતું. લલિતા વેર લેવા તૈયાર થઈ, તેણે પોતાના નાજુક હાથમાં પહેલી અને છેલ્લીવાર રિવોલ્વર પકડી અને તેમાંથી છૂટેલી ગોળીએ રામશંકરનો જાન લઇ અંતે લલિતાનો પણ છુટકો કરી નાખ્યો!

આ હત્યારા પિશાચ કાંડમાં અનેક મર્મો સમાયલા હતા. આ કરૂણ ખૂની બનાવ હિંદુસમાજને પડકાર મારીને કહી રહ્યો હતો કે:

'ઓ જાલિમ સમાજ! તારે જો તારી વિધવા પુત્રીઓને વેશ્યાવાડામાં વેચાતી અને ત્યાં ભ્રષ્ટ થઇ શયતાન બનતી અટકાવવી હોય તો પુનર્લગ્નના લોખંડી દરવાજા ખુલ્લા કરી નાખ,' પણ ખૂનથી લથબથતી લાશોનો આ કરૂણ સંદેશ સાંભળવાને એ બહેરી સમાજને કાન ન્હોતા. એ અચેતન મુરદાના જીગરની ઝાળથી હિંદુસમાજને લેશમાત્ર લાગણી થઇ ન્હોતી. તેને તો નિંદાનો સ્વાદિષ્ટ ખોરાક મળ્યો હતો. 'કરે તેવું ભરે! રાંડનાં કરમ જ એવાં એટલે આવો જ ફેજ થાયને! રામશંકર બિચારો દેવનો મનીખ, તેનો જાન લઇને એ રાંડ કયે ભવે દરવાની હતી? એને તો જન્મે જન્મે રૌરવ નરકમાં જવું પડશે.' લલિતાને રૌરવ નર્કમાં નાખી પોતાની 'વૈકુંઠપુરી 'પર મહોર મારવાને આતુર થઇ રહેલી ભક્તાણીઓ આવી વાતો કરતી હતી. કોઇ રામશંકરને પુષ્પાંજલિ આપતા હતા. પણ હજુ સુધી કોઇને રાધાનાથનો દોષ જણાતો ન્હોતો. રાધાનાથ વેશ્યાના ઘરમાંથી શરાબી હાલતમાં મળી આવ્યો હતો છતાં કેટલાક ભોળા માણસો એ વાત માનતા જ ન્હોતા. 'એ તો પાપીઓનાં કારસ્તાન! 'જે જે' એવું કરે જ નહિ. મારા વ્હાલા, મુઆઓને લીલા દેખાડવા માટે જ ગંગાડોશીના ઘરમાં નજરે પડયા હશે! બહેન! કૃષ્ણ સુદામાની વાત તો તમને ખબર છે ને? સુદામાજી સાથે શ્રીકૃષ્ણ ન્હાવા ગયા—બન્નેએ એક ડુબકી મારીને પછી મારા વ્હાલાએ સુદામાજીને એવી લીલા દેખાડી કે તેમને એક ડુબકી મારવા જેટલા વખતમાં તો અરધો ડઝન બચ્ચાં થઇ ગયાં! રાધાનાથ બાવાની લીલા પણ એવી જ બહેન!' કરમની કઠણાઇ એ હતી કે રાધાનાથ દારૂડીઓ, દુરાચારી અને વેશ્યાગામી હતો તેના આંધળાને દેખાય એવા પુરાવા મળવા છતાં આ વેવલા વેવલીઓ તેને હજુ શ્રીકૃષ્ણ પરમાત્માનો અવતાર જ માની મરતાં હતાં.

જ્યુરીની તપાસમાં વધુ ચોળાચોળ ન થઇ પોલિસે ભેગી કરેલી હકીકતો સાંભળી જ્યુરીએ એવો અભિપ્રાય આપ્યો કે રામશંકરનું

ખૂન કરી લલિતાએ આપઘાત કરવાથી ઉભયનાં મરણ નીપજ્યાં છે ! આ જડ કાયદાનો અભિપ્રાય! લલિતા જીવનભર ધીખતા જ્વાળામુખીમાં સીજી મરી હતી–રામશંકર પાપની જ્વાળામાં જ ધીખી મુઓ હતો–ઉભય અંતિમ પળે એકબીજાને જોઇ કંઇકંઇ અકથનિય લાગણી અનુભવી મર્યાં હતાં. એકને પૂર્વનો પ્રેમ તાજો થયો હતો–પછી ચંડી જેવી લલિતા જોઇ ભય ઉપજ્યો હતો અને મોતને સામે ઉભેલું જોતાં જ તે છળી મર્યો હતો. બીજી; સંસારના તાપથી દગ્ધ થયલી હતી. રામશંકરની દગાબાજીથી તેના અંગ પ્રત્યંગમાં વૈરાગ્નિ ભડભડ બળી રહ્યો હતો. એ વૈરની ચિતામાં પોતાના વિશ્વાસઘાતક પ્રેમીને ભસ્મિભૂત કરવાની દૃઢ પ્રતિજ્ઞા તેની આંખોમાં જણાતી હતી. તેને પોંતાના પ્રાણની પરવા ન્હોતી. તે ફાંસીના લાકડાથી ડરતી ન્હોતી. સમાજ અને સરકારના કાયદા તેણે માથે મૂકયા હતા. તેને એક માત્ર ભાન હતું વેર લેવાનું ! તેણે ગોળી છોડી–રામશંકરને વીંધી નાખ્યો–પોતાની બળતી છાતી શાંત કરી અને પછી પોતે પણ વધુ કલંકિત ન થવા માટે કપાળ વીંધી મરી ગઈ ! આ કરૂણ નાટક માટે જડ કાયદો બોલ્યો: ખૂન અને આપઘાતથી બન્નેનાં મરણ નીપજ્યાં ! ન લાગણી, ન દયા, ન કરૂણા, ન કોઈ જાતના ભાવ ! આબાદ અચેતન પૂતળાં ચાવીથી ચાલે તેમ કાયદો બોલ્યો અને જ્યુરીની તપાસ પૂરી થઈ.

હવે પોલિસની ધમાલ શરૂ થઇ. પોલિસને કીર્તિ મેળવવાનો આવો પ્રસંગ ભાગ્યે જ મળે છે. ઇન્સપેકટર મઝુમદારે ચાંપતી તપાસ કરી લલિતાનો આખો ઇતિહાસ શોધી કાઢયો હતો. મ્હાલી ડોશી ભીખાભાઈ, ગંગા ડોશી અને તેની દીકરી તારાપર પોલિસે એક આબરૂદાર સ્રીને વેશ્યા બનાવવાનું કાવતરૂં રચવા અને તેમાં એકબીજાને સહાય કરવાનો આરોપ મેલ્યો હતો. રાધાનાથે પોલિસને લાંચ આપી અણિશુદ્ધ બચી જવાને ઘણાં વલખાં માર્યાં; પણ તે ફાવ્યો નહિ. મઝુમદારે તેની લક્ષ્મીને ઠોકરે મારી એ સાધુના સાળામાં

છૂપાયલા શયતાનને કાયદાની દેવડીએ ચઢાવવાનો નિશ્ચય કરી તેનાપર પ્રજા સાથે ભયંકર વિશ્વાસઘાત કરી એક વેશ્યાને દેવી બનાવવાનો આરોપ મેલ્યો હતો.

'કાંતિ ! આ નવો કીસ્સો વાંચ્યો કે ?'

કનૈયાલાલ હાથમાં છાપા સાથે કાંતિલાલના ઓરડામાં દાખલ થતો બોલ્યો.

કાંતિલાલ જાણે માબાપ આજે જ મરી ગયાં હોય અને તેમને સજીવન કરવાની જડીબુટ્ટી હાથમાં આવીને પાછી અલોપ થઈ ગઈ હોય તેમ હતાશ થઈ ખુરશીપર પડ્યો હતો. તેના મ્હોંપર નૂર ન્હોતું. આંખો ઉંડી ઉતરી ગઈ હતી. કપડાં અસ્તવ્યસ્ત હતાં. રૂમમાંના સામાનનું કંઈ ઠેકાણું ન્હોતું. તેના મ્હોડા સામે જ સ્ટવ અને ચ્હાનાં વાસણો પડ્યાં હતાં. ખુરશીની એક બાજુ મેલાં કપડાંનો ઢગલો પડ્યો હતો અને ચટાઈપર દોઢ મહિનાનો કચરો ભેગો થયો હતો.

જયાને વશ કરવા જતાં તે જીંદગીથી ગયો હતો. હાઈકોર્ટમાં તે જીતી આવ્યો પણ વસ્તુતઃ એ જીત ન્હોતી. કોર્ટે ઇન્દુલાલને કેદમાં મોકલ્યો પણ જયાને બળાત્કારે કે કાયદાના જોરથી કાંતિલાલને ત્યાં મોકલવાની તેને સત્તા ન્હોતી. કોર્ટનો નિર્ણય આવ્યા પછી જયાનો ચોટલો પકડી:તેને પોતાના ઘરમાં બેસાડવાની કાંતિલાલે એક જ વાર કોશેષ કરી જોઇ, પણ તે વખતે મકરંદ વકરાયલા વાઘ જેવો તેની સામે થયો. જયા પણ ચંડી જેવી તેની સામે થઈ અને તે પળથી કાંતિલાલે હતાશ થઇ જયાનો નાદ તજી દીધો હતો. *

---

* અગાઉ કોર્ટનો હુકમ થવા છતાં જો કોઇ સ્ત્રી તેના પતિને ત્યાં ન જાય તો કોર્ટ તેને કેદમાં મોકલતી હતી. ડો. ગૌરે એસેમ્બલીમાં એક કાયદો પસાર કરાવી કેદમાં મોકલવાની કોર્ટની સત્તા હાલમાં રદ કરાવી છે એટલે જયા જેવી સ્ત્રીને કોર્ટ બળાત્કારે તેના પતિને ત્યાં મોકલી શકતી નથી.

'શું છે?'

'અરે યાર? વાંચ તો ખરો! તારી જયાને પાણી પાય એવી મારી પુતળી બિચારી કમોતે મરી ગઇ!' કનૈયાએ કાંતિના હાથમાં છાપું મુક્યું. છાપું જોતાં જ કાંતિલાલ ચમક્યો! તેમાં સમાધાની અને લલિતાના ફોટા છપાયા હતા. તે સાથે રાધાનાથ, મ્હાલીડોશી અને ગંગાડોશી પણ છાપે ચઢી હતી. લલિતાનો–પોતાની બ્હેનનો ફોટો જોઈ કાંતિલાલની આંખે અંધારાં આવ્યાં. તે બેભાન થવાની અણીપર આવ્યો, પણ જેમ તેમ સાવધ રહી બોલ્યો:

'ક–ક–કનૈયા! આ કોણ?

'એ એક વેશ્યા હતી. બિચારી ઘણી ભલી હતી! મને ખૂબ પ્રેમની લહેજ્જત ચખાડી હતી. એના વાળની લટપર મેં એકસો ને બે કાવ્યો લખ્યાં છે—'

'જહન્નમમાં જાય તારાં કાવ્યો!' કાંતિને હવે પૂરૂં ભાન આવ્યું, તે પરિસ્થિતિની ગંભીરતા સમજ્યો અને કનૈયાપર તે અત્યંત ગુસ્સે થયો.

'લલિતા ક્યાં છે?'

'કાંતિ! તું આમ શું કરે છે? એ બિચારી તો આપઘાત કરી મરી ગઇ.'

'મરી ગઇ–હેં! આપઘાત કરી મરી ગઈ! મારી લલી–ઓ રામ! મને અંધારાં આવે છે.' તેની આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. કનૈયો કંઈ સમજ્યો નહિ. તે બેબાકળો થઇ કાંતિલાલને જોઈ રહ્યો. કનૈયાને લાગ્યું કે જયા પાછળ દુ:ખી થયલો કાંતિલાલ પાગલ થઇ ગયો છે.

'ભાઇ! શાંત થા. રડે છે શા માટે?'

'ઓ કનૈયા! ગજબ થયો. આ તો મારી બહેન થાય!' કાંતિલાલ છાતીફાટ રૂદન કરતો બોલ્યો.

'હેં !' કનૈયાની આંખ ફાટી.

'હા ભાઈ! હા. ઓ પ્રભુ ! આ કેવી આફત ! તું મારો મિત્ર–મારો ભાઈ–મારી બ્હેનનો આશક હતો. અને મને કંઈ ખબરે ન પડી. એ બિચારી પાપી શમશંકરની જાળમાં ફસી ને નાસી ગઇ ત્યારથી અમે તેની દરકાર કરી ન્હોતી. પણ આહ ! હવે મને મારાં પાપ સમજાય છે. ઓ લલિ ! તું અમારી ક્રૂરતાથી જ વેશ્યા બની અંતે જાનથી ગઈ !' કાંતિલાલના શોકનો પાર રહ્યો નહિ, તેને ખરેખર પસ્તાવો થવા લાગ્યો. કનૈયાને પણ સખત લાગી આવ્યું. તેની માશૂક કાંતિલાલની નાસી ગયલી બ્હેન હશે તેનું તેને સ્વપ્ને પણ ભાન ન્હોતું. આજે એ ભયંકર ભેદ અચાનક ખૂલતાં બન્નેને પારાવાર દુઃખ થયું.

" શાંત થા, ભાઈ! થનાર થઈ ગયુ."

"હા. એ પોતાના દગાબાજ યારપર વેર લઇ મરી ગઈ. ઓહ ! હું ગાંડો થઇ જઈશ. કનૈયા! ભાઈ ! હું મહા પાપી–શયતાન છું. મેં મારી સગી બ્હેનને દુભવી છે–દેવી જેવી જયાપર દુઃખનાં ઝાડ ઉગાડયાં છે. ઓ રામ ! જો મેં લલિતાની જરાપણ દરકાર કરી હોત તો આવો ભયંકર અને કરૂણ બનાવ ન બનત. હું મૂર્ખ, પાપી, હત્યારો છું." કાંતિલાલના હૃદયઘાટપરથી પશ્ચાતાપનો ઝરો વહેવા લાગ્યો, ચોધાર આંસુ રેડતો તે છાતી માથું કૂટી કલાપીટ કરવા લાગ્યો.

"ભાઇ ! મેં અભાગીઆએ મારી દુઃખી લલિનું અંતિમ મ્હોં પણ ન જોયું. અરે ! હું એનો માડીજાયો ભાઈ મુંબઈમાં જીવતો હોવા છતાં એ મ્યુનિસિપાલિટિને ખર્ચે ઢેઢભંગીને હાથે અગ્નિસંસ્કાર પામી. ધિક્કાર છે અમને ! અમે જે ઢેઢભંગી ભાઇઓને અસ્પર્શ્ય

ગણીએ છીએ, તેઓ જ અમને દૈવી મદદ કરે છે. અને છતાં–છતાં અમે ઉચ્ચ નીચના ભેદમાં મરી જઇએ છીએ." કાંતિલાલનાં જ્ઞાનચક્ષુ ખુલ્યાં. તેને જયાનું દેવત્વ દેખાયું. પોતાનાં અમાનુષ વર્તન માટે તેને ખેદ થયો.

"કનૈયા ! લલિ કોના પંઝામાં ફસી પડી હતી ?"

"ગંગાડોશીના."

"એ બલા પકડાઇ ?"

"હા. હા. આજે જ એ લોકોનો કેસ છે."

"પ્રભુ તેમને માફ કરે. મને કોઇને ધિક્કારવાનો હક્ક નથી. હું પોતે જ એટલો બધો પાપી છું કે મારે માટે હવે પશ્ચાતાપ શિવાય ઉગરવાનો બીજો રસ્તો જ નથી."

ઓરડાનું વાતાવરણ ગંભીર થઈ ગયું.

## પ્રકરણ ૩૬ મું.

### પોલનું પત્ર.

'પોલ! તારે અંત્યજોનો ઉદ્ધાર કરવો છે ને?' એક દિવસ મકરંદ ખુશમિજાજમાં મહિલાઆશ્રમમાં આવી પોલ પાસે જઈ બોલ્યો. પોલ એક ઓરડામાં એકલી બેસી મકરંદનું જ ધ્યાન ધરી રહી હતી.

'હા. કેમ વળી કંઇ નવું ધતિંગ લઇ આવ્યો છે?' તે હસી.

'ધતિંગ તો એવું કે બધા સનાતનીઓ દાંતમાં આંગળાં આવે ને વાંદરાની પેઠે તું નચાવે તેમ નાચે.'

'એટલે?'

'જો! આપણે એક અઠવાડિક પત્ર કાઢીએ.'

'હં.'

'તેની તંત્રી તું!'

'હું તંત્રી! ના બા! આપણાથી એ કામ ન થાય. તું તંત્રી થા.

"સાંભળ તો ખરી ગાંડી! તારે જ તંત્રી થવાની ખાસ જરૂર છે."

"કેમ? મારામાં શું હીરા ટાંકયા છે?"

"તું સ્ત્રી છે ને!"

"તેથી શું? એવી તો ઘણીય સ્ત્રીઓ દુનિયામાં પડી છે."

"અરે ગાંડી! દુનિયામાં જે સ્ત્રીઓ પડી છે તે તંત્રી નથી ને તું તંત્રી થા.'

"વારુ પછી?"

"તું તંત્રી થઇ અને એક ગુજરાતી રમણિક સાપ્તાહિક પત્રનું સુકાન ચલાવવાને મેદાને પડી છે એવી લોકોને ખબર પડી કે તારે ત્યાં જાહેર રાજદ્વારીઓ, શાસ્ત્રીઓ, સકારીઆ ને હકારીઆ, પાણિનીના પહેલા ખોળાના વૈયાકરણીઓ, કવિઓ, લેખકો, વિચારકો, નિબંધકારો, ચિત્રકારો—અરે ! સર્વ જાતના કલાકારોનો દાયરો જામશે.'

"તે એ દાયરાને હું શું અફીણ પવાડું ? "

"હા, તારે એ લોકોને કસુંબો ચઢાવવાનો છે.'

"કેવી રીતે ? "

"કેવી રીતે વળી ! તારી મીઠી વાણીથી, તારા હાવભાવથી, તારા સ્નેહભીના સત્કારથી, તારા નયનોના નૃત્યથી !' મકરંદ ખીલ્યો.

"એક તમાચો મારીશને !' પોલ ગુસ્સે થઈ.

"તારે જોઇએ તો બે તમાચા માર. હું હવે ઇસુ ખ્રિસ્ત જેવો સહનશીલ થઇ ગયો છું સમજી ! " મકરંદ હસ્યો. પોલ પણ આ વિનોદહાસ્ય ખાળી શકી નહિ.

"તું સ્પષ્ટ વાત કરને ! "

"તદન ગામડીઆ ગદ્યમાં વાત કરૂં છું છતાં તું સમજતી નથી ? સાંભળ ત્યારે, કવિતાની ભાષામાં કરૂં. તું જ્યારે એક સુધારક પત્રની સંપાદિકા થશેને, ત્યારે આવશે ત્હારે આંગણે જગતના મહાજનો ! સત્કારજે તેમને તારાં અમીભર્યાં વચનોથી અને પાજે તેમને કંઇક અમૃતનાં પાણી ! "

"મકરંદ ! આજે ભાંગ પીધી છે કે શું ? "

"નહિ, વ્હાલી નહિ ! આજે મારા હૃદયમાં પ્રેરણાનું પૂર આવ્યું છે. તું તંત્રી થશે, ગુજરાતના મહાપુરૂષો તારા મહેમાન બનશે, તું એ સર્વનો સત્કાર કરશે, એ બધા વાંદરાઓ તને પોતપોતાની પ્રિયપાત્રી બનાવવાને વલખાં મારશે, તું એ બધાને હાથતાળી આપવા

સાથે જ તેમને ગધેડા બનાવી તેમના પ્રેમપત્રો સંઘરી રાખશે–પછી તું એ બધાંને અંત્યજો સાથે પ્રીતિભોજન લેવાને નોતરશે–એ લોકોના ડોળા લાલ પીળા થઇ જશે અને પછી તું જાતે જ અંત્યજ છે એમ જાહેર કરી તારા પગ ચાટનારા બદમાસોને ધૂળ ફકાવશે ! હાહાહાહા ! પછી કેવી મઝા પડશે ? કેમ ? મારી યોજના કેવી છે ? મને શાબાશી આપ ! " કહી મકરંદ ખડખડ હસવા લાગ્યો.

પોલ વિચારમાં પડી ગઇ. મકરંદની યોજના નવી અને ભયંકર હતી. તેને અનેક વિચિત્ર પૂતળાંઓના સહવાસમાં આવી પવિત્ર રહેવાનું હતું–અનેક પ્રલોભનોને ઠોકરે મારવાનાં હતાં અને અંતે એ દંભીઓની પોલ ખોલી અંત્યજોની સેવા કરવાની હતી.

" મકરંદ ! તું મારે પડખે રહેશેને ? "

" અરે ! હું તો તારો છું જ. મેં બહુ બહુ વિચાર કર્યો. પણ દંભીઓને લોખંડના ચણા ચવાડયા સિવાય આપણે ફાવવાનાં નથી."

" મારે કબુલ છે ! "

" તો કાલે ડેકલેરેશન લઇ લે."

" વારૂ. પત્રનું નામ શું ? "

" સમાજ ! "

બીજે દિવસે પોલે હિંદુ નામ ધારણ કર્યું. તે મિસ ચંદા બની અને ચંદાને નામે તેણે 'સમાજ' પત્રનું ડેકલેરેશન લીધું. ચંપકલાલ, ભાનુમતિ, કુસુમ અને જયાને પણ આ કામ ગમી ગયું. તેઓને મકરંદ અને પોલના ગુપ્ત હેતુની ખબર ન્હોતી. સમાજના પહેલા અંકની તૈયારી ચાલી. જયાએ પોતાની વીતક વારતા લખી. ભાનુમતિએ વિધવાનો વિલાપ રજુ કર્યો. કુસુમ હિંદુસમાજની દાસીઓ અને ડોલીઓ ઘડવા લાગી.–ચંપકલાલે બે ભાવવાહી કાવ્યો અર્પણ કર્યાં અને મકરંદે બે બંડખોર વારતાઓ આપી.

## હિંદુ લલનાના આધિપત્ય નીચે

## પ્રગટ થતું પ્રથમ અઠવાહિક

| થોડીક વાનગીઓ | લેખકઃ |
| --- | --- |
| મેં મારો પરણ્યો કેમ છોડયો ? | હિંદુસમાજને ધ્રુજાવનાર બંડખોર યુવતી **જયા** |
| વિધવાનો વિલાપ | પુનર્લગ્નના આદર્શ પાળનાર સૌ. **ભાનુમતિ** |
| હિંદુસમાજની ડોશીઓ અને દાસીઓ. | મંડપે આવેલા પતિને પાછો વાળનાર કુમારી કુસુમગૌરી |
| દીલનાં દાન | મકરંદ |
| દાનનાં દીલ | મકરંદ |
| ચીતાને ( કાવ્ય ) | ચંપકલાલ |

આ હેન્ડબીલો આખા મુંબઇશહેરમાં વહેંચાઇ ગયાં અને તેની અસર સીધી નડીઆદના નાગરવાડામાં થઇ. અમદાવાદનું ખાડીઆ ખળભળી ઉઠયું. મુંબઇમાં ગીરગામના શાંત લતાઓમાં કેટલીય રાઉન્ડટેબલ કોન્ફરન્સો ભરાઇ અને પડી ભાગી. બધા લેખકો, વક્તાઓ અને કવિઓએ આ પત્રની નકલો ખરીદી. તેઓ એ પત્ર વાંચીને શાણા થવા માગતા ન્હોતા. પણ એ પત્રની ચાલક રમણીના ભક્ત થવાને આતુર હતા. એક અંક બ્હાર પડતાં જ બીજે જ દિવસે પોલને એકસો ને સત્તર અભિનંદનના પત્રો મળ્યા. તે સાથે ત્રણ ડઝન ટૂંકી વારતાઓ, બસો પંચાવન કાવ્યો, પીસ્તાળીસ નિબંધો અને ચાલુ વારતા લખીને ગુજરાતની સેવા કરવાનાં અઢાણું પવિત્ર વચનો મળ્યાં ! ચાલુ પત્રોના તંત્રીઓએ 'બ્હેન ચંદા'ના ફોટોની વિનીત માગણી કરી અને સાથે પોતાનાં પત્રો માટે કંઇક સામગ્રી મોકલવાનું 'સ્નેહાળ' આમંત્રણ પણ કર્યું. એક યુવાન શ્રીમંતે 'ઓીસ-

માજના ઉદ્ધારના પૂનિત પ્રયાસમાં ફુલ નહિ પણ ફુલની પાંખડી તરિકે રૂ. ૧૦૦૦ નો ચેક મોકલવા સાથે 'બ્હેન ચંદાનાં દર્શન કરી પાવન ' થવાની પૂણ્યમય વાસના પ્રગટ કરી.

" મકરંદ ! તેં ધાર્યું હતું તેવું જ થયું જો !' પોલ પોતાના ટેબલપર આવી પડેલો ઢગલો જોઈ બોલી.

" હું ન્હોતો કહેતો ? ભાવી ગુજરાત ઘડનારા આપણા ' નર-પુંગવોને હું પગથી માથા સૂધી ઓળખું છું એટલા માટે જ મેં આ યોજના ઘડી છે."

" જો જો ! આ ગુજરાતી સાહિત્યમાં નવી ભાત પાડનાર આકુલભાઈ શું લખે છે તે સાંભળ :

" પ્રિય બ્હેનાં,

" ગુજરાતનાં ઘોર તિમિરદળ વિદારી ત્યહાં દિવ્ય જયોતિ પ્રસાર-વાનું તમારૂં તેજસ્વી સાહસ જોઇ એક ગુજરાતી તરિકે મારી છાતી ગજ ગજ ફૂલી ગઇ છે ! "

એની છાતી ફાટી ન ગઇ હોય તો સારૂં ! મકરંદે ટકોર કરી.

" તમારા પરિચયનું અપૂર્વ સૌભાગ્ય પ્રાપ્ત નથી થયું તે મારૂં કમભાગ્ય ! કૃપા કરી આ દાસને કોઇ પ્રસંગે મળવા આવવાની રજા આપશો તો તમારી અને તમારા પત્રની સેવા બજાવવામાં હું મારા જીવનનું સાફલ્ય સમજીશ " પોલે પત્ર પૂરો કર્યો.

" એના ઘરમાં દેવી જેવી સ્ત્રી છે. તેની સેવા કરીને જીવન સફળ કરતાં એને ટાઢીઓ તાવ આવે છે ! " મકરંદ બોલ્યો : " પેલા ચેકવાળા રાજેશ્રી શું કહે છે ? "

" અરે ! એનો કાગળ તો ઔર જ છે, સાંભળ. "

" શ્રીમતી ચંદા. "

કોઈ સુભગ પળે આપના ' સમાજ 'નાં દર્શન થયાં, વાંચ્યું,

વિચાર્યું અને મને પ્રેરણા થઇ કે આ પત્ર પ્રગટ કરનાર કોઈ દેવાંગના જ હોવાં જોઇએ, અહા ! કેવાં બોધક અમીઝરણાં વહાવતા લેખો ! શી કલામય રચના ? કેવી ઉદ્દાત્ત ભાવનાઓ ! ખરે, નવગુજરાત સર્જવાની સારીય શક્તિ સમાજના ચાલકો ધરાવે છે તે આપનો પ્રથમ અંક જ સિદ્ધ કરે છે.

'હું કવિ કે લેખક નથી પણ આપ જેવા સમાજસેવકોનો દાસાનુદાસ છું. પ્રભુએ મને પાંચ પૈસા આપ્યા છે. મેં અત્યારસુધીમાં વિધવાવિવાહ પ્રચારકમંડળ, વનિતાવિશ્રામ, સેવાસદન, મહિલાઆશ્રમ, વિગેરે વિગેરે સંસ્થાઓને યથાશક્તિ સહાય કરી છે અને આપના પત્ર માટે પણ આ સાથે રૂ. ૧૦૦૦ નો ચેક રવાના કરૂં છું તે સ્વીકારી મને આભારી કરશો.

"આપ જેવાં સેવાભગિનીને મળી જીવન સફળ કરવાની ધન્ય ઘડી મને ક્યારે મળશે ? કૃપા કરી આપ મને ક્યારે મળી શકશો તે જણાવશો ? હું આપનાં દર્શન કરવા આતુર છું."

"શાબાશ બચ્ચા ! આવું જ પત્ર આ મકરંદે કાઢ્યું હોત તો તું એક નીકલનો સીક્કો ખરચીને તે વાંચત પણ નહિ' મકરંદ મુછમાં હસીને બોલ્યો: "જો પોલ ! હવે એક પછી એક આ વાંદરાઓને બોલાવીને શેતરંજ ખેલવા માંડ."

"પછી તું અદેખો ના થતો !" પોલે નયન ચડાવ્યાં. જવાબમાં મકરંદે તેને નજીક ખેંચી ચુમી લીધી.

## પ્રકરણ ૩૭ મું.

### શ્રીકાંત શેઠ.

પોલની ટપાલ દરરોજ વધવા લાગી. તે જાહેરજીવનમાં પડતાં જ ગુજરાતના મહાપુરૂષો તેનાપરથી ફીદા ફીદા થઈ ગયા. ' સમાજ ' પત્રની જ્યાં ત્યાં પ્રશંસા થવા લાગી. ચંદા કોણ છે ? ક્યાંની છે ? એની સાથે પંદર પેઢી દુરની પણ સગાઇ નીકળે એમ છે કે નહિ ? એ કોની મિત્ર છે ? એના મિત્રો કોણ છે ? એને મળવું શી રીતે ? એ કેવી છે ? ખુબસુરત છે કે બેડોળ ? જુવાન છે કે વૃદ્ધ ? પરણેલી છે કે કુંવારી ? એ જાતે જ લખે છે કે એનો કોઇ 'આશક ' એને લખી આપે છે ? એનામાં શક્તિ કેટલી છે ? એ ભોળી છે કે પહોંચેલ બુટ્ટી ? મળતાવડી છે કે અક્કડ ? એને સાહિત્યના પૂજારીઓ પ્રત્યે ભાવ છે કે અભાવ ? એને ચાલુ વારતા કે કાવ્યોની જરૂર છે કે નહિ ? એ સંસદ કે ગુજરાત સભાની સભ્ય થશે કે ? એ આમવર્ગની સાહિત્યરસિકા છે કે ઉમરાવવર્ગની ? એ મરકટ ગલીમાં રહે છે કે મહાલક્ષ્મી ? એ જાહેર સભાઓમાં પોતાના મધુર કંઠે કંઇ ગાશે ખરી ? આવા એક હજાર ને એક પ્રશ્નો સાહિત્યરસિકોના દાયરામાં છણાવા લાગ્યા. આ ભયંકર પ્રશ્નપરંપરા પૂરેપૂરી રજુ કરવાથી વાંચનારની સહનશક્તિ સીતા જેટલી હોય તોપણ તે ખૂટી જવાનો ભય છે. તેથી એ આખી ટીપ આપીને વાંચનારનો ગુસ્સો વહોરી લેવાનું સાહસ અમે કરી શકતા નથી. ટુંકામાં એટલું જ કે કોલાબાનાં કેલીભવનોમાં, એકબેના ગંધાતા કાદવની સામે ખડકાયલાં રાક્ષસી ભવનોમાં, વાલકેશ્વરની વિલાસવાટિકામાં, ભૂલેશ્વરનાં ભદ્રાલયોમાં અને ચીરગામની કાવ્યકુટિરોમાં, નડીઆદના નાગરવાડામાં ને અમદાવાદના ખાડીઆમાં, વડોદરાને વડલે ને ગોંડલને ગોંદરે, સૌરાષ્ટ્રની રસકુંજો

અને બૃહત ગુજરાતનાં બૃહત મંદિરોમાં 'ચંદા'ની આણ વર્તી રહી. મુંબઈના સાહિત્યભક્તોની તો એ દેવી થઇ ગઇ હતી. એના પત્રનું લવાજમ ભરવાને, એને જાહેરખબર આપવાને, એને લેખો, કાવ્યો કે વારતા આપવાને તથા એ કહે તો એના ઘરાકોના શીરનામા લખી આપવાને પણ એક મોટી ફોજ તૈયાર થઇ હતી. એને મળવું, એનો મધુર શબ્દ સાંભળવો, એનું મધુર સ્મિત જોવું એ આ વહેંતીઆઓને કોઇ સ્વર્ગિય લ્હાવો જણાતો. પોલ બધાને મીઠાશથી બોલાવી સત્કારતી–બધાને પોતાની ઇચ્છાના તરંગ પ્રમાણે નચાવતી અને એને મળીને સાતમા આસમાનમાં વિહરતા મહાભાગો, એના નયનને ઇસારે વાંદરાની પેઠે નાચવામાં માનવજીવનનું અદ્દભૂત સાફલ્ય માનતા.

"ચંદા બ્હેનને મળ્યા? હમણાં જ મારે ત્યાંથી ગયાં. એમની 'ઉછળતા વ્હાલની' વારતા ને 'ઉકળતી કઢી'પરની વ્યંગભરી કવિતા વાંચી? ખરેખર, ગુજરાત હવે અભિમાનથી બંગાળને કહી શકશે કે ઓ બંગાળ! તેં અમને સરોજીનિ દેવી આપી છે તો અમે તને ચંદાબ્હેન આપીએ છીએ. ગરવી ગુજરાતે હિંદમૈયાનું ઋણ ૧૯૨૭ની સુભગ સાલમાં ફેડી નાખ્યું! 'ગુજરાતનો વરણાગીઓ' કવિ, રાજદ્વારી ટીકાકાર ઈત્યાદિ ઇત્યાદિનો મૂર્તિમંત પ્રતિનિધિ કનૈયો જ્યાં જતો ત્યાં પોતાના વ્યાખ્યાનનો આ રીતે ઉપોદ્દઘાત કર્યા પહેલાં બીજો લવારો કરી શકતો નહિ.

"બ્હેનની વાણીમાંથી અમીઝરણાં વહે છે, એની કાળી કાળી આંખો સદીઓ થયાં સ્નેહવિહોણા થયલા ગુજરાતને પ્રેમનાં દાન દે છે, એને કંઠે વસે છે બ્રહ્મમોહી સરસ્વતીદેવી! એના હૈયામાં ઉછળે છે વેદના ગંભીર મંત્રો! અને એનો આત્મા ઉડે છે દૂર–દૂર–સુદૂર કોઇ મહામૂલી દૈવી વસ્તુની શોધમાં!,' બકુલભાઇ ગુજરાતી સાહિત્યને નવો ઓપ ચઢાવવા પહેલાં આટલું બોલ્યા વિના રહી શકતા જ નહિ.

ગુજરાતણો ગુલામની ચાકરડી નથી. પણ જીવનસાથી છે: પુરૂષના થાકેલા હૃદયની આરામકુંજ છે; એને પ્રેરણાનું પિયુષ પાનાર રસસરિતા છે; જીવનમાં ઉલ્લાસ અને માઝા વિનાનો આનંદ રેડનાર દેવાંગના છે; ગોપીઓને ઘેલી કરનાર કનૈયાને સ્નેહની સાંકળે બાંધનાર રાધિકા છે; અભિમન્યુને યુધ્ધે જતો રોકતી ઉત્તરા છે અને એવું બીજું કંઇ કંઈ છે. એ સારીય ભાવનાની જીવંત પ્રતિમા ચંદાબ્હેન છે.' શાંતારામની ચાલીમાં સ્વરાજ માટે છાતી ફાડી નાખનાર એક મહાન તપસ્વી આત્માનો 'ચંદાબ્હેન' માટેનો આ કુસમપૂર્વક ઘડેલો અભિપ્રાય હતો !

રવિવારનો દિવસ હતો. પોલ આજે નવરી હતી. રવિવારે તેને ત્યાં વાંદરાઓ નાચવા આવતા અને પોલ તે બધાયને નચાવતી. 'સમાજ' કાઢ્યા પછી ચંપકલાલે આશ્રમમાં એક વિશાળ દિવાનખાનું તેને સોંપી દીધું હતું અને પોલ જમીને હમણાં એ જ દિવાનખાનામાં બનીઠનીને એક આયના સામે પોતાનું રૂપ જોતી ઉભી હતી. બંગાલી ફેશને તેણે સાડી પહેરી હતી. માથાના વાળ અપ-ટુ-ડેટ ફેશનથી ઓળી વાળના ગુચ્છાથી કાન ઢાંકી દીધા હતા. ભાલપ્રદેશમાં કંકુની ઝીણી ટીલડી ચમકતી હતી. આંખોપર ટારટોઈઝ શેલ્સના ચશ્મા શોભતા હતા. તેણે બનારસના કોઇ કલાકારે બનાવેલી સુંદર જરી ભરેલી સાડી પહેરી હતી અને તેનો મોહક ઉરપ્રદેશ કંઇક દેખાય એવી રીતે ખભાની નીચે સોનાની નાજુક પીન જડી લીધી હતી. આયનામાં પોતાનું સૌન્દર્ય જોઇ તે જરા મલકાઈ અને પછી હાથમાં 'મેઘદૂત' લઇ તે એક સોફાપર બેઠી.

" બ્હેન ! શ્રીકાંત શેઠ તમને મળવા માગે છે. ' થોડીવારમાં એક નોકરે આવી કહ્યું.

" ભલે. " પોલ બોલી.

નોકર ગયો અને બીજી પળે શ્રીકાંત હસતો હસતો, બન્ને હાથે નમન કરતો દિવાનખાનામાં દાખલ થયો.

'પધારો.'સ્મિતભરવદને પોલે કહ્યું અને શ્રીકાંતને ખુરશીપર બેસવા હાથથી ઈસારો કર્યો. શ્રીકાંત બેઠો.

શ્રીકાંત મુંબઈનો ધનાઢ્ય શેઠીઓ હતો. તેનું વય આશરે ચાળીશેક વર્ષનું હતું. ફુલેલી દુંદ તેની શ્રીમંતાઈનો દુંદુભી બજાવી રહી હતી. પોલને મળવા આવતી વખતે તેણે કામદેવનું રૂપ ધારણ કરવા માટે ભગીરથ કોશેશ કરી હતી. ચાઈનાસીલ્કના સ્યુટમાં રાજેશ્રી સજ્જ થયા હતા. હેટ્સના ચળકતા બુટ પગમાં શોભતા હતા. જાકીટપર સોનાનો ઘડીઆળનો છેડો લટકતો હતો અને ગજવામાં ઘડીઆળ ટીકટીક કરતી હતી. છતાં ડાબા હાથની કાંડીપર નાજુક હીરાજડીત કિમતી રિસ્ટવોચ સોનેરી પટા સાથે જડાયું હતું. માથાના વાળ સફાઈથી ઓળીને તેણે વાંકી સેંથી પાડી હતી, અંદર આવતાં જ તેણે હેટ હાથમાં લઈ લીધી હતીઃ તે તેણે બીજી ખુરશીપર મુકી. રાજેશ્રી દરેક રીતે ફાંકડા છેલ લાગતા હતા. પણ તેની ફાંદ તેની ખુબસુરતીને ધૂળમાં મેળવતી હતી. તેની આંખોમાં દુરાચારનો પ્રકાશ સ્પષ્ટ જણાતો હતો. અતિશય શરાબી હોવાથી તેની આંખો સુજી ગઈ હતી અને હંમેશાં લાલ જ રહેતી. અતિશય વિષયસેવનથી તેના મ્હોપર કાળાશ આવી હતી. આંખોની આસપાસ કાળાં કુંડાળાં પડેલાં હતાં અને ગાલપર ફૂટેલાં ગરમીનાં ચાંદાં કાળાં થવા આવ્યાં હતાં ! એ કાળાં ચાઠાંને લીધે તેનું મ્હો કંઈક બેડોળ લાગતું હતું.

તે વીસ વર્ષનો થયો ત્યારે તેનો પિતા લગભગ અરધા કરોડની દોલત મૂકી વૈકુંઠવાસી થયો હતો અને શ્રીકાંતે બાપની દોલત સન્માર્ગમાં જ વાપરવા માંડી હતી ! તેને ગોઆગરી નાયકણીઓનો પ્રથમ શોખ લાગ્યો—પછી તવાયફોપર રાજેશ્રીની નજર ચોંટી. પણ અંતે તેને પરમાર્થનો રસ્તો મળ્યો ! પતિત સ્ત્રીઓને શ્રીમંત બનાવવા કરતાં સ્ત્રીસમાજોને સહાય કરવામાં તેને વધુ પુણ્ય જણાયું. તેણે એકદમ બેચાર સ્ત્રીઉપયોગી સંસ્થાઓને પચાસ પચાસ હજાર રૂપીઆનું દાન કરી દીધું અને મુંબઈના છાપાઓએ પોતાના ગજવા તર

કરીને રાજેશ્રીને એક મહાન દાનવીર સમાજસુધારક બનાવી દીધા. સ્ત્રીઓની સંસ્થાઓની ચાલકોએ તેને માટે પોતાના દરવાજા આઠે પહોર ખુલ્લા મેલી દીધા અને શ્રીકાંતે એવી સંસ્થામાં વસતી યુવાન વિધવાઓ અને લાચાર સધવાઓનો સ્નેહ સ્વીકારી તેને પાવન કરી દીધી ! તે તપાસ કરવાને બ્હાને વારંવાર આવી સંસ્થાઓમાં જતો અને સ્ત્રીઓના વર્ગમાંથી જે રમણીપર તેની કૃપાદૃષ્ટિ ઉતરતી તેનો કબજો લઈ લેતો. કેટલીક સંસ્થાની અધિષ્ટાત્રીઓ સંસ્થા માટે પૈસા કઢાવવા માટે તેને આ કાર્યમાં સહાય કરતી અને લાચાર વિધવાઓ શ્રીકાંત જેવા શ્રીમંતની મહેરબાની મળવાથી પોતાને ભાગ્યશાળી સમજતી. શ્રીકાંતની માશુક થવાને અનેક રમણીઓ ટળવળતી; કેમકે તેની માશૂક થયા પછી એ બિચારીઓના નસીબનું પાનું જ ખુલી જતું. એવી સ્ત્રીઓ વિધવા હોય તોપણ તેઓ સંસ્થાના કરડા કાનુનોથી મુક્ત થઈ જતી. તેમને સારા સારા વસ્ત્રાલંકારો સજી ગમે ત્યારે મોટરમાં ફરવા જવાનો સદર પરવાનો મળી જતો અને શ્રીકાંતના બાહુપાશમાં પડતાં જ તેમનું ‘ સાધ્વીવ્રત ’ પૂરૂં થયલું ગણાતું.

“ સમાજ ”પત્રમાંથી તે એક અક્ષર પણ સમજ્યો ન્હોતો. તેણે ફક્ત ‘ મિસ ચંદા ’નું નામ તંત્રી તરીકે વાંચ્યું હતું અને એ નામ વાંચીને જ તેણે એકહજારનો ચેક મોકલી આપ્યો હતો અને આજે એ મહાશય પોલને મળવા આવ્યા હતા.

‘ મિસ ચંદા ! ‘ સમાજ ’ જેવું ઉપયોગી પત્ર કાઢવા માટે હું તમને મુબારકબાદી આપું છું-’ શ્રીકાંતે વાતની શરૂઆત કરી.

“ તમારો આભાર ! ’ પોલ હસી.

“ એમાં આભાર જેવું શું છે ? એવા પત્રને મદદ કરવાની અમારી ફરજ છે. અમેરિકામાં રોકફેલર જેવા દ્રવ્યવાનો સાહિત્ય અને કળાને ઉદાર મદદ કરે છે; ઇંગ્લંડમાં પણ વિદ્દ્વર્ગ પૂજ્નય છે તેથી જ યૂરોપી સાહિત્ય સમૃદ્ધ થયું છે. ગુજરાતના શ્રીમંતોએ એ જ રીતે તમારા જેવાંને સહાય કરવી જોઇએ.”

"તમારા જેવી ઉદારતા બધામાં હોતી નથી.' પોલે તેને ચઢાવવા માંડ્યો.

"તમે મને ના શરમાવો. મિસ ચંદા! પત્ર ચલાવવાનું કામ ખાવાના ખેલ જેવું નથી. તમને ઘણી જ મુશ્કેલી નડતી હશે. ખાસ કરીને આર્થિક મુશ્કેલી !—"

"મુશ્કેલી તો નડે જ. પણ તમારા જેવાની કૃપાથી 'સમાજ' ઠીક ચાલે છે.

"તમે નકામાં શરમાશો નહિ. જુઓ, મારો વિચાર 'સમાજ'ને અંગ્રેજી પત્રોને ટક્કર મારે એવું બનાવવાનો છે. એમાં ચિત્રો મૂકો પાનાં વધારો કાગળ ઉંચા વાપરો—' શ્રીકાંતે સૂચના કરી.

"પણ ખર્ચ વધી જાય તેનું શું ?"

"તેની તમે ફીકર ના કરો. બધી ખોટ હું ભરી આપીશ. લો, હમણાં જ હું પાંચહજાર આપું છું." કહી શ્રીકાંતે ચેકબુક કાઢી ચેક લખી નાખ્યો.

"પણ તમારો આભાર હું શી રીતે વાળી શકીશ ?" ચેક લેતી પોલ બોલી.

"આભાર ! એમાં આભાર જેવું કંઇ જ નથી. તમારે માટે હું મારી તીજોરી ખાલી કરવાને તૈયાર છું."

"એમ ? મારાપર આટલી બધી ઉદારતા વરસાવી દેવાનું કંઇ કારણ ?" પોલે હસીને ટકોર કરી.

"કારણ કંઇ જ નહિ. તમે શક્તિ છો–તમે ગુજરાતનું ગૌરવ છો, તેથી જ મારૂં દીલ તમારા તરફ આકર્ષાય છે." શ્રીકાંતે પોતાની ખુરશી પોલની સહેજ નજીક ખસેડી:

"તમે બહુ જ ઉદાર છો હો ! તમારા જેવા પચીસ શ્રીમંતો પાકે તો ગુજરાતનો ઉદ્ધાર થઇ જાય."

" તમને પણ ખુશામદ કરતાં ઠીક આવડે છે ! મિસ ચંદા ! જો કંઇ હરકત ન હોય તો આજે સાંજે મારી સાથે ફરવા આવશો ?"

" ઘણી જ ખુશીથી."

" હું સાત વાગે મોટર મોકલીશ."

" થેંકસ ! "

" બ્હેન ! ચાર પાંચ ગૃહસ્થો તમને મળવા આવ્યા છે." નોકરે અંદર આવી કહ્યું.

" આવવા દે." પોલ બોલી.

" ત્યારે હું રજા લઇશ."

" હાજી ! આવજો હો ! સાંજે જરૂર મળજો." કહી પોલે શેક-હેંડ કરવા હાથ લંબાવ્યો. શ્રીકાંત સાતમા આસમાનમાં પહોંચી ગયો. તે બેત્રણ પળ પોલનો નાજુક હાથ હાથમાં લઇ ઉભો. પોલે મસ્તી-ભરી અદાથી તેનો હાથ દાબ્યો. શ્રીકાંતને ગલગલીયાં થયાં. તેણે પોલના હાથપર ફ્રેંચ અદાથી ચુંબન કર્યું, અને પોલે હાથ ખેંચી લીધો.

" સાહેબજી ! " કહી શ્રીકાંત બહાર નાકળ્યો અને બીજી પળે ટુંકી ગલ્પોનો અજોડ લેખક પ્રોફેસર બકુલભાઈ, હાસ્યરસનો ભંડાર ખાલી કરનાર કલંદર, સ્વરાજ માટે ભગવાં ધારણ કરી હિંદુ મુસ્લીમ ઐક્ય સાધવા માટે દાઢી રાખનાર જમુભાઇ, ગુજરાતના સર્વભક્ષી વિદ્વાન બંસીધર, સનાતની શાસ્ત્રી મહારાજ ભવાનીશંકર, શીઘ્ર કવિ કનૈયાલાલ અને સરકારી નોકરી છોડી માણભટની કથા કરનાર વયોવૃદ્ધ, સાક્ષરવર્ય નગીનદાસ હીવેલવાળાની ફોજ દાખલ થઇ. પોલે સર્વને હસીને આવકાર આપ્યો અને બધા એક રાઉંડટેબલની આસપાસ ગોઠવાયા. પોલ પણ તેમની વચ્ચે જઇ બેઠી.

## પ્રકરણ ૩૮ મું.

### વહેંતિયાઓનો ડાયરો !

'મિસ ચંદા! જુઓને આ તમારે માટે જ મેં એક ખાસ કાવ્ય લખ્યું છે. ગઈ કાલે મધરાતે હું સ્વપ્નમાંથી જાગી ઉઠ્યો ને પછી આ કાવ્ય સ્ફૂર્યું તે મેં મારી દીકરી પાસે લખાવી લીધું છે.' બેસતાંની સાથે જ સાક્ષરવર્ય દીવેલવાળાએ પ્રસ્તાવના કરી: "હું સંગીતનો આચાર્ય છું, ગુજરાતી ભાષાનો પ્રખર ટીકાકાર છું, શીઘ્ર કવિ છું અને આખ્યાનકાર છું તે તો તમે જાણતાં જ હશો."

પોલે માથું હલાવી હા પાડી.

"નગીનદાસભાઇને ન ઓળખે તે ગુજરાતી જ નહિ!" હાસ્યરસના ઇજારદારે મસ્કો લેવાની શરૂઆત કરી: "એમણે ગુજ-તના અનેક નવા લેખકોને પ્રકાશમાં આણ્યા છે."

"એમાંના એક આ ભાઈ કલંદર! હાસ્યરસનો એવો ફુવારો ઉડાવે છે, ચંદા બ્હેન! કે તમે બસ પેટ પકડીને હસ્યા જ કરો!"

"એમ?"

"હા. હા. એણે એરંડીયું, માછણ, કેળાંવાળી વિગેરે વિગેરે અનેક રમુજી સ્કેચોથી ગુજરાતીઓનાં જીગર જીતી લીધાં છે."

"હવે તમારૂં કાવ્ય તો ગાઓ."

"હા. હા. એ તો હું ભૂલી જ ગયો. સાંભળો! તંબુરો છે કે? હું મારો તંબુરો લાવવાનો ભૂલી ગયો!"

"તંબુરા વિના જ ગાઓને! તમારો બુલંદ અવાજ તંબુ-રાની ખોટ નહિ જણાવા દે." પોલે કહ્યું.

“ હ...હ...હા ! તમે મારાં આખ્યાન સાંભળ્યાં લાગે છે ! દીવેલવાળો મલકાયો.”

‘ જી.’

‘ ત્યારે હવે ગાઉં.’ આ...........

‘ બોલી ઉત્તરા તેણીવાર ;
સાંભળ વ્યંઢળના કુમાર.
તારે યુધ્ધે જવું હોય તો જાજે :
પ્રથમ ઋતુદાન દઇ જા ને ! ’

‘ આમાં હું પરસ્પર વિરોધી ભાવના લાવ્યો છું. વિરાટ રાજનની કુંવરી જે ઉત્તરા તે યુધ્ધે જતા પોતાના પતિ અભિમન્યુને માર્ગમાં ખાળીને ઋતુદાન માગે છે અને સાથે જ તેને વ્યંઢળ પુત્ર કહી તાણો મારે છે. તમે સમજ્યાં તો હશોજ !......’

‘ જી. આવી માર્મિક કવિતા તમે સમજો એટલું તો નહિ, પણ કંઇક કંઇક સમજી છું.’

‘ કંઇ નહિ ; કંઇ નહિ. તમારામાં હું તેજસ્વિતા જોઇ રહ્યો છું એટલે તમને મારાં કાવ્યો થોડા જ સહવાસથી સમજાતાં થઇ જશે. આ આખ્યાન ‘ સમાજ ’ના આવતા અંકમાં જરૂર છાપજો. મારો ફોટો છાપવાની કંઇ જરૂર નથી. પણ જો તમારી મરજી જ હોય તો મારી પાસે બ્લોક તૈયાર છે તે હું મોકલી આપીશ.’ કહી નગીનદાસ દીવેલવાળાએ માથાપરની ચકરી પાઘડી કાઢી ટેબલપર મૂકી.

‘ ચંદાબ્હેન ! હું તમારે ચરણે શું ધરૂં ?’ પ્રોફેસર બકુલભાઇ બોલ્યા.

‘ તમે તો ન્હાનાલાલ અને કલાપીના પરમ ભક્ત છો.’

‘ હા. કવિશ્રીને હું જેટલો સમજ્યો છું તેટલા કોઇક જ સમજ્યા હશે. મેં કાવ્ય અને સંગીતપર એક નિબંધ તૈયાર કર્યો છે.’

'જરા વાંચો તો ખરા.' પોલ હસી. બકુલભાઈ મલકાયા.

'કાવ્ય અને સંગીત બે જૂદી ચીજ છે. કવિ તો કાવ્ય લખે. પણ તેથી તેમાં સંગીત આવી જતું નથી. સંગીતની મઝા ન્યારી જ છે. એક ગવૈયો હોય તે 'વીરનું પારણું' એ સાદા બે શબ્દોમાંથી પણ સંગીતની ધારા વહાવે છે. વાહ! શું સુંદર ભાવના આવી છે? કેમ ચંદાબ્હેન! તમને કેમ લાગે છે?'

'ઘણો સરસ! ભાવના તો આવી જ જોઇએ.' પોલે કહ્યું.

'ભાવના તો મારૂં જીવન છે. મારી પત્ની મને ભાવનાઘેલો કહે છે કેમકે તે મારી ભાવના ઝીલી શકતી નથી.'

'તેને તમારી ભાવના ઝીલતાં શીખવોને?'

'અરે શું શીખવે? કપાળ! મારી ભાવના ઝીલવાને તો તમારા જેવી રસિકા જોઇએ. એને તો ફક્ત ભાન છે કઢી ને દાળનું!'

'તો કઢી ને દાળમાંથી ભાવના જન્માવો.' જસુભાઇએ ટકોર કરી: 'દેશ આખો ગુલામીની સાંકળથી જકડાયો છે, ને તમે લોકોને ભાવનાની ભવાઇ સૂઝે છે! સેવા કરવી હોય તો રાજદ્વારી ક્ષેત્રમાં ઝંપલાવો! ચંદાબ્હેન! હું ધારાસભાનો પ્રતિનિધિ છું—તે સાથે અસહકારી છું—પરદેશી માલનો બોયકોટ કરૂં છું—સરકારી કંટ્રાકટનો ધંધો કરૂં છું અને મારવાડી વિદ્યાલયમાં આપણી અભણ પ્રજાને રાજદ્વારી મંત્રો ભણાવું છું.

'તમે મહાપુરૂષ છો તે તમારો ચહેરો જ કહી દે છે. હાથકંકણને આરસીની જરૂર પડતી નથી.'

'હું સર ફીરોજશાહ મહેતાના જમાનામાં તેમનો મિત્ર હતો, બેઝંટ યુગમાં મેં મૈયા બેઝંટની જય પુકરાવી હતી, ગાંધી-યુગમાં પાકો અસહકારી થવા સાથે જ મેં ધારાસભાઓ ગજાવી છે અને હજુય સરકારની સાથે બાથોબાથ લડી રહ્યો છું. મને જોતાં જ સરકારી સભ્યો ડરી જાય છે—'

' એટલે જ તમારા કંટ્રાકટનાં ટેન્ડર જલદી જલદી મંજુર થઇ જતાં હશે!'

હાસ્તો ! અહીં મિત્રો બેઠા છે એટલે મારી ચાવી કહી દઉં. ધારાસભામાં જાઓ, સરકારના એકેએક કામની સખત ઝાટકણી કાઢો; એ બધું છાપામાં છપાશે. પછી મત આપતી વખતે, હં ! સમજ્યાંને! જરા સરકારી લૉબીમાં આંટો મારી સહી કરી આવીએ! મત ક્યાં આપ્યો તે છાપાવાળા હંમેશાં છાપતા નથી!'

' બરાબર છે. એ કિમિયો શીખવા જેવો છે.'

' અરે ! એ કિમિયાને પ્રતાપે તો કેટલાય જણુ પ્રધાન અને ધારાસભાના પ્રમુખ થયા છે. કેટલાના દીકરાઓ સરકારી અમલદાર થયા છે અને કેટલાય સરકારના કંટ્રાકટર થઇ બેઠા છે. ' સમાજ 'ને હું સરકારી જાહેરખબર અપાવીશ ' જસુભાઇએ લાલચ આપી: ' તમે એકવાર મારી સાથે આવજો ને! હું સરકારી અમલદારો સાથે તમારી પીછાન કરાવી દઇશ ! '

' થેંકયુ! કેમ શાસ્ત્રીજી! તમે ચૂપ છો ? અંત્યજોદ્ધાર વિષે તમારો શો મત છે?'

' તમારો મત તે જ મારો મત ! ' સમાજ 'ના સર્વ વિચારો સાથે એકસો ને આઠ પુરાણો, ઉપનિષદો અને વેદો સંમત છે. મેં સહસ્ર શાસ્ત્રો જોયાં છે અને તે સર્વ અંત્યજોને પતીત ગણુતાં નથી.'

' ત્યારે અંત્યજોદ્ધાર માટે આપણે લડત ચલાવીએ તો તમે તેમાં સામેલ થશોને?'

' અવશ્ય ; હું તેમાં અગ્રગણ્ય ભાગ લઇશ.'

' શાબાશ ! '

' ચંદાબ્હેન ! તમને ગમે એવો મેં એક સ્કેચ લખ્યો છે. એનું મથાળું ' લાલીઓ ' ! લાલીઓ ઢેડ નથી, પણુ લાલ યાને કનૈયો

યાને શ્રી કૃષ્ણ છે એમ મેં સિદ્ધ કરી બતાવ્યું છે. હું ગઈ કાલે લોકલમાં 'વીરને પારણે' જતો હતો ત્યારે 'સમાજ'જ બધાના હાથમાં જણાતું હતું. શું તમારો લેખ! જાણે કોઇ રજપુતાણીએ લખ્યો હોય એવો લાગે છે! મારો 'લાલીઓ' 'સમાજ'માં પ્રગટ કરશોને? મારો ફોટો જરૂર લેજો. ફોટો ન છપાય તો મને કોઈ ઓળખે નહિ અને મારા જેવાને જાહેર પ્રજા ઓળખે તે ગુજરાતની ભાવી ઉજ્વળતા માટે ખાસ જરૂરનું છે.'

'એમાં કંઇ શક નહિ. એકે એક ગુજરાતી તમને ઓળખવાને ટળવળી રહ્યા છે.' ચંદા બોલી.

'ગુજરાત હવે કદરદાન થતું જાય છે.' કલંદરે ફુલાઇને જવાબ વાળ્યો: 'મેં 'એરંડીયું' લખ્યું ત્યારથી જ મારાપર વાંચકોના પત્રો આવવા લાગ્યા હતા. કોઇ કોઇ પાંચપાંચ રૂપીઆની નોટ પણ સાથે મોકલતા અને મારા કડકીના વખતમાં મને તે ઉપયોગી થઇ પડતી. તમે મારો 'લાલીઓ' છાપો તો ખરાં! કંઈ નહિ તો હજાર ઘરાક વધી જશે!'

'એમ થાય તો લવાજમમાં તમારો ભાગ!'

'ના ના; હું બધા પાસેથી પૈસા લઉં છું, પણ તમારી પાસેથી ના લેવાય,' કહી તેણે પોતાની નજર પોલપર સ્થિર કરી. પોલે આડું જોયું.

'કેમ ના લેવાય?' બંસીધર વચ્ચે પુરાયો: 'ચંદાબ્હેન સ્ત્રી છે તેથી જ ને?' આ સ્પષ્ટ કટાક્ષ કલંદરને ભારી પડી ગયો.

'બંસીભાઈ! તમે ખોટો આક્ષેપ કરો છો. તમારા બોલ પાછા ખેંચી લો. હું ચંદાબ્હેનને તદ્દન શુદ્ધભાવે મદદ કરવા તૈયાર છું.'

'હા ભાઈ! હા, 'સમાજ'નું તંત્ર કોઈ પુરૂષના હાથમાં હોત તો તમને કેટલો ઉમળકો આવત તે હું સારી પેઠે જાણું છું.'

'બેસો, બેસો; તમે બૃહદ્ ગુજરાતી સાહિત્યમંડળના સેક્રેટરી થઇને બધા લેખકોને એક-હાથ કરી સાહિત્યના રાજા બનવા માગો છો તે હું જાણું છું.'

'તેમાં ખોટું શું છે? તમારામાં પ્રતિભા હોય તો તમેય મંડળ કાઢો,' બંસીધરે રોકડું પરખાવ્યું. કલંદર ચાટ પડી ગયો.

'સાક્ષરોની સભામાં મારામારી ન શોભે' ચંદા મધુર સ્વરે બોલી.

'બરાબર છે' કવિ કનૈયાએ તક સાધીઃ 'આપણે તો પ્રજાના સર્જકો! આપણામાં વિખવાદ હોવો જ ન જોઇએ.'

'હવે બેસને ડાહ્યલા! તારી કવિતાને પેલા છોટાલાલે જોડકણું કહ્યું ત્યારે તું કેમ લાલ-પીળો થઈ ગયો હતો?' નગીનદાસ દીવેલ-વાળાએ પોતાની મહત્તા સિદ્ધ કરવા માંડી.

'તે શું? હું કંઇ નમાલો છું? અરે તમારા જેવાં આખ્યાનો તો હું સીગરેટ પીતાં જોડી કાઢું છું.'

'એમ! જોડ તો ખરો! જોડ-જોડ!' દીવેલવાળાએ બાંહે ચઢાવી. પોલ હસતી હસતી જોઈ રહી.

'જોડું? લો હમણાં જ જોડી બતાવું—

સાંભળ એરંડીઆના વેપારી;
તારી ઉઘાડી રહી ગઈ બારી
તારી સાઠીએ અક્કલ નાઠીઃ
તારી બૈરી થઈ તેથી બાઠી.

બધા આ સાંભળી ખડખડ હસી પડયા. પણ દીવેલવાળાના દીલમાં ક્ષાત્રતેજ ઝળુકી ઉઠયું અને તેણે એકદમ ઉભા થઇને કનૈયાની ગળચી પકડી.

'હં હં! મી. દીવેલવાળા! તમારા જેવા વૃદ્ધ સાક્ષરને આવું શોભે?'

'જુઓ ચંદાબ્હેન! આજે તમારે ખાતર એને જવા દઉં છું.'

'હા, મારે ખાતર જવા દો. ડાહ્યા છો ને?' કહી પોલે જરા મસ્તીભરી નજરે દીવેલવાળા તરફ જોયું.

'તમારા સ્નેહને ખાતર જ એને જવા દઉં છું.' ડોસો ફરી ચક્રમ થયો અને પોતાની જગ્યાએ જઈ બેઠો.

'જુઓને! તમે બધા ગુજરાતના સ્તંભો છો' પોલે કહ્યું.

'અરે! અમે છીએ તો ગુજરાત છે. અમે ન હોત તો ગુજ-રાત ક્યારનું અરબી સમુદ્રથી ધોવાઈ ગયું હોત!' કલંદર છાતી કાઢી બોલ્યો.

'તે વિષે મને લેશમાત્ર શંકા નથી. આ બકુલભાઈએ ટૂંકી ગલ્પોથી ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કર્યું છે—'

'ને બીજાએ શું હજામત કરી છે?' નગીનદાસ દીવેલવાળા પોતાનું નામ પ્રથમ ન દેવાયાથી છેડાઈ પડયા.

'તમારી સેવા તો અગાધ છે.' ચંદા હસીઃ 'તમારાં આખ્યાનો ગુજરાતનું નવજીવન છે. લક્ષ્મીનગર અને 'વીરના પારણા' તમારી પ્રેરણાના બળથી જ જીવે છે. કનૈયાલાલ રહ્યા કવિ! એમણે તો ગુજરાતમાં કાવ્યસરિતા વહેતી મૂકી દીધી છે. જસુભાઈ રાજદ્વારી એટલે પાકા મુત્સદ્દી! આ શાસ્ત્રીજી તો જાણે વશિષ્ઠના જ બીજા અવતાર! હવે તમારા જેવા ગૃહસ્થો જો અંત્યજોદ્ધાર કરવાને મેદાને પડે તો શું ન કરી શકે? મિ. બંસીધર! તમે શું કહો છો?'

'એ લોકો ધારે તો આકાશને પણ નીચે ઉતારે.'

'અરે અમે ધારીએ તો ગુજરાતમાં નવી સમાજ રચીએ-ઘેર ઘેર મેઘદૂત ગવડાવીએ—આશાનાં અનેરાં મંદિરો ચણાવીએ—વસંતને નવા વાઘા સજાવીએ અને માઝા મૂકીને પ્રજાને ઉન્માદી બનાવીએ—' નગીનદાસે પોતાનું શબ્દલાલિત્ય ઝળકાવી દીધું.

'માટે જ હું કહું છું કે તમે સર્વ અંત્યજોદ્ધાર કરવાને મેદાને પડો.'

'અમે તૈયાર છીએ.'

'તમે અંત્યજો સાથે પ્રીતિભોજન કરશો ?'

'જરૂર–જરૂર એમાં શું છે ? અંત્યજો ! આપણા ભાઈઓ જ છે ને ? પણ જુઓ ને ચંદાબ્હેન ! આવી હીલચાલ જરા ખાનગી થાય તો સારૂં !' શાસ્ત્રીજીએ ડર બતાવ્યો.

'કેમ તમને કોઈનો ડર છે ? તમારા જેવા ભડવીરો ડરી જશે તે કેમ ચાલશે ?'

'નહિ, નહિ, અમને કોઈનો ડર નથી.' બધા સાથે બોલી ઉઠયા: 'તમારી સરદારી નીચે અમે આખા સનાતન સમાજ સામે જંગ મચાવવાને તૈયાર છીએ.'

'તો આ પ્રતિજ્ઞાપત્રપર સહી કરો.' પોલે અગાઉથી તૈયાર રાખેલું પ્રતિજ્ઞાપત્ર રજુ કર્યું.

'લાવો–લાવો–હું પહેલી સહી કરૂં' દીવેલવાળાએ પત્ર હાથમાં લીધો અને બીલાડું ચીતર્યું. તે પછી બધાએ સહી કરી. એ પ્રતિજ્ઞાપત્ર નીચે મુજબ હતું:—

**'સમાજનાં તંત્રી, બેન ચંદા જોગ :—**

અમે નીચે સહી કરનારા, અંત્યજો આપણા ભાઈઓ જ છે એમ અંતઃકરણથી માનીએ છીએ અને તેમની સાથે રોટી વહેવાર તો શું પણ બેટી વહેવાર કરવાને પણ તૈયાર છીએ.'

'ચંદાબ્હેન ! જરા આમ આવોને—' પ્રતિજ્ઞાપત્રપર સહી થયા પછી પ્રથમ જસુભાઈએ પોલને ખાનગીમાં બોલાવી. પોલ ગઈ.

'તમે મને એકલાં કયારે મળી શકશો ?'

'કેમ !'

'એક ખાસ કામ છે.'

'તમે કહો તો હું તમારે બંગલે આવીશ.'

'મારૂં સદ્‌ભાગ્ય! જરૂર ક્યારે આવશો?'

'કાલે!'

'મારા સમ?'

'તમારા સમ!' જસુભાઈ સદેહ સ્વર્ગમાં ગયા. બન્ને પાછાં ફર્યાં પછી દરેક જણને પોલ સાથે ખાનગી વાત કરવાની દૈવી પ્રેરણા થઇ અને બધાએ દિવ્ય સંકતથી પોલને એકાંતમાં મળવાની પ્રાર્થના કરી. પોલ એવું જ માગતી હતી. તેણે બધાયને સંતોષ મળે એવાં વચન આપ્યાં અને વહેંતીયાઓનો દાયરો વીખેરાયો.

થોડીવાર પછી મકરંદ આવ્યો. પોલ તેને જોતાંવાર ભેટી પડી. મકરંદે તેને વ્હાલથી ચુમી લીધી અને બન્ને સોફાપર બેઠાં.

'મકરંદ! આજે બધા વાંદરાઓ આવી ગયા!'

'પછી!'

'પછી શું? બધાને મારે માટે અંત્યજોદ્ધાર કરવાની ધગશ લાગી છે. તને શું કહું મકરંદ! સાહિત્યના સેવકો આવા વહેંતીઆ અને પામર હશે તેનો મને ખ્યાલ પણ ન્હોતો.

'તું સાક્ષરોની બદનક્ષી કરે છે. એ લોકો તો નવગુજરાત અને બૃહત્ ગુજરાતના વિધાતાઓ છે, સમજી?'

'બેસ બેસ હવે વિધાતાવાળા! આજે હું સ્ત્રી છું તે માટે મને મગરૂરી ઉપજે છે.'

'કેમ? કોઈ મોહી પડયો?'

'અરે! બધા જ! બધાને જ મારી સાથે ખાનગીમાં ખાસ વાત કરવાની પ્રેરણા થઈ ગઇ.'

'બિચારાઓ ઘેર જઇને ગુજરાતને ચરણે કાવ્યો ધરી શકશે!'

'કાવ્યો ! કાવ્યો તે કેવાં ! તું અહીં હોત ને તો પેલા જાડા માણભટને જોઇને પેટ ભરીને હસ્યો હોત !'

'એણે આખ્યાન બાખ્યાન સંભળાવ્યું કે નહિ ?'

'હારે ! આખ્યાન સંભળાવ્યા વિના એને ચેન પડે ખરૂં ? જાણે માતેલો વાંદરો નાચતો હોય તેમ ચાળા કરી કરીને એણે ગાયું, ને પછી સાક્ષરો રાક્ષસો થઇને માંહોમાંહે લડી મર્યા. મુઆઓ મને ખાનગીમાં બોલાવીને કહે કે તમે એકલાં કયારે મળશો ?'

'ખુશી થા પોલ ! તારૂં ભાગ્ય ઉઘડયું. સરસ્વતી દેવીના પૂજારીઓ તારાપર પ્રસન્ન થયા છે.'

'બહેતર છે કે એવા પૂજારીઓ વિના સરસ્વતી દેવી અણપૂજી રહે ! જો. એ બધાને હું મળવા જવાની છું. તે વખતે તું મારી પાછળ રહેજે ને છુપાઇને ફોટો પાડી લેજે હો !'

'હા, પણ મને અદેખાઇ આવશે તો ? તું કોઇની પ્રતિભાથી અંજાઈ જશે તો ?'

'જા જા લુચ્ચા !' કહી પોલ મકરંદની ગોદમાં લપાઈ ગઇ.

'અરે હા ! એક વાત તો ભૂલી જ ગઈ !' પોલ પાછી બોલી.

'શું ?'

'પેલો લખપતિ શ્રીકાંત પણ આવી ગયો.'

'પછી ? કંઈ બોકી ગયો ?'

'હા રે ! પાંચ હજારનો ચેક આપી ગયો ને આજે મારી સાથે ફરવા આવવાનો છે.'

'ક્યારે ?'

'સાંજે.'

'જોજે ! એ બદમાસથી સંભાળજે હં !'

'તું ફીકર ન કર. મને રિવોલ્વર રાખતાં આવડે છે હો'!

## પ્રકરણ ૩૯ મું.

### 'ઇન્ટરવ્યુ!'

વહેંતીઆઓનો દાયરો ખલાસ થયા પછી મકરંદ અને પોલે થોડીકવાર એકબીજાની ગોદમાં મીઠી મીઠી વાતો કરી. પોલે મકરંદને તદન નવો જ બનાવી દીધો હતો. જે મકરંદ આખી દુનિયાને તુચ્છ ગણી જાણે અખંડ વિસ્મૃતિમાં ડુબી જવા માગતો હોય તેમ નિરંતર શરાબની કેફમાં જ ચકચુર રહેતો, તે હવે દારૂનો સ્પર્શ સુદ્ધાં કરતો ન્હોતો. પોલ તેના હૃદયની અધિષ્ટાત્રી થયા પછી તેને જીવન જીવવા જેવું લાગ્યું. હવે તે ગંદા બારમાંના દર્દી જીગરોના ભેદ ઉકેલવાનો રસીઓ રહ્યો ન્હોતો. તેનું ખોવાઇ ગયલું જીગર તેને મળી ગયું હતું અને પોલના મીઠા સહવાસમાં તેનામાં અજબ ચેતન આવ્યું હતું.

જોતજોતામાં ઘડીઆળમાં ચારના ટકોરાં થયા, દાસી ચાના પ્યાલા લઇ આવી. બન્નેએ સાથે બેસી ચ્હા પીધી.

'મકરંદ! હું ગુજરાત મહિલા સમાજનાં મંત્રી સવિતા બ્હેનને મળવા જાઉં છું. તું આવે છે?'

'ચાલને! એ સેવાભગિનીનાં દર્શન કરી પાવન તો થાઉં.'

'ચાલ ત્યારે.'

બન્ને તરત તૈયાર થયાં અને આશ્રમની મોટરમાં બેસી શ્રી ગુજરાત મહિલા સમાજનાં સેવાપરાયણા મંત્રી સવિતાબ્હેનના ચોપાટીપરના એક ભવ્ય મકાનમાં જઇ પુગ્યાં. સવિતા પોલને જોતાં જ ઓછી ઓછી થઇ ગઇ. તેણે મકરંદ તરફ હાસ્યભરી નજર

ફેંકી તેને આવકાર આપ્યો અને ઉભયને દિવાનખાનામાંના સોફાપર બેસાડયાં.

સવિતા સાડાચાર ફીટ ઉંચી અને પોણાબે ફીટ જાડી ત્રીસ બત્રીશ વર્ષની ભરતીમાં આવેલી એક ભાગ્યશાળી વિધવા હતી. સુરત જીલ્લાના એક ગામમાં એક બ્રાહ્મણ કુટુંબમાં તે જન્મી હતી અને ચૌદમે વર્ષે તેનો ચાંદલો બ્રહ્માએ ભુંસી નાખ્યો હતો. તે પછી તે પોતાના પિતા સાથે મુંબઈ આવી–કંઈક અભ્યાસ કર્યો–જાહેરમાં ફરવા માંડયું અને એના રૂપ અને યૌવનને પ્રતાપે જૂદી જૂદી સંસ્થાના ચાલકો તેનામાં ' મહાન સેવા ભાવના ' જોવા લાગ્યા. સારે નસિબે તેનો પિતા તે સોળ વર્ષની થતાં જ મરણ પામ્યો. સવિતા સ્વતંત્ર બની. તેની પાસે પાંચ છ હજારનો જીવ હતો. હવે તેને સેવા, સેવા અને સેવાની જ લગની લાગી. તેની પાડોશમાં ચુનીલાલ નામનો એક બારેગાંડ પૂરો યુવાન રહેતો હતો. તેને ગામમાં ઘર કે સીમમાં ખેતરે નહોતું. નાતજાતમાં કોઇને તેની દરકાર ન્હોતી. તે મરી જાય તો તેની પાછળ કોઇ બે આંસુ સારે તેમ ન્હોતું. આવી હાલતને લીધે તેને પણ સવિતાની પેઠે સેવા ને ધર્મની ફકની ધારણુ કરવાની પ્રેરણા થઈ અને કો સુભગ પળે બન્નેના આત્મા બ્રહ્માનંદમાં લીન થયા પછી બન્ને અસાર સંસારની માયા તજી દઇ, સાધુ અને સાધવી પેઠે સાથે જ રહેવા લાગ્યાં. બે ત્રણ મહિનામ બન્નેએ બારભાયા ચકલો છોડી દઇ ગીરગામના સાહિત્યવિલાસી ભવનો દીપાવ્યાં. ત્યાં જતાં સવિતાના ભકતો વધ્યા. દેશભકતો, સમાજસેવકો અને સાહિત્યરસિકોની તે આરાધ્ય દેવી થઈ ગઇ. ચુનીલાલને વગર મહેનતે તાગડધીન્ના થવા લાગ્યાં. સવિતાની અથાગ સેવાભાવનાથી મુગ્ધ થઈ એ સાધવીને પાપી પેટનો ખાડો પૂરવાની ચિંતા જ ન રહે તે માટે કેટલાક બાપકમાઇવાળા શ્રીમંતોએ તેને દાનપર દાન કરવા માંડયાં અને ફકત સત્કર્મ અને પ્રજાસેવાને માટે જ એ ધનનો

નિઃસ્વાર્થી સવિતાએ સ્વીકાર કર્યો. ગાંધીજીના અસહકારનો આહલેક આ સાધ્વી જ સૌથી પ્રથમ સાંભળી શકી. તેના દિવ્ય આત્મામાં ઉગી આવ્યું કે ખાદી અને ચરખા શિવાય ભારતનો ઉદ્ધાર જ નથી. બીહાર ઓરીસ્સાના દુકાળીઆઓની કરૂણ હાલતનાં બ્યાન સાંભળી તે ઘરના ખૂણામાં પોકેપોક રોવા લાગી. તેણે તન મન ધન ખાદીને ચરણે સમર્પણ કર્યાં. આ સમયે તે આધેડ વયની થવા આવી હતી. પણ તેની શિષ્યાઓ વધી ગઇ હતી. અઢાર વીશ વર્ષની સ્વતંત્ર અને સેવાપરાયણ યુવતીઓ સાથે તે મુંબઇની ચાલીએ ચાલીએ ખાદીની ફેરી ફરવા લાગી. ચાર આને વારની ખાદીના તે ફક્ત ચૌદ આના જ લેતી. ભયંકર નફો કરી મજુરોને ભોગે મૂડીવાદને પ્રબલ કરવાની તેને પ્રભુની આણ હતી. કોઇકોઇ ‘ દેશભક્ત ’ ફક્ત એકવાર ખાદી લઇ તેની સાથની સ્વયંસેવિકાઓ સાથે સહેજ મીઠી વાત કરવા માટે દશ રૂપીઆની નોટ પણ આપતા. સવિતા આવા દેશભક્તને ત્યાં કોઇ કોઇવાર કલાક બે કલાક રોકાઇ જતી અને સ્હવારથી સાંજ સુધી ખાદી વેચીને એ બંગાલના નૌજવાનોને કેદમાંથી છોડાવતી—ઓરી-સ્સાના દુકાળીઆઓને રોજી આપતી—આંધ્રદેશની કળાનો વિકાસ કરતી—દેશાભિમાનહીન કમબખ્તોના જીગરમાં દેશાભિમાનની આગ સળ-ગાવતી અને સારોય મુંબઈમાં આદર્શ સેવાભગિની તરીકે પોતાનો ડંકો બજાવતી !

પોલ અને મકરંદને માટે ચ્હા તૈયાર થઇ, સવિતા તેમની પાસે મૌન બેસી રહી.

‘ કેમ ! તમે ચ્હા લોને ? ’

‘ નહિ. નહિ. હું ચ્હા પીતી જ નથી. એ વિલાયતી પીણું છે.’ સવિતા બોલી અને તેણે છૂટા ચોટલાપરનો છેડો ખભાપર પડવા દીધો. મકરંદે પોલ તરફ મર્મભરી નજર ફેંકી.

આ જ વખતે ‘ સંધ્યા ’ પત્રનો એક રિપોર્ટર સવિતા બ્હેનનો ‘ ઇન્ટરવ્યુ ’ લેવા આવ્યો.

'બન્યું ! આ સેવાનાં કામ જ આવાં ! ઘડીય જંપ નહિ ! તમારા જેવા મિત્રો સાથે બે ઘડી બેસાય પણ નહિ.' સવિતા બોલી. પોલ અને મકરંદ સાંભળી રહ્યાં.

'તમે એમની સાથે વાત કરી લોને ? અમારે કંઇ ઉતાવળ નથી.' મકરંદે વિનય કર્યો. રિપોર્ટર કાગળ પેન્સીલ હાથમાં લઈ ખુરશીપર બેસી ગયો. સવિતા જરા અકળાવા લાગી.

'સવિતા બ્હેન ! હું તમને મહાત્માજીની પૂણ્યમય પ્રવૃત્તિની પ્રગતિની હકીકત પૂછવા આવ્યો છું.' કમબખ્ત રિપોર્ટર ત્રણ પખ્ખા વાપરીને શું કહેવા માગે છે તે સવિતા સમજી શકી નહિ.

'જુઓને ભાઈ ! હું તો અભણ છું. મારી પાસે તો બધું કુદરતી છે. મહાત્માજીના ઉપદેશને હું માથે ચઢાવું છું.' સવિતાએ મોહન-મંત્રો વેરવા માંડયા: 'ખાદીમાં આપણા દેશનો ઉદ્ધાર છે. ચરખામાં સંગીત છે, ચરખો ગરીબોનો જીવનગાળો છે, ચરખાથી સ્ત્રીઓના શિયળનું રક્ષણ થાય છે...'

'તે સવિતાબ્હેન ! હિન્દુસ્થાનના પતિરાજો કયાં મરવા પડયા છે કે ચરખો તેમની સ્ત્રીઓનું રક્ષણ કરે !' પોલ વચ્ચે બોલી.

'એ બ્હેન ! તમે ન સમજો. મહાત્માજી એમ જ કહે છે. ગઇ વખતના 'નવજીવન'માં એમ જ છે.' સવિતાએ અભંગ દલીલ કરી અને પોલ ચૂપ રહી.

'તમે ગોખલેજીની સંવત્સરી ઉજવવાનાં છો ?' રિપોર્ટરે પૂછ્યું.

'હા. એ મહાત્મા મારા બાપુજીના ગુરૂ હતા.'

'જનરલ સ્મટસ્ સાથે ગાંધીજીએ ગોખલેજીની સલાહથી કરેલા કરાર વિષે તમારો શો મત છે ?'

'ઇ બધું અમારા રિપોર્ટમાં લખેલું છે.' જનરલ સ્મટસ કયા દેશનું જનાવર છે તે ન સમજાવાથી સવિતાએ કહ્યું: 'તમને ઇન્ટરવ્યુ લેતાં જ આવડતો નથી. તમારે ત્યાંથી પેલા કલંદર આવે છે તે વધુ માથાકૂટ કરાવ્યા વિના મારા મનની બધી વાત સમજી જાય છે.'

' જી, મારામાં એટલી બધી અક્કલ નથી. મિ. કલંદર તો તમારા આગલા ભાષણને ' ઈન્ટરવ્યુ ' રૂપે દર મહિને છાપી મારે છે.'

' હા. હા. સત્ય તે સત્ય ! સત્યને સમયનો બાધ નડતો જ નથી.' એ આગલું ભાષણ કોઈ ' રસિક ચેલા' પાસે લખાવતાં સવિતાને કેવા કેવા અનુભવ થયા હતા તેનું સ્મરણ થવાથી તે બોલી ઉઠી.

' ગુજરાતમાં થર્મોપલીનું યુદ્ધ આરંભાય છે તેમાં તમે જશોને? '

' તમે શું બકો છો ? ગુજરાત થડમાંથી પોલી છે ?' સવિતા ખીજવાઈ.

' નહિ. નહિ. મને માફ કરો. બારડોલીને લોકો હમણાં થર્મોપલી કહે છે. તમે બારડોલીમાં યુદ્ધ કરવા જવાનાં છોને ? '

' નહિ. ત્યાંના દુબળાઓને મારી ખાદી ન પરવડે.' સવિતાથી બોલાઈ ગયું: ' નહિ. નહિ રિપોર્ટર ! જુઓ, હું એમ કહેવા માગતી હતી ! બળ્યું ! હું તો ભૂલી ગઈ. ચંદાબ્હેન ! તમે કહોને ! બારડોલીમાં સ્ત્રીઓ દેશની કેવી સેવા બજાવી શકે ?'...સવિતાએ દયામણી નજરે પોલ તરફ જોયું.

' વાહ ! તમે ભૂલી ગયાં ? બારડોલીમાં ગુજરાતણો ઘણું ઘણું કરી શકે એમ છે. બાવળના ઝાડ નીચે ઉભી રહી, આવળના ફૂલ સુંઘતી ગરવી ગુજરાતણો સાળુને પાલવડે પાલવડે પંખા નાખશે. બારડોલીમાં ' સેતાની સરકાર'ની ગોળીથી વીંધાઈ જતા પોતાના વ્હાલમને !...' પોલ વ્યંગ કરતી બોલી.

' હા; હા. લખી લો, એક શબ્દ પણ ના ભૂલતા. તમારા અધિપતિ મને ઓળખે છે.' સવિતા સમજ્યા વિના બોલી ઉઠી. મકરંદ જેમ તેમ હાસ્ય ખાળી રહ્યો.

' પછી એમ લખો કે બારડોલીમાં સવિતાબ્હેન ગુજરાતનું રાષ્ટ્રગીત ગવાડનારી સ્વયંસેવિકાઓની ટુકડી લઈ જનાર છે.

' આવે છે, બ્હેની આવે છે,
સ્વરાજ્યની દેવી આવે છે...'

આ ગીત અમે ગવરાવશું અને લડાઇનાં મેદાન ગજાવી મેલીશું.'

'બરાબર, બરાબર ! કેવું સુંદર રાષ્ટ્રગીત છે ? એ જોડનાર કવિએ ગળથુથીમાંથી જ ક્ષત્રાણિનું દુધ પીધું હશે ! ' પોલ ટહુકી:

'મકરંદ ! પેલા બંગાલીઓનું નમાલું રાષ્ટ્રગીત ગાને ! !

'હા. હા. ગાઓ મકરંદભાઇ ! જોઉં તો ખરી ! બંગાલમ. કેટલુંક પાણી છે ?'

. મકરંદે ખોંખારો માર્યો અને પ્રચંડ સ્વરે ગાવા માંડયું:

'બાંગ આમાર, જેનની આમાર
ધાત્રી આમાર, આમાર દેશ;
કેન ગો મા ! તોમી શોષ્ક વેદન
કેન ગો મા તોમી મોલીન વેશ:'

'શાહબાશ ! કેવી જ્વલંત દેશભક્તિ ?' રિપોર્ટર પ્રશંસાથી બોલી ઉઠયો.

'પણ એના કરતાં ય આપણું ગીત વધુ મધુરૂં છે.' સવિતા બોલી.

'મધુરૂં તો ખરૂં જ ! આપણે ત્યાં બધું મધુરૂં મધુરૂં જ છે... ' પોલ બોલી. ઇન્ટરવ્યુ પૂરો થયો. રિપોર્ટરે રજા લીધી.

'જુઓને ચંદાબ્હેન ! મારો તે કંઇ અવતાર છે ? પ્રજાની સેવા કરૂં છું. મહાત્માનું કહ્યું કરૂં છું. આપણા ભાઇઓને કેદમાંથી છોડાવવા ખાદી વેચું છું...'

'સવિતાબ્હેન ! તમે ખાદી વેચવા માંડી ત્યારથી સરકારે કેટલા કેદીઓને છોડી દીધા ?' મકરંદે પૂછ્યું.

'તેની મને ખબર નથી પણ લખમીદાસ ભાઇ કહેતા'તા કે સરકાર ધ્રુજી ગઇ છે.'

'હા. મનેય કાલે ખબર મળી હતી કે મુંબઇના ગવર્નર સર જ્યોર્જ લોઇડને રાતના ઉંઘ પણ આવતી નથી ! એ બિચારો

તમારી ખાદીના વેચાણથી એટલો બધો ગભરાઈ ગયો છે કે ચાર મહિનામાં એનું આઠ શેર વજન ઘટી ગયું !' મકરંદ બોલ્યો.

'એ બધો મહાત્માજીના તપનો પરચો ! મહાત્માજી તો ભગવાનના અવતાર છે, અવતાર ! એને દુભે તેનું સારું થાય જ નહિ.' સવિતાએ બ્રહ્મસત્ય કહ્યું.

'હા. હિન્દુસ્થાન તો પ્રભુની ભૂમિ ! ભગવાનને શેષનાગપર પડચા પડચા કંટાળો આવે ત્યારે તે હિન્દુસ્થાનમાં જ લટાર મારવા ઉતરી પડે છે...' પોલ બોલી.

'અને રૂકમણી, લક્ષ્મી, જાંબુવતી અને સત્યભામા' છાતી-માથા કૂટી નાખે તોપણ એકવાર હિન્દુસ્થાનમાં અવતાર લેવાનો વિચાર કર્યા પછી વિષ્ણુ ભગવાન વૈકુંઠમાં એક પળ પણ થોભતા નથી.' મકરંદે પૂર્તિ કરી.

'ભગવાનની આ દેશપર કૃપા છે. ત્યારે જ ભાઇ મહમદઅલી ને ભાઇ શૌકતઅલી જેવા ભીમસેન આપણને મળ્યા છેને ! આજે કેટલે વરસે હિંદમાં પાંચ પાંડવ પાકયા. મહાત્માજી તો ધર્મરાજા ! મહમદઅલી અર્જુન, શૌકતઅલી ભીમસેન—'

સહદેવ ને નકુલ કોણ ?

'મહાદેવભાઇ સહદેવ ને શંકરલાલ નકુલ એમ ગણી લોને ! વારુ, હવે એ વાત જવા દો ! ચંદાબ્હેન ? તમે ગોખલે જયંતિમાં આવશોને ?'

'હા. આવીશ તો ખરી !'

'કંઈ બોલશો ?'

'ના. ના. મને બોલતાં ન આવડે.'

'ઠીક ત્યારે ના બોલતાં ; પણ આવજો જરૂર હો !'

વાત આટલેથી પતી. પોલ અને મકરંદે રજા લીધી અને આ 'સમાજસેવિકા' ની દયા ખાતાં બન્ને ઘેર ગયાં.

## પ્રકરણ ૪૦ મું.

### તાજમહાલમાં.

સાંજે બરાબર સાતને ટકોરે **શ્રી**કાંતની મોટર આશ્રમના દરવાજા આગળ આવી ઉભી રહી અને **શ્રી**કાંત મલકાતે મુખડે **પોલની** સામે જઈ ઉભો. **પોલ** તૈયાર જ હતી. બન્ને હાથમાં હાથ લઈ દિવાનખાનાંમાંથી બહાર નીકળ્યાં. **શ્રી**કાંતે ગુલામ પેઠે મોટરનું દ્વાર ઉઘાડી પોલને અંદર બેસાડી અને પછી પોતે બેઠો. મોટર ચાલી.

'મિસ **ચં**દા ! ક્યાં જશું ?'

'તમે કહો ત્યાં.'

'તમે કહો ત્યાં ? તમે કહો તો **તાજમહાલ, ગ્રીન** કે **વૉટસન** હૉટલમાં જઇએ. તમે કહો તો એપોલો બંદરપરથી એકાદ હોડી લઇ સમુદ્રની લહેર ચાખીએ. તમારી ઇચ્છા હોય તો **મહાલક્ષ્મી** યા **વાલકેશ્વર**ના સમુદ્ર તટપર યા મારા બંગલામાં જઇએ.' મોટર ચાલતાં જ **શ્રી**કાંતની લુલીમાં વીજળી આવી. તે ગમે તે રીતે **પોલને** રાજી કરવા માગતો હતો. તે સહેજ ખસી **પોલની** સમીપ ગયો. **પોલ** આઘી ખસી.

તેઓ થોડેક દૂર ગયાં કે તરત **મકરંદ** આશ્રમની મોટરમાં તેમની પાછળ પડયો. તેણે **શ્રી**કાંતની મોટરની પાછળ પડવાનો શોફરને પ્રથમથી જ હુકમ આપી દીધો હતો.

'**ચં**દાબ્હેન ! તમે પરણ્યાં છો ?'

'પરણી હોઉં તો 'મિસ' ગણાઉં ખરી ?' **પોલ** હસી.

'હાહાહા! હું ભૂલી ગયો. કેટલીક સ્ત્રીઓ વિધવા હોવા છતાં પોતાને 'મિસ' ગણાવે છે એટલે...'

'એટલે તમે મને પણ એવી માની લીધી?'

'ના. ના. મને માફ કરો. તમે કુંવારાં છો તે જાણીને હું ઘણો જ ખુશ છું.'

'કેમ, તમે પરણ્યા નથી?'

'હું પરણ્યો તો છું પણ નહિ જેવો જ.'

'એમ કેમ?'

'એ વાત જ જવાદોને? દીલનાં દર્દ કોને કહેવાય? ચંદાબ્હેન! મારો આત્મા જ તમને ઝંખી રહ્યો હતો અને પ્રભુએ તમને મેળવી આપ્યાં, મને સમાજસેવા કરવાની કેટલી હોંસ છે તે મારૂં મન જાણે છે. આજ સુધી મને કોઇ સાચી સહચરી જ નહોતી મળી—...'

'તમારી સ્ત્રી—'

'અરે એનું નામ બાળોને! એને તે કંઇ અક્કલ છે! એ ન સમજે કલાપી, ન સમજે હાફેઝ, ન સમજે ચંદની કે ન સમજે વસંત! શ્રીકાંતે નિસાસો નાખ્યો.

'ત્યારે શું સમજે?'

'કંઇ જ ન સમજે. મારા હૈયાની હોળી જ કરવાનું સમજે!'

'તમારા હૈયાની દીવાળી ઉજવતાં એને તમે કેમ શીખવતા નથી?' પોલે પૂછ્યું.

'શું શીખવું મારૂં કપાળ! એ કંઇ તમારા જેવી રસિક છે? જુઓને, તમારા વાળમાં, તમારી સાડીમાં, તમારા હલનચલનમાં, તમારા હસ્તના મરોડમાં, અરે! તમારા અંગ પ્રત્યંગમાં કલા કલા અને કલા જ નજરે પડે છે...'

'તમારી પત્ની બેડોળ છે?'

‘ ના. પણ તેનામાં કળા નથી.’

‘ કળા એટલે શું ? ’

‘ વાહ ! તમેય કેવો પ્રશ્ન પૂછો છો ? કળા એટલે નિઃસર્ગનો આનંદ. આત્માનાં ખેલન, હૃદયનાં ડોલન ! સ્વર્ગના દેવોસમું જીવન જીવવાની રીત તે કળા ! ’

‘ એ કળા જોવા માટે તમે એકાદવાર સ્વર્ગમાં આંટો મારી આવ્યા લાગો છો ! ’

‘ ના. ના. પણ કવિઓ એવું જ કહે છે.’

‘ અને કવિઓ તમને નચાવે છે તેમ તમે નાચો છો.’

‘ કેમકે એમાં જ મઝા છે, મસ્તી છે.’

‘ અને મોત પણ છે.’

‘ એવું મોત પણ મને પ્યારૂં છે.’

‘ વાહ ! તમેય મસ્ત સુફી લાગો છો ! ’

શ્રીકાંત ફરી તેની નજીક ખસ્યો.

‘ આપણે કયાં જઇએ છીએ ? ’

‘ તાજમાં ’ શ્રીકાંત બોલ્યો.

થોડીવારમાં મોટર તાજમહાલ હોટલ આગળ જઇ ઉભી રહી. પોલ અને શ્રીકાંત હોટલમાં દાખલ થયાં અને એક ભવ્ય દિવાનખાનામાં જઇ બેઠાં. તાજમહાલની શોભા અપૂર્વ હતી. સુંદર ટેબલોની આસપાસ મુલાયમ ગાદીવાળી ખુરશીઓ શોભી રહી હતી. વીજળીની અસંખ્ય બત્તીઓના પ્રકાશથી રાત્રિનો અંધકાર નષ્ટ થઈ ગયો હતો. એક બાજુ બેન્ડ વાગતું હતું અને કેટલાંક પારસી અને યુરોપીઅન યુગલો નૃત્ય કરતાં હતાં. કેટલાક ગોરાઓ પોતાની સખીઓ સાથે હર્ષથી વાતો કરતા વ્હિસકીના ગ્લાસ ઉડાવતા હતા. કોઈ ઉ

વામાં સીગારનો ધુમાડો કાઢતા હતા. તાજની સહેલ કરતી લગભગ બધી રમણીઓ જાણે સુંદરતાના પ્રદર્શનમાં હરિફાઇ કરવાને આવી હોયની તેમ પોતાનું સૌન્દર્ય બતાવવામાં એકબીજી સાથે સ્પર્ધા કરતી હતી. ખાસ યુનીફોર્મમાં સજ્જ થયેલા વેટરો મહેમાનોનો હુકમ બજાવવાને ખડા હતા.

શ્રીકાંત અને પોલ બેસતાં જ એક વેટર સલામ કરીને શ્રીકાંતની સામે ઉભો રહ્યો. શ્રીકાંતે હસીને પોલ તરફ જોયું.

'તમે શેમ્પેન લેશો કે હૉક?' શ્રીકાંતે પૂછ્યું.

'હું આઇસ્ક્રીમ જ લઇશ.' પોલે જવાબ વાળ્યો.

'નહિ. નહિ. જરા શેમ્પેન લેશો તો મસ્તી આવશે.'

'મારે મસ્તી નથી જોઇતીને!'

'એમ તે ચાલે? તમારા જેવાં રસિકો શેમ્પેન ન ચાખે તે બને ખરૂં?'

'તમે ગમે તે લો—હું આઇસ્ક્રીમ જ લઇશ.' પોલ મક્કમ સ્વરે બોલી. શ્રીકાંત ઢીલો પડયો—જરા કચવાયો.

'દેખો વેટર! એક પેગ વ્હીસ્કી ઔર એક આઇસ્ક્રીમ લાવો!' તેણે ઓર્ડર આપ્યો. વેટરે તરત હુકમનો અમલ કર્યો.

'તમે શરાબ પીઓ છો?' આઈસ્ક્રીમની એક ચમચી મ્હોંમાં નાખતી પોલે મસ્તીભરી અદાથી પૂછ્યું.

'હા. જરા-જરા—'

'તમે તો દારૂ નિષેધક મંડળના પ્રમુખ છોને!'

'હા. તેથી શું?'

'તમારાથી દારૂ પીવાય?'

'અરે ચંદાબ્હેન! એમ સાધુ થઈ જઇએ તો જીવાય નહિ જીવાય—સમજ્યાં! તમારે ત્યાં તે દહાડે આવ્યા હતા એ બધાય મારા

જેવા જ છે. પેલા જસુભાઇ પીકેટીંગ માટે મારવાડી વિદ્યાલય ગજાવી મેલે છે; પણ તેમના પેટમાં રોજ બે બાટલી દારૂ હોમાય છે ! એમની પીકેટીંગ પાર્ટીના કેપ્ટનને ત્રણ પેગ ગળે ઢીંચ્યા વિના ગરીબ પ્રજાને દારૂની બદીમાંથી બચાવી લેવાની ધગશ જ ઉપજતી નથી ! પેલો કનૈયો ને નીશાનાથ બારે ગાંઠ પૂરા છે. પેલા નગીનદાસ દીવેલીઆથી મદ્ય ને મટન વિના એક આખ્યાન પૂરૂં થતું નથી ને પેલા સનાતની શાસ્ત્રીજી વ્હિસકીની આરાધના કર્યા પહેલાં કોઇપણ યજ્ઞમાં નવગ્રહોનું આવાહન કરી શક્તા નથી ! '

' ત્યારે શરાબની મહત્તા કંઈ ઔર જ હોવી જોઇએ.'

' ઔર હોવી જોઇએ ' નહિ–છે જ. શરાબની ગુલાબી કેફમાંથી વક્તાનું વક્તવ્ય ઝળકે છે, કવિને પ્રેરણા મળે છે, પ્રેમીને શરાબની પ્યાલીમાં પ્રિયતમાનાં દર્શન થાય છે અને ભક્તોને આ જ શરાબની ઘેરી નીશા પરમાત્મા સાથે એક તાર કરી દે છે. એટલા માટે જ મેં તમને શેમ્પેન લેવાનો આગ્રહ કર્યો હતો. પણ તમે માનતાં નથી, એટલે લાચાર ! ' શ્રીકાંત બેત્રણ પ્યાલી પેટમાં જવાથી ખીલી ગયો હતો.

'તમે માઠું ન લગાડો ! મને શેમ્પેનનો શોખ નથી.'

' તો હૉક લો–કલેરેટ લો–પોર્ટ લો–ગમે તે ઓર્ડર કરો ! તમારો સેવક તમારે માટે લાખો રૂપીઆ ખર્ચવાને તૈયાર છે.'

' ભલે, તમે રાજી થતા હો તો શેમ્પન મંગાવો.'

' થેંક્યું, થેંક્યું, માઇ ડીયર ! ધેર્સ એ નાઇસ ગર્લ ! ' શ્રીકાંત બબડયો અને તેણે પોતાનું ગ્લાસ ભરાવી પોલ માટે શેમ્પેન મંગાવ્યો.'

' તમે અહીં ડીનર લેશોને ? ' શ્રીકાંતે પૂછ્યું.

' હા. '

'પછી આપણે જરસી ફરવા જઈશું.'

'મોડું થઈ જશે.'

'તેથી શું ? તમને કોઈની દરકાર છે ?'

'જરાય નહિ.'

'બસ. આજે મારે મન સોનાનો સુરજ ઉગ્યો છે ! તારાથી થાય તેટલી લહેર કર. વ્હાલી !' શ્રીકાંતની જીભ એક કદમ આગળ વધી. પોલ તે માટે સાવધ જ હતી.

'તમારી પત્ની તમારી રાહ જોશે ને ?'

'જહન્નમમાં ગયું એ ડોબું ! મને તેની દરકાર નથી. મને તો તારા જેવી અપ-ટુ-ડેટ સુધરેલી સુંદરીનો પ્રેમ જોઇએ છે ! ચંદા ! મારી વ્હાલી ચંદા ! તું મારી થશે ? હું તારા પ્રેમ માટે ટળવળી રહ્યો છું. મેં તને જોઈ ત્યારથી જ તું મારા જીગરમાં જડાઇ ગઇ છે. તારા વિના મને જીવન ખારૂં ઝેર જેવું લાગે છે !' શ્રીકાંતે ચંદાનો પ્રેમ સ્વીકારવાની તૈયારી જાહેર કરી.

ઝેર ખારૂં હોય કે કડવું ? હજુ મેં ઝેરનો સ્વાદ ચાખ્યો નથી ! તમે કોઇ દિવસ તેનો સ્વાદ લીધો હતો ?' પોલે હસીને ટકોર કરી.

'તું મશ્કરી ના કર. મારા દીલમાં શું થાય છે તે તું જાણે છે ? જો હૃદય ચીરી બતાવાતું હોત તો હું તને બતાવી આપત કે આ જીગરમાં તારી જ મધુર મૂર્તિ આલેખાઇ રહી છે !'

'અફસોસની વાત છે કે જીગર ચીરી બતાવવાની કલા શીખવવાને આજે હનુમાન આ દુનિયામાં નથી !'

'વાહ ! વ્હાલી ! વાહ ! તું બોલે છે ને ત્યારે જાણે મધુર બંસરી જ વાગતી હોય એમ મને લાગે છે...' વેટર ! ઔર દો પેગ દો !'

'અચ્છા સાબ !' કહી વેટરે **શ્રી**કાંતની પ્યાલીમાં બે પેગ નાખી સોડા ભર્યા.

'**ચં**દા ! આજે મારે ત્યાં જ ચાલને !'

'નહિ. લોકોને ખબર પડી જાય !'

'બરાબર ! બરાબર ! સાળા લોકો ઘણા ખરાબ છે. છાપાવાળાઓ સાળા મારા પૈસા ખાય છે તેથી મારી પોલ ખોલતા નથી.' કહી **શ્રી**કાંતે **પોલ**નો હાથ પકડ્યો, બીજા સહેલાણીઓ પોતપોતાની જગાએ વાર્તાલાપમાં મશગુલ હતા. **મ**કરંદ પણ આ સમયે ત્યાં આવી થોડેક દૂર આઇસ્ક્રીમ ખાતો બેઠો હતો. અને તેણે નાના કેમેરાનો 'ફોકસ' બરાબર ગોઠવી રાખ્યો હતો.

'**ચં**દા ! વ્હાલી **ચં**દા' ! **શ્રી**કાંત વધુ ખીલ્યો. હું તારાપર પાગલ થયો છું. હું તારો પ્રેમ માગું છું. બોલ, બોલ, વ્હાલી ! આ દાસને સ્વીકારશે ?' તે કોઈની–દરકાર કર્યા વિના દારૂની ઝુમમાં ઘુંટણીએ પડ્યો. સારે નસીબે **મ**કરંદ શિવાય કોઇની નજર તેનાપર ન પડી. **શ્રી**કાંત ઘુંટણીએ પડતાં જ **મ**કરંદે તેનો ફોટો લઇ લીધો. **પો**લે સફાઇથી પાછળ જોઈ **મ**કરંદને જોઈ લીધો અને **મ**કરંદે ઇશારો કરી કેમેરા છુપાવી દીધો.

'મિ. **શ્રી**કાંત, સીધા બેસો. આ તાજમહાલ હોટલ છે. ફરવા જવું છે ને ?'

'હા, હા, મારી ભૂલ થઈ. મને માફ કરજો.' દારૂડીઓ **પો**લથી દબાયો અને ખુરશીપર ડાહ્યો થઇ બેસી ગયો.

'બોય ! એક પેગ દો !' **શ્રી**કાંતે જાણે ઓછો નીશો થયો હોય તેમ ઓર્ડર આપ્યો. તેનું ગ્લાસ પુનઃ ભરાયું.

'હલ્લો મિસ **ચં**દા ! **you seem to be on a lark** !* **શ્રી**કાંત ગળે ગ્લાસ માંડતો હતો એટલામાં **જ**સુભાઇ ત્યાં અચાનક આવી લાગ્યા અને તેણે **ચં**દા તરફ હાથ લંબાવી કહ્યું:—'

---

* તમે મોજ કરવા નીકળ્યાં લાગો છો !

'કોણ છે ? ત–ત–તમે–જસુભાઈ ! અહિંયાં ?' શ્રીકાંત લથડતી જબાને બોલ્યો અને જસુભાઇને મનમાં ગાળો દેવા લાગ્યો.

'વેલ મિસ ચંદા ! હરકત ન હોય તો મારી સાથે પધારશો ? હું સરકારી અમલદારો સાથે તમારી પિછાન કરાવું.' જસુભાઇએ શ્રીકાંતની લેશમાત્ર દરકાર કર્યા વિના પોલને કહ્યું.

'મને કંઇ હરકત નથી.'

'બૉય ! બૉય ! બીલ લે જાઓ.' જાણે પોતાને લીધા વિના પોલ ચાલી જશે એવા ભયથી શ્રીકાંત બરાડયો. વેટરે બાર રૂપી-આનું બીલ આપ્યું. શ્રીકાંતે પોતાની શ્રીમંતાઇથી પોલને આંજી નાખવા માટે દશ દશની બે નોટો આપી કહ્યું: 'Pay the bill and keep the change.'*

'થેંકયુ સર !' નામના પગારે 'ટીપ'થી જ મોટી કમાણી કરનારો વેટર ઝુકીને સલામ બોલ્યો અને શ્રીકાંત, જસુભાઇ તથા પોલની સાથે જવા તૈયાર થયો.

'તમે કયાં આવો છો ?' જસુભાઇએ અમલદારી તોર બતાવ્યો.

'કેમ ?'

'You go home. You are too tipsy to accompany a lady.×

કોણ જાણે કેમ, શ્રીકાંત જસુભાઈથી ડઘાઇ ગયો. તેણે પોલ તરફ કરૂણ નજર કરી. પણ પોલ તેની બલા પતાવવાને આતુર હોવાથી કંઇ જ ન બોલી. લાચારીથી શ્રીકાંત પૈસાનું પાણી કરી વીલે મોઢે દાદર ઉતરી ગયો.

---

* બીલ ચૂકવી બાકીના પૈસા તું લઈ લે.

× તમે ઘેર જાઓ, તમે એટલો બધો ઢીંચ્યો છે કે તમે કુલીન સ્ત્રી સાથે આવવાને નાલાયક છો.

## પ્રકરણ ૪૧ મું.

### તમાચો પડયો !

મદભર્યાં ડગલાં ભરતી પોલ જસુભાઇ સાથે બેત્રણ દિવાનખાનાં પસાર કરી એક ભવ્ય દિવાનખાનામાં આવી પહોંચી. જસુભાઇ મુત્સદીગીરીનો ખ્યાલ આપવા તદન ધીમાં ગૌરવભર્યાં ડગલાં ભરતા હતા અને વારેવારે પોતાની લાંબી દાઢીપર હાથ ફેરવી એ દાઢીની કિંમતની મનમાં ગણત્રી કરતા હતા.

દિવાનખાનામાં અનેક યુરોપીઅન નરનારીઓ બેસીને મોજ કરતાં હતાં. પુરૂષો શરાબ પીતા હતા, કેટલીક સ્ત્રીઓ પણ શેમ્પેન અને શેરી ઉડાવી ઇજીપ્શીઅન સીગરેટના ધુમાડા કાઢતી હતી. અહિં સૌન્દર્યનું બજાર ભરાયું હતું. દરેક સ્ત્રી એકબીજીના રૂપ સાથે સ્પર્ધા કરતી હતી. પગની ચામડી જેવાં રંગનાં મોજાં બધીએ પહેર્યાં હતાં અને નાજુક કદમમાં ઉંચી એડીના કિંમતી બુટ શોભતા હતા. તેમના ઘાઘરા ઘુંટણુથીય કંઇક ઉંચા ગયલા હતા. મોહક ઉર-પ્રદેશ અને આખીય ગરદન સ્પષ્ટ રીતે દેખાય એવાં મુલાયમ રંગ-બેરંગી રેશમી વસ્ત્રોથી એ રમણીઓ શોભતી હતી. સઘળીનાં માથાં ખુલ્લાં હતાં અને વાળની રચના વિધવિધ રીતે કરવામાં આવી હતી. પણ કેટલીક લલનાઓએ વાળ કપાવી નાખ્યા હતા. પઠાણો અથવા નાયકણીઓના સારંગીવાળાઓ કપાવે છે એવી રીતે કેટલીક ગોરી લલનાઓએ ગરદનપરના વાળપર અસ્ત્રા ફેરવાવ્યા હતા અને તેથી તેમનું સૌન્દર્ય કંઇક બગડી ગયું હતું ! આ સ્ત્રીઓ પુરૂષોના જેવા જ હક્ક ભોગવવા માટે તેમના નૈસર્ગિક વાળની સુંદ-રતા બગાડી નાખતી હતી. જાણે લાંબા વાળ પણ તેમને માથે પુરૂ-

પોતે જ લાઘા હોયની એમ માનીને તેઓ હજામના સંસર્ગની શોખીન થઈ હતી !

આ જમેલામાં મી. જસુભાઈ પોલને લઈ આવ્યા. સઘળાઓની નજર તરત પોલપર ચોંટી. ગોરા પુરૂષો–પોલના નૈસર્ગિક લાવણ્યથી મુગ્ધ થઈ ગયા. તેમને જસુભાઈ જેવા ખચ્ચરની સાથે આ દેવાંગના ઉભી રહે તે ન ગમ્યું.

‘ મિ. રોબર્ટસન ! This is miss Chanda; Editoress of ‘ Samaj,’ a weekly social journal of most progressive views ! ’ જસુભાઇએ રોબર્ટસન સાથે પોલની ઓળખાણ કરાવી: ‘ મિ૦ રોબર્ટસન સરકારી અમલદાર છે. ગવર્નર–ઇન–કાઉન્સીલમાં તેમનું માન ઘણું છે.’

‘ Very glad to see you ! ’ કહી પોલે રોબર્ટસન તરફ હાથ લંબાવ્યો. રોબર્ટસને સભ્યતાથી તેની સાથે શેકહેંડ કરી. તે પછી રોબર્ટસને જ બીજા અંગ્રેજો અને મડમો સાથે પોલની પિછાન કરાવી. પોલ માટે શેમ્પેનનો ઓર્ડર થયો અને પાર્ટી વાતે વળગી.

‘ Miss Chanda will thank you mr. Robertson ! if you will be pleased to give official advertisement in Samaj......’ જસુભાઇએ પોલને આભાર નીચે લેવા વાત છેડી.

‘ Yon send your appication officialy. Will you ? ’ રોબર્ટસને જસુભાઈ તરફ જોયા વિના જ પોલને કહ્યું.

‘ Yes Thank you.’ પોલે વિનય કર્યો. રોબર્ટસને પોલ સાથે વિધવાવિવાહ, અંત્યજોદ્ધાર, અસહકાર, સ્વરાજપક્ષ, સ્ત્રીસન્માન વિગેરે વિગેરે અનેક જાહેર પ્રશ્નોની ચર્ચા કરી, પણ એ વીર અંગ્રેજે, પોલ સાથે જરા પણ અણઘટતી છૂટ ન લીધી. અરધો

કલાક થઇ ગયો. જસુભાઈ અકળાયો. કેમકે તેનું કોઈ નામ જ દેતું ન હતું.

ઘડીઆળમાં અગીઆરના ટકોરા થયા અને બધા સહેલાણીઓ વિદાય થવા લાગ્યા. રોબર્ટસન અને બીજાં અંગ્રેજ નરનારીઓએ પોલની સભ્યતાપૂર્વક રજા લીધી. જસુભાઈ સાથે પોલ હોટલમાંથી નીચે ઉતરી અને જસુભાઈની ટેક્ષી તરત તેમની પાસે આવી ઉભી રહી.

'ક્યાં જશું ?'

'હાજીઅલી ! આવશોને ?'

'હા. ચાલોને !'

ટેક્ષી ઉપડી. મકરંદની જાસુસી ચાલુ જ હતી. તેણે બીજી ટેક્ષી પાછળ દોડાવી.

'જુઓને મિસ ચંદા ! મેં તો દેશ માટે ભેખ લીધો છે—ભગવાં પહેર્યાં છે.' જસુભાઇએ વાત શરૂ કરી.

'જી' પોલે ટાપસી પૂરી.

'યુવાનીથી જ મને સેવાની લગની લાગી હતી. મુત્સદીગિરી અમારા બાપદાદાની રમત ગણાય છે. મારે નામે સરકારી અમલદારો ધ્રુજે છે.'

'તે તો હોટલમાં તેમના થરથર થતા શરીરપરથી સિદ્ધ થઈ જતું હતું.' પોલે વ્યંગ કર્યો.

'તમે માનતાં નથી, પણ હું સાચું જ કહું છું. મારી નજરે તેઓ શાંત હોવાનો ડોળ કરતા હતા. પણ તેમના અંતરમાં મારા વ્યુહથી ભડકા બળતા હશે !'

'કયો વ્યુહ ?'

'ધારાસભાનો ! ધારાસભામાં હું ધારૂં તો સરકાર હારે ને હું ધારૂં તો સરકાર જીતે !'

'એટલે ?'

'એટલે મારી એક મીડલ પાર્ટી છે ! એ પાર્ટીના વોટીંગપર હારજીતનો આધાર રહે છે.'

'હં ! તમને જો સરકાર મનાવી લે તો તમે સરકારને પડખે મત આપો ખરૂંને ?'

'હા. હવે સમજ્યાં તે ખરૂં. જુઓને ! હું તમને મારાં જ ગણું છું એટલે તમને બધી બાજી પઢાવી દઈશ.' જસુભાઇ જરા નજીક આવ્યા. પોલ કાંઈ ન બોલી.

'હું અસહકારી છું, બંડખોર છું, એનારકીસ્ટ છું, લીબરલ છું, સ્વરાજીસ્ટ છું, મોડરેટ છું, દારૂ નિષેધક છું...'

'વિગેરે વિગેરે; ઇત્યાદી ઈત્યાદી તમે ઘણું છો ' પોલ મધુર ઘંટડી જેવું હસી પડી.

'અહા ! તમારૂં હાસ્ય કેવું મધુર છે ! ચાંદા ! તમે મારાં થશો તો હું તમને જાહેર જીવનમાં દેવી તરીકે પૂજાવીશ.'

'પેલી હિમાલયની દેવી પેઠે !'

'ના. ના, તે તો વેશ્યા હતી અને એ ઢોંગી શાસ્ત્રાનાથ લોકોને બનાવવા તેને દેવી બનાવી લાવ્યો હતો.'

'એ ધાર્મિક દેવી; અને તમે મને રાજદ્વારી દેવી બનાવવાની વાત કરો છો. એક રીતે બેઉ સરખી !'

'ના. ના. હવે ધર્મનું માન રહ્યું નથી એટલે ધાર્મિક ક્ષેત્રમાં મઝા નથી. હવે તો રાજદ્વારી અખાડામાં ખેલી પ્રજાને પૈસે અમનચમન કરી મહાન દેશભક્ત ગણાવાનો જમાનો છે.'

'એ દંભ અને લુચ્ચાઈ નહિ તો શું ?' પોલ જરા કરડી થઈ.

'મિસ ચાંદા ! તમે નાદાન છો એટલે આવી વાત કરો છો. જગતનો આધાર દંભપર છે. દુનિયામાં ઈશ્વરે જે મુરખાઓ બનાવ્યા

છે તે અમારા જેવાના વિલાસ અને રંગરાગ માટે ! જુઓ, હું શરાબ પીઉં છું, શુદ્ધ વિદેશી વસ્ત્રો પહેરૂં છું, સરકારી લૉબીમાં મત આપું છું, સરકારી મહેલમાં શેમ્પેન અને હૉક ઉડાવું છું. છતાં મારી દેશભક્તિની ગાથા ગાતાં વર્તમાનપત્રો થાકતાં નથી. હું દિ-લ્હીથી મુંબઇ આવું છું તો મારા સાગરીતો મારૂં સરઘસ કાઢવાની અગાઉથી જ ગોઠવણ કરી રાખે છે અને હું તે વખતે શુદ્ધ ખાદીમાં સજ્જ થઇ ફુલના હારો પહેરી લોકોનાં નમન સ્વીકારતો રાજા જેવું માન મેળવું છું.'

' આવું સદ્‌ભાગ્ય બધાનું હોતું નથી.'

' એમાં સદ્‌ભાગ્ય જેવું કશું જ નથી. તમે ધારો તો તમે પણ મહાન દેશભક્ત દેવી થઈ શકો.'

' શી રીતે ? '

' તમે મારાં શિષ્યા થાઓ ! હું તમને રાજદ્વારી મંત્રો ભણા-વીશ. આહ ! મિસ ચંદા ! તમારા હાથ ઘણા જ કોમળ અને મુલાયમ છે હો ! ' જસુભાઇએ પોલનો હાથ પકડયો.

' રાજદ્વારી મંત્રોને મારા હાથની મુલાયમતા સાથે કંઇ સં-બંધ છે ખરો ? ' પોલ હાથ ખૂંચવી લઈ બોલી. જસુભાઇને લાલ પાણી બહારની હવાને પ્રતાપે ચઢતું જતું હતું.

' સંબંધ ! ઘણો જ સંબંધ છે ! તમે મારા જીગરમાં વસી ગયાં છો.

' હં; જીગરમાં તો હમણાં શરાબ પડયો છે. મારે રહેવા માટે તેમાં તસુભર જગ્યા નથી.'

' આહા ! તમે વિદ્વાન છો. રસિક છો. તમને મારાથી ન પુગાય. હું મુંબઈ સરકારના હોમ મેમ્બરને ઘડીમાં હરાવી નાખું. પણ તમે ? તમે—તમે તો મારાં વિજયી દેવી છો.'

આ વખતે હાજીઅલી આવી લાગ્યું અને મોટર ઉભી રહી. ત્યાં ઘણી મોટરો થોડે થોડે અંતરે ઉભી હતી અને મોટરના શોફરો પોતપોતાની મોટર છોડી બે ત્રણ જણનાં ટોળાં કરી ગપ્પાં મારતા હતા. દરેક મોટરમાં એક એક યુગલ ગમે તેવા નિર્લજ ચાળા કરી રહ્યું હતું. જસુભાઈની મોટર ઉભી રાખી શોફર ચાલ્યો ગયો. તેનાથી થોડે દુર મકરંદની મોટર પણ ઉભી રહી.

ચંદા ! હું તને ચાહું છું.' એકાંત મળતાં જસુભાઇએ કહ્યું.

' તો ચાહો–તમારૂં પેટ ભરાય તેટલી ચાહો ' પોલ હસી.

' આવ, વ્હાલી ! આવ. તારા શબ્દો સાંભળી મારા હૃદયમાં આનંદની ભરતી આવે છે.'

' અરે હમણાં ઓટનો સમય છે. દરીઆનાં પાણી પાછાં વળી ગયાં છે તે આંધળો પણ જોઈ શકે છે. તો તમને ભરતી કયાં જણાઇ ? '

' મારા દીલમાં ! વ્હાલી ! મારા દીલમાં ! કહી જસુભાઇએ પોલને બગલમાં લેવા માટે કોશેશ કરી અને તે જ પળે પોલે જમણા હાથે જસુભાઇના ડાબા ગાલપર જોરથી તમાચો લગાવી દીધો.

એ જ પળે પાઉડર સળગ્યો ! જરા ભડકો થયો ! એ શું ? મકરંદે જસુભાઇ અને પોલની લીલાનો ફ્લેશ લાઈટથી ફોટો લીધો હતો પણ ગાલ પંપાળતા જસુભાઇ તે જોઈ શકયા નહિ.

' આ શું ? પોલ ! '

'તારા પાપનું ફળ.'

' મારૂં અપમાન ! '

' અરે બુઢ્ઢા ખચ્ચર ! હવે જીંદગીની સાંજે તો કંઈ સતકર્મ કરી લે.'

' રાંડ ! તું મને બનાવી ગઈ. પણ હું તને છોડવાનો નથી.'

'વાહ બહાદુર ! આવતો ખરો ! તારે જોવી હોય તો એ મઝા પણ જોઇ લે !'

જસુભાઇ પાગલ બન્યો. તેણે જોસથી પોલનો હાથ પકડી તેને પોતાની પાસે ખેંચી. પોલ તરફડવા લાગી. જસુભાઇ તેને ચુમી લેવા વાંકો વળ્યો પણ એ જ પળે મકરંદ તેનાપર કૂદી પડયો અને તેને બેચાર તમાચા મારી અલગ કરી દીધો. પોલ હસતી હસતી મોટરમાંથી ઉતરી બાજુએ ઉભી રહી. જસુભાઇનો શોફર દોડી આવ્યો.

• 'કયા હૈ ! કયા હૈ !'

'શોફર એ સાલેકો મારો !'

'ખબરદાર શોફર ! જો ગડબડ કરશે તો પોલિસને આપી દઇશ.' મકરંદ ગર્જ્યો. શોફર લફરૂં કરવા માગતો જ ન્હોતો. તે ચુપ ઉભો રહ્યો. જસુભાઇ ભોંઠો પડયો.

'ચાલ, ચાલ, જલદી ઘેર ચાલ.' તેણે વીલે મ્હોડે શોફરને કહ્યું.

પોલ અને મકરંદ પોતાની મોટરમાં જઇ બેઠાં.

'જસુભાઇ આવજો ! મારા પત્રમાં જરૂર કંઇ દેશભક્તિનું લખાણ લખી મોકલજો હો !' પોલે તિરસ્કારયુક્ત સ્વરે મોટેથી કહ્યું અને જસુભાઇની મોટર વીજળીક વેગે પસાર થઇ ગઇ.

## પ્રકરણ ૪૨ મું.

### પશ્ચાતાપ.

જયા ઇન્દુના નામનો જાપ જપતી દિવસો ગણતી હતી. તેને એક એક દિવસ એક એક યુગ જેવડો લાંબો લાગતો હતો. તે આશ્રમના મીઠા વાતાવરણમાં હતી. ભાનુમતિ અને કુસુમ, પોલ અને મકરંદ તેના જખમી જીગરને આરામ આપવાને આભ અવનિ એક કરી નાખતાં હતાં પણ જયા જળ વિનાની માછલી પેઠે તરફડતી હતી. જુવાનીના આરંભમાં યૌવનના વિધવિધ લ્હાવા લેવાને બદલે એ બિચારીએ અતિશય દુઃખો સહ્યાં હતાં. તેને તેના માતપિતાને ત્યાં પણ આશરો મળ્યો ન્હોતો. હર્ષદરાયે એક જુલ્મી નાતના ઝારશાહી ઠરાવને નમી જઈ જયા જેવી દેવાંગનાને હાંકી કાઢી હતી, તેની માતા તો તેની સાતે જન્મની દુશ્મન જ થઇ બેઠી હતી. જયા ફરીથી કાંતિલાલને પાલઘરના સ્ટેશનપર છોડી ગઇ એ બીનાની ખબર મળતાં જ સુમિત્રાએ જીવતાં જીવત દીકરીના નામનું નાહી નાખ્યું હતું અને હવે જયાને રૌરવ નર્કમાં નાખવાની તેના મહાપ્રભુજીને અરજ કરી હતી. કાંતિલાલ બીજીવાર કોર્ટમાં જીતી આવ્યો તેથી તેની મા જીવકોર ડોશી જરા મલકાઇ હતી પણ તેને ' જયા વહુ 'પર રાજ કરવાનો મોકો ન મળવાથી તે ' કળિયુગ ' આવેલો સમજી પાછી સુરત ચાલી ગઇ હતી. ઇન્દુ કેદમાં ગયો તેથી કાંતિલાલને પ્રથમ એક જાતનો સંતોષ થયો પણ તે પછી તેની આંખો સામેના પડળ ઉઘડવા લાગ્યાં. તેને પોતાનો દંભ, પોતાની હઠીલાઈ, પોતાની મૂર્ખતા સમજાવા લાગ્યાં. તે જયાની મહત્તા હવે સમજ્યો. જયાનું દીલ વ્હાલથી જીતી લેવાને બદલે તેણે તેની સાથે સખ્તાઇ ચલાવી માટે જ જયાનો તેજસ્વી આત્મા બંડ ઉઠાવી બેઠો અને જયા તેના હાથમાંથી ચાલી ગઇ. જયા-

પર જો તેણે પાશવ હલ્લા કર્યા ન હોત તો જયા કદિપણ ઇન્દુલાલને ત્યાં નાસી જાત નહિ એવી કાંતિલાલની હવે જ ખાત્રી થઈ. જયાને વશ કરવાની ધૂનમાં તે પાયમાલ થઈ ગયો હતો. તેના બાપદાદાની કમાણી કોર્ટમાં ખલાસ થઇ ગઇ હતી, અને ચાલુ ચિંતા તથા ખરાબ સંગતથી તેની તબીયત લથડી ગઇ હતી. ઇન્દુ કેદમાં ગયો તે પછી બે ચાર દિવસ બાદ તેની માંદગી વધી ગઇ હતી અને તે એકલો અટુલો પોતાની નાની ઓરડીમાં બિછાને પડયો હતો. તેની મા તેની પાસે નહોતી. તેના સ્વાર્થી મિત્રો પણ તેને તજી ગયા હતા; જ્યાંસુધી કાંતિલાલ તેમનું સ્વાગત કરતો, તેમને ' એનેસી' કે 'વ્હીસકી' પાતો ત્યાંસુધી કનૈયા કે નીશાનાથને તેના વિના એક દિવસ પણ ચાલતું નહોતું. જયા કાંતિલાલના ઘરમાં હતી ત્યારે તો એ ' વફાદાર' મિત્રોને ઘડી ઘડીમાં કાંતિલાલની ખબર કાઢવાનું મન થઈ આવતું. પણ જયાનું મોહક મુખડું કાંતિની ખોલીમાંથી અદ્રશ્ય થઇ ગયા પછી તેઓની ' વફાદારી 'નો ઘેરો રંગ ધીમે ધીમે ઝાંખો થતો ગયો અને આજે કાંતિલાલ માંદગીને બિછાને પડયો હતો ત્યારે તેને પાણીનો પ્યાલો પૂછવા આવવાની પણ કોઇને ' ફુરસદ ' ન્હોતી. મનુષ્યને આફતમાં એકાંતમાં વિચાર કરતાં જ સારાસાર સમજાય છે. કાંતિલાલને પણ પોતાની ભૂલો સમજાઈ. તેને પોતે જયા સાથે ચલાવેલું ગેરવર્તન સાલવા લાગ્યું. જયા જેવી સ્વર્ગની દેવીને સતાવવા માટે તેને પોતાની જાત ગુનેહગાર જણાઇ અને તે ગમે તે રીતે પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવાને તૈયાર થયો.

તેના પૈસા અદાલતમાં હોમાઇ ગયા હતા. જયાને જીતવાની ધૂનમાં તેણે પાણી પેઠે પૈસા વેડફી નાખ્યા હતા. નીશાનાથે કેસ જીતવા માટે તેને નામાંકિત વકીલો રોકવાની સલાહ આપી હતી અને વકીલોને આંગણે કાંતિલાલની આખી તિજોરી ખાલી થઈ ગઇ હતી. એકવારનો પાંચ પૈસે સુખી, જયા જેવી દેવીનો સમાજે બના-

વેલો માલિક આજે એકલો, અટુલો, ગરીબડો, નિરાધાર જેવો થઈ ગયો હતો.

બિછાનાપર પડયો પડયો તે પોતાના ઉંધા મગજને શાપ દેતો આંસુ સારતો હતો. તે ભર જવાનીમાં હતો, છતાં જાણે તેનું વય આધેડ થઈ ગયું હોયની તેમ તેના ગાલપર ખાડા પડી ગયા હતા અને આંખો તેજહીન થઇ ઉંડી ઉતરી ગઇ હતી. તેનું શરીર સૂકાઈ ગયું હતું અને એકેએક પાંસળી ગણી શકાય એવો ઘાટ હતો.

તેના ઓરડાની હાલત કરૂણાજનક હતી. જ્યાં ત્યાં લબોતરાં જેવાં મેલાં વસ્ત્રો પડયાં હતાં. સફાઈ સુઘડાઇ અસહકાર કરી ગઈ હતી. બિછાનાની પાસે થુંકવા માટે એક વાડકો પડયો હતો. તેની પાસે જ ચ્હાના એંઠાં પ્યાલા અને વાસણો પડયાં હતાં. તેથી થોડે દૂર સ્ટવ પોતાનાપર ચઢી ગયલા કાળી મેશના થરનું દિગ્દર્શન કરાવતો પડી રહ્યો હતો. ભીંતપર કંઇ કંઇ ચિત્રો ચીતરાયાં હતાં. એક જગ્યાએ કનૈયાએ શરાબની બહારમાં કોલસાથી કવિતા લખી હતી. તે ઉતારવા જેવી છે:—

ગરવી ગુજરાતણ
સિંહણ સમી શુરવીર
અંજા સમી નમ્ર
જાણે કો વીરનું હૃદય !
પુષ્પ સમું કોમળ ને વજ્ર સમું કઠીન.
એવી વસે છે ત્હાં જયા દેવી !
મારા જીવનની જ્યોતિ
મારી કવિતાની પ્રેરણા:

હવે કવિતા જરા ગંભીર બને છે:—

મારા બચ્ચાઆળની ચાવી
મારી જાગીરના ખટવ સરીખડી

ઉડાવતી એ પોતાનો જયધ્વજ
મારી બેંગલોર ટોપી પેઠે !
એની આંખ્યોમાં વ્હીસકીનું ઘેન છે
એનું દીલડું સદાનું બેચેન છે.
હસો હસો ગુજરાતીઓ !
પાકી છે તમારે આંગણે
મારી જયા દેવી !

આ અદ્ભૂત કાવ્યપર હજુ કાંતિલાલની નજર ગઈ ન્હોતી. દિવાલપર પૂરાયલા બીજા રંગોમાં એક જગ્યાએ નીશાનાથે ચમત્કાર કર્યો હતો. તેણે અંગ્રેજી ભભક બતાવતાં ઘસડી માર્યું હતું:

**Jaya–the new woman expects every Gujrati to do his duty.**

આ વાક્ય લખાયા પછી જ નેલ્સને પોતાનો સુવર્ણ મંત્ર ઇંગ્લંડને સૂણાવ્યો હતો એમ નીશાનાથ નિશાના રાજમાં, નિશાના તાનમાં કસમ પૂર્વક કહી શકતો.

બીજી જગ્યાઓએ આડોશપાડોશના છોકરાંઓએ પોતાની સર્જનશક્તિ ખાલી કરી હતી. કાંતિલાલ બ્હાર જતો ત્યારે પડોશીને ચાવી આપી જતો અને પાડોશીઓના છોકરાઓ બપોરના વખતમાં તેની રૂમમાં પોતાની મજલીસ ભરી દિવાલપર ઘોડો, ગધેડો, કૂતરો, યા એ જાનવરોના જેવાં જ સ્ત્રી પુરૂષો ચીતરી મૂકતા. બાળકો, બિલાડાં જેવા મનુષ્યાકારો કાઢીને તેની નીચે રામ, સીતા, ગાંધી કે કસ્તુરબાનું નામ લખવાને પણ ચૂકયા નહોતા. એ નિર્દોષ બાળકોને મન સકળ સૃષ્ટિ પોતાના રમવાના મેદાન જેવી જ હતી ! આમ બાળકોને પ્રતાપે કાંતિલાલના રૂમની દિવાલો પિક્ચરગેલરી જેવી થઈ ગઇ હતી.

'ઓ રામ! મને આ કેવી કુમતિ સુઝી? જયા જેવી દેવીને દુભીને હું કયે જન્મે ઠરીશ?' કાંન્તિલાલ બબડયો, તેને સખ્ત તાવ આવ્યો હતો. તાવની ઝૂમમાં તેને ફક્ત જયાનું જ સ્મરણ હતું.

'જયા આવશે–એ ઉદાર દેવી જરૂર આવશે. મારો પત્ર મળ્યા છતાં નહિ આવે? મારી આવી હાલતની ખબર પડવા છતાં નહિ આવે? નહિ, નહિ; એ જરૂર આવશે. હું એને પગે પડીશ, એની માફી માગીશ. એને સુખી થયલી જોવાથી જ મને મુક્તિ મળશે...' કાન્તિલાલે ગઇ કાલે જયાની માફી માગી તેને પોતાની બીમારીની હકીકત લખી મોકલી હતી. આજે તે જયાના આગમનની રાહ જોતો હતો. બપોરના બે વાગી ગયા પણ જયા ન જણાઇ. તેથી તે હતાશ થવા લાગ્યો. પણ તેને નશીબે આજે નિરાશા ન્હોતી. તે ધીખતા જ્વાળામુખીમાં બળી બળીને અંતે શુદ્ધ થયો હતો. થોડી જ વારમાં ધીમેથી બારણું ઉઘડયું અને જયા રૂમમાં દાખલ થઇ.

'જયા! દેવી! મને માફ કરો...' ફાટી આંખે જયા તરફ કાંતિલાલ બોલ્યો. તેની કરૂણ દશા જોઇ જયાની આંખમાંથી દડ દડ આંસુ નીકળી પડયાં: 'ત...તમે આવ્યાં? આવો, આવો, આ પાપીને ક્ષમા કરો.'

જયા તેના માથા પાસે જઇ બેઠી અને વ્હાલથી તેના મસ્તકપર હાથ ફેરવવા લાગી. કાંતિલાલનું શરીર ધગધગ ધગી રહ્યું હતું. જયાને ખૂબ લાગી આવ્યું.

'તમે ક્યારે માંદા પડયા?'

'ઓહ! ઘણા દિવસથી.'

'તમારી મા–તમારા મિત્રો–'

'બધા ગયા—દેવી! બધા ગયા. એ બધા દંભી–સ્વાર્થના–સુખના

સગા ! તમે સાચાં છો. તેથી જ સુખમાં મને છોડી ગયાં. પણ દુઃખમાં મારી પાસે દોડી આવ્યાં.'

'કોલનવોટર ક્યાં છે ? દવા ક્યાં છે ?' જયાએ પૂછ્યું.

કાંતિલાલે આ પ્રશ્નો સાંભળ્યા. થોડીવાર તે મૌન રહ્યો, અને પછી અચાનક રોઈ પડ્યો.

'તમે રૂઓ છો શા માટે ?'

• 'દેવી ! દેવી ! પ્રથમ મને માફ કરો...હું થોડા વખતનો મહેમાન છું–મને માફ કરો.'

'કાંતિલાલ ! હું તમને માફ કરૂં છું. હું હજુ પણ તમારી મિત્ર છું. તમે ગભરાઓ છો શા માટે ? હું તમારી સેવા કરવાવાળી બેઠી છું ને ?'

'નહિ, નહિ ; દેવી ! હું તમારી સેવાને લાયક નથી.'

'બેસો હવે–શાંત થઇ જાઓ !' જયા હસી. 'હં ! હવે કેવા ડાહ્યા લાગો છો ?'

કાન્તિલાલ દર્દભરી કરૂણ અને કૃતજ્ઞ આંખે જયાને જોઈ રહ્યો. તેની સામે સિંહણની પેઠે લડનાર વીરાંગના આજે તેની માતાની પેઠે ચાકરી કરવા આવી હતી. આ દેવાંગનાને તેણે અગાઉથી ન પિછાની તે માટે તે હવે રોવા લાગ્યો.

જયા કોલનવોટર માટે ઘરમાં તપાસ કરવા લાગી. કબાટ, અભરાઇ વિગેરે જગ્યાઓ જોઇ, તે અજબ થઈ. કબાટમાં એક પણ સારૂં વસ્ત્ર ન્હોતું. નીચેના ખાનામાં દારૂની ખાલી બાટલીઓ ભરેલી હતી. વાસણો પણ નામનાં જ જણાયાં. તે કંઇક સમજી. દારૂણ મનોવેદનાને લીધે દારૂની લતમાં પડી કાંતિલાલ તદ્દન પાયમાલ થઇ ગયો છે, એવી તેને શંકા આવી.

'ફાઉનવોટર નથી? તમે દવા કોની લો છો?'

'દેવી! દેવી!' છાતીફાટ રૂદન કરતો કાંતિલાલ બોલ્યોઃ 'દેવી! ફાઉનવોટર? રામનું નામ લો! રામનું નામ લો! દવા કેવી? મને દવા? દેવી! મેં તમને દુભવ્યાં, તમને સુખે રોટલો ખાવા ન દીધો તો ભગવાન મને માંદગીમાં દવા દારૂ આપે ખરો? નહિ, નહિ; તે એવો અન્યાયી નથી. પ્રભુ અદલ ઇન્સાફી છે. હું મરવા સુતો છું. દેવી! મને દવા દારૂ કંઈ જોઇતાં નથી. મારી પાસે એક કોડી પણ નથી. ખાવાને અન્ન નથી, પહેરવાને વસ્ત્રો નથી. નહિ–નહિ–છે –છે–ઘણું છે–આ બાટલીઓ પડી છે ને! જુઓને! શું? બધી ખાલી છે? નહિ. નહિ. એકાદ તો ભરેલી હશે? જરા આપોને!... ...વધુ નહિ......જરા આપો...જરા પી લઉં અને પછી ચીર નીદ્રામાં સુઈ જાઉં '...જયા સમજી કે આ સન્નિપાતની નિશાની છે, તેને કાંતિલાલની અનહદ દયા આવી. થોડીકવાર વિચાર કરી તેણે કાંતિલાલને આશ્રમમાં ઉપાડી જવાનો નિશ્ચય કર્યો.

તરત જ તેણે પાડોશમાંથી એક માણસને બહાર મોકલી ભાડાની ટેક્ષી મંગાવી અને બે ત્રણ જણની મદદથી કાંતિલાલને સંભાળથી ટેક્ષીમાં સુવાડી જયા તેને આશ્રમમાં લઇ ગઇ. આશ્રમમાં કાંતિલાલ માટે એક ખાસ રૂમ અલાયદો કાઢવામાં આવ્યો. તરત ડોકટર બોલાવાયો અને જયા નિપુણ નર્સ પેઠે સારવાર કરવા લાગી. ડોકટરે ડબલ ન્યુમોનિઆ હોવાનો અભિપ્રાય આપ્યો. જયા, કુસુમ, મકરંદ, પોલ વિગેરે ગભરાયાં.

'માજીને તાર કરૂં?' જયાએ થોડીવાર પછી કાંતિલાલને સહેજ આરામ લાગવાથી પૂછ્યું.

'માજીને? કઇ માજી? મારી માજી–દેવી–બ્હેન–પ્રિયતમા–જે ગણો તે તમે જ છો.' તે બોલ્યો, પણ બીજી જ પળે તે ચૂપ થઈ ગયો. વળી પાછો સન્નિપાતમાં બડબડયો: 'હા. હા. બોલાવોને! ફરીથી

એકવાર નારકી સાસુ અને સ્વર્ગીય વહુનું મહાભારત જોવાની મજાહ મળશે. બોલાવો, બોલાવો.

'જયા! જયા!...'

'શું છે? હું અહીં બેઠી છું ને?'

'તમે શોધી વળ્યાં?'

'શું?'

• 'બાટલીઓ-બાટલીઓ! એમાં શું ભર્યું છે તે જાણો છો? ધીખતો જ્વાળામુખી! એ આગ પીને હું જીવતો હતો. અહા! ઝેર-ઝેર-ઝેર! પણ એ ઝેર પણ કોઈ કોઈવાર કેવું જીવનદાયક નીવડે છે? મારે માટે એ બાટલીઓજ સરજાઈ હતી. મને સ્વર્ગનો સોમરસ ન મળ્યો તો નર્કના વ્હિસ્કીથી પેટ ભરી લીધું! એમાં બહુ જુજ ફરક છે. લાવોને દેવી! જરા એક પ્યાલી તમારા વરદ હસ્તે તો પાઓ......'

જયાએ સમય વિચારી તેને એક પ્યાલીમાં જરા દુધ રેડી આપ્યું. કાંતિલાલ તે આંખો મીચેલી રાખીને જ પી ગયો.

'હા...શ! દેવી, આ સ્વર્ગનો સોમરસ! અહા! એની લહજ્જત માટે હું કેટલો ટળવળતો હતો! ઇન્દુભાઈ ક્યાં છે?' અચાનક બીમાર કાંતિલાલને ઈન્દુની સ્મૃતિ થઇ.

'તે તો જેલમાં—'

'જેલમાં! હા-હા. મેંજ કમબખ્તે એ ભલા ભાઇને જેલમાં મોકલ્યો હતો. ઓહ! મારો ક્યાં ઠાર થશે!'

'શાંત થાઓ. હવે તમે અમારા જ છો.'!

'હા હા હા! હું તમારો? જયા? જયા! બહુ મોડું થયું. આ...આ...કોણ છે?'

'મકરંદ!'

'પેલો–પેલો–લેખક...?'

'હા.'

'એ ભાઇ! તું બધું કર, પણ પ્રભુને ખાતર આવી વાર્તા ના લખ.'

'કેમ?'

'તું પોતેય બળે છે ને બીજાનેય બાળે છે...નહિ, નહિ, તું જ સાચો છે. જૂનાને બાળી નાંખવામાં જ સાર છે. ફના કરો, ફના થઇ જાઓ. પછી જે રહેશે તે નવી સૃષ્ટિ રચી લેશે. ઇન્દુભાઈ! ઇન્દુ-ભાઈ! જયા! કોઈ બોલતું નથી?...

'અમે છીએને!' હવે પોલ બોલી.

'તમે કોણ? સ્વર્ગનાં દેવી છો?'

'જયા બ્હેનની સખી છે.'

'હા. ત્યારે તો તમે સ્વર્ગનાં દેવી જ છો. સુખી રહો. જયા! દેવી! બાટલી ખાલી છે? મને પીવા દોને! હવે મારે જીવવું નથી. જીવીને શું કરૂં?'

તમે સારો થઇ જશો.'

'સારો થઇ જઇશ? કોને માટે? ઇન્દુને જેલમાં મોકલવા માટે? તને માર મારવા માટે? દેવદૂતીને દુભવા માટે? નહિ, નહિ; જુઓ, મોતના દૂત મને લેવા આવ્યા છે. દેવી! મેં તમને બહુ દુભ્યાં. હું બહુ પાપી છું. મને માફ કરજો. જયા! ઇન્દુભાઈ! મને માફ કરજો...ઓ રામ......'

ખલાસ! કાંતિલાલે ઉશીકાપર ડોકી નાખી દીધી અને તેનું ધીખતું શરીર ઠંડુંગાર થઈ ગયું.

## પ્રકરણ ૪૩ મું.

### પોલનું પરાક્રમ.

પોલ અને મકરંદે 'સમાજ' પત્રદ્વારા હિંદુસમાજમાં હાહાકાર વર્તાવી મેલ્યો. મકરંદની બંડખોર વાર્તાઓ સનાતનીઓનાં કાળજાં કોરી નાખવા લાગી. કુસુમના બળતા હ્રદયની હાય જાણે જૂના વિચારના સમાજને જ ભયંકર શાપ આપતી હોયની તેમ સમાજના જડ પાનાને પણ રડાવવા લાગી! જયા અને પોલની સામાજીક નોંધો સમાજનાં હાડ ધ્રુજાવી નાખતી હતી.

વહેંતીઆ સાક્ષરોના લેખોય 'સમાજ'માં આવતા. પણ તેમાં એક ઉદ્દેશ ન્હોતો. નગીનદાસ દીવેલવાળા આ અંકમાં 'ભેરવી' રાગપર ચાર પાનાં ચીતરી નાખતો તો આવતા અંકમાં તેને ગાંધીજીની ખાદીમાં કલાનો અભાવ દેખાતો. કોઇવાર પોલને રાજી રાખવા માટે તેને સ્વરાજ્યની ધગશ લાગતી તો બીજીવાર તે જાતે જ હજુ આપણી પ્રજા સ્વરાજ્ય માટે લાયક નથી એવો મત આપતો. તેના વિચારો પળે પળે બદલાતા. જો ગુજરાતના કેટલાક તરૂણ વેદીઆ ઢોરો તેને માનપત્ર આપવાની તૈયારી કરતા તો તે મુંબઇની સાત માળની હવેલીપરથી બાંગ મારતો કે 'ગુજરાતીઓ! તમારે આંગણે રસરાજના ઉત્સવ છે ને જે રસરાજને પૂજે તેને ત્યાં સ્વરાજ્યનાં દર્શન સુલભ છે.' આ માનપત્રની વાત થોડા દિવસ પછી 'વીરના પારણાં'માં નિદ્રસ્થ થઇ જતી એટલે દીવેલવાળાને ત્રિકાળનાં દર્શન થતાં. અને તે ચીતરી મારતોઃ ગઇ કાલે સ્વપ્નામાં મને ભવિષ્ય દેવનાં દર્શન થયાં. તેમણે ભાખ્યું કે ગુજરાત હજુ જાગૃત થયું નથી. તેને વીર-

પૂજાનું ભાન નથી. જે પ્રાંત પોતાના સાહિત્ય દેવોની આરતી ન ઉતારે તેને માટે દિલ્હી અતિ, અતિ, અતિ દૂર છે.

દૂર, સુદૂર દિલ્હી છે ભાઇ !
સ્વરાજ દેવી ગઈ છે રીસાઇ;
સાહિત્યના સૂર ઝીલે ન કોઈ,
ત્યાં ના બજે શૂર સ્વાતંત્ર્ય ભેરી.

નગીનદાસ આ રીતે અક્કલના ચણા વેચતો હતો. કનૈયાલાલનાં કાવ્યોની પણ બલીહારી હતી. તે આઠ લીટીનું કાવ્ય લખતો પણ એનાં દરેક કાવ્યની નીચે 'નાના સરખા ઇતિહાસ'ની નોંધ આવ્યા વિના રહેતી નહિ.

દાખલા તરીકે:—

ગૌરવભર્યા ગુજરાતીઓ ગાજો તમે,
ગાંધી તણા ગુણ ગાઈ જગ જીતો તમે;
સત્યાગ્રહી શૂરા થઇ પડઘમ લઇ,
ત્રાગાં કરો, ત્રાગાં કરો, લાંઘણ કરી.

આ કાવ્યનીં નીચે કનૈયાએ નીચેની નોંધ મારી હતી:

'આ ન્હાનકડા કાવ્યનો ટુંકો સરીખડો ઇતિહાસ છે. ભારતના ભાગ્યવિધાતા ગાંધીજી સાથે બારડોલીને થરમોપલી બનાવવાની ચર્ચા થતી હતી. પંડીત માલવીયાજી કવિવર મૈથિલીશરણ ગુપ્ત, પંડિત મોતીલાલ નહેરૂ વિગેરે સુભટો દરબારમાં બેઠા હતા, બારડોલીની કાળીપરજની બ્હેનો ગાંધીજીનાં દર્શન કરી પાવન થવા આવી હતી. મહાદેવભાઇ આવતા 'નવજીવન' માટે 'બારડોલીનો પત્ર' લખી તેમાં મહાત્માજીના ચમત્કારોનું રસીલું વર્ણન કરતા હતા. એક બ્હેન બાજુમાં બેસી રેંટીયાનું મધુર સંગીત સુણાવતાં હતાં. તે સમયે

મારા હૃદયમાં દેશાભિમાનનું પૂર આવ્યું. પ્રેરણા રૂપી મારી પ્રેયસી જાગી ઉઠી અને એ પ્રેરણાનું ફળ તે આ કાવ્ય !'

'ખરેખર ગુજરાત આવા કવિઓને વિકટોરીઆ ગાર્ડન અથવા બર્લીનના જાનવરોના સંગ્રહસ્થાનમાં મોકલે તો જરૂર સોનાનો ચાંદ જીતી આવે !' ઉપલું કાવ્ય જોઇ મકરંદે એક વાર ટીકા કરી હતી.

કલંદર હાસ્યરસનો ઈજારો લઈ બેઠો હતો તેણે પોલની સાથે બેસી ચ્હા પીવાનો લ્હાવો લેવા માટે અવનવા સ્કેચો ચીતરવા માંડયા.

'મારવાડી બજારનો ટાલીઓ, શેર બજારનો શિકારી, દાળભાતની પ્લેટ, બટાટા વડાં ને પુરી પકોડી વિગેરે વિગેરે સ્કેચો 'સમાજ'માં પ્રગટ થયા. એક સ્કેચ પ્રગટ થયા પછી બીજે દીવસે તે સમાજની ઓફીસમાં જવાનું ચુકતો નહિ.

'કેમ ચંદા બ્હેન ! મારા સ્કેચ વિષે પ્રજા શું ધારે છે?' તે પૂછતો.

'મિ. કલંદર ! તમારા સ્કેચોની બલીહારી છે. જે આવે છે તે તમારા સ્કેચોની જ વાત કરે છે. ચોપાટીપર આમલીના પાણી સાથે પુરી ખાનારથી માંડીને ભૈયાની દુકાને તમાકુ સાથે ચુનાનું મીશ્રણ કરનારા વર્ગ સુધી તમારી ને તમારી જ વાત થાય છે. ટ્રામવે, બસ અને લોકલ ટ્રેનમાં કલંદરના સ્કેચનો જયજયકાર પોકારાય છે. પેલા દીવેલવાળાનું તો કોઇ નામ પણ લેતું નથી !'

'એમજ છે—એમજ થવું જોઇએ—એમજ થશે.' પોતાની જાડી ફાંદ જેમ તેમ સંભાળતો કલંદર બોલતો: 'મેં રશીયાના ટ્રોટ્સ્કી, જર્મનીના હોહેનઝોલેર્ન, ફ્રાન્સના મોં. ક્લીયાં વિગેરે વિગેરે જગત વિખ્યાત રમુજી લેખકોને પાણી પાવા માંડયાં છે...

'મિ. કલંદર, તોપ ઓછી મારોને ? મોં. ક્લીયાં તો રાજદ્વારી છે, ને ટ્રોટસ્કી પણ મુત્સદી મુઓ છે ! એ બે જણાએ રમુજી સ્કેચો

ક્યારે લખ્યા ?' મકરંદનું પાકી આવ્યાથી તે બોલી ઉઠયો. 'વળી હોહેનઝોલેર્ન તો પ્રશીયન રાજવંશનું નામ છે. તમે અમને ઘડી એ ઘડી અલીબાગના ગાવડી સમજી લો છો કે શું ?'

આ ટકોર કલંદરને ભારી થઇ પડી; તે ચાટ પડી ગયો, પણ તેના શબ્દકોષમાં 'શરમ' અને 'ક્ષોભ' જેવા શબ્દો જ ન્હોતા: નહિ, નહિ, મિ. મકરંદ! તમારી ભુલ થાય છે. એ રાજદ્વારીઓ જુદા ને હું જે બ્રીયાં ને ત્રોટસ્કીની વાત કરૂં છું તે જુદા! કાલે મારી ઓફીસમાં આવજો. હું તમને એ બન્નેનાં રમુજી પુસ્તકો બતાવીશ. મેં ચાલીસ રૂપિયાની કિંમતે એક જરીપુરાણાવાળાને ત્યાંથી ખરીદ્યાં છે ને દીવેલવાળાએ ૮૦ની ઓફર કરવા છતાં મેં આપ્યાં નથી.'

બકુલભાઇ હંમેશાં 'અનોખી ઢબની ટૂંકી ગલ્પ' લખતા ને તેમાં કોઇ વેશ્યાને અજાણમાં કોઈ ભાવનાવાદી સાથે પરણાવી દેતા. મકરંદ 'સળગતો લાવા' નામની ચાલુ વારતા લખતો હતો અને બંસીધર મનનીય સામાજીક નોંધ લખતો. પણ આ બન્નેને 'ઇતિહાસ' લખવાની ફૂરસદ ન્હોતી. શાસ્ત્રી ભવાનીશંકર પોલના સર્વ વિચારોનું સમર્થન કરવા માટે મનુ, શુક્રાચાર્ય, પરાશર, વશીષ્ઠ, વાલ્મિકિ વિગેરે વિગેરે તમામ આચાર્યોને કાન પકડીને ખેંચી લાવવાનો ધંધો આદરી બેઠા હતા.

પોલ બધા સાથે ફરી અને બધા તેની પાસે આનંદથી મર્કટ બન્યા. મકરંદે જેટલાના લેવાયા તેટલાના ફોટોઝ પણ લીધા. શ્રીકાંત તાજમહાલ હોટલમાં ચાટ પડીને નિરાશ થયો હતો છતાં હજુ તે પોલનો ભક્ત હતો. જસુભાઈ પોતાને પડેલા તમાચાને 'મુગ્ધાની મસ્તી' સમજીને ભૂલી ગયા હતા. કનૈયાને પોતાના પિયુષભર્યા કાવ્યોના જાદુભર્યાં આકર્ષણપર અજબ વિશ્વાસ હતો. કલંદર પોલને હસાવી હસાવીને પોતાની કરી લેવાની આશાના જંગલમાં રખડતો હતો. બકુલભાઇ ટૂંકી ગલ્પોથી ચંદ્રા બ્હેનના હૃદયમાં અમીરસનાં

ઝરણાં વહાવવા માગતો હતો. નગીનદાસ દીવેલવાળાને પોતાના આખ્યાનોની આધ્યાત્મિક શક્તિપર અપાર શ્રદ્ધા હતી. શાસ્ત્રી ભવાનીશંકર સીતાની સહિષ્ણુતાના એકલા વારસ હતા. કોઇ સુભગ પળે તેમના શનિદેવની કૃપાથી તેમના સફાચટ મેદાન જેવા માથાપર ફરફરતી ચોટલીનું ગૂઢ રહસ્ય સમજાતાં જ ચંદાનાં દીવ્ય નેત્રો ઉઘડી જશે અને તે શાસ્ત્રીને–આ દુનિઆમાં અવતરેલા શંકરને તાંડવનૃત્યથી રીઝવવાને તૈયાર થશે એવી તેમની અટલ માન્યતા હતી.

'મકરંદ ! હવે બહુ થયું. આ નાટક હવે હું વધુવાર ભજવવાની નથી.' પોલે એક દિવસ એકાંત મળતાં મકરંદને કહ્યું.

'કયું નાટક ?'

'આ તારા સાહિત્યકારોના પ્રેમનું.'

'કેમ આટલીવારમાં કંટાળી ગઇ ?'

'કંટાળી નહિ જાઉં ? મુઆઓ ઘડીભર જંપવા દેતા નથી. એ લોકોને કંઇ કામ ધંધો છે કે નહિ ?'

'નહિ, લોકોની ભણેલી ગણેલી વહુ દીકરીઓ સાથે રસિક ચર્ચા કરીને જ એ લોકો દેશસેવા કરે છે.'

'બળી એમની દેશસેવા ! હવે હું કોઇને મળવાની નથી.'

'અરે ! એમ તે થાય ? બિચારાઓ આશાભર્યા તારા પત્રની ખાખ ચૂમવા આવે છે અને તું તેમને ઠોકરે મારે તે સારૂં કહેવાય?'

'હવે તારે શું કરવું છે ? આ નાટકનો ત્રીજો અંક જલદીથી ખતમ થવો જ જોઇએ.' પોલ નિશ્ચિત સ્વરે બોલી. મકરંદ સમજી ગયો કે તે વહેંતીઆઓનાં દંભથી ત્રાસી ગઈ છે !

'ઠીક ત્યારે–કરો ધડાકો.'

'હવે શું કરવું છે ?'

'પેલા અંત્યજમંડળના સભાસદોને આવતા રવિવારે અહિં જમવા બોલાવ.' એમાં બધા સાક્ષરોને પણ નિમંત્રણ કર.'

'એ તો બધા આવશે.'

'તું જોજે તો ખરી. અહીં આવ્યા પછી જ ખરો રંગ જામશે.'

'વારૂ, હું નિમંત્રણો આપીશ, પછી તું સંભાળી લેજે.'

'ભલે. હમણાં કોઈ પત્રકારને ખબર ન આપતી.'

'વારૂ.'

પોલે મકરંદના કહ્યાસર અંત્યજો અને સાક્ષરોને પ્રીતિભોજનના આમંત્રણ આપ્યાં. આમંત્રણો મળતાં સાથે જ એક પછી એક વહેં-તીઓ પોલને મળી ગયો અને આ વાત 'તદ્દન ખાનગી રાખવાને તેને વિનંતિ કરી. પોલે હસીને હા પાડી. બધી તૈયારી થઈ ગઇ. શનિવારે મકરંદે બધા છાપાવાળાને નિમંત્રણ કર્યાં. રવિવાર આવ્યો.

સ્હવારથી જ મકરંદે ભણાવી રાખેલી પોલ આનંદમાં હતી. જેમ જેમ મહેમાનો આવતા ગયા તેમ તેમ તેનો આનંદ વધતો ગયો. બધાય મહેમાનો આવ્યા. દીવેલવાળા, બકુલ, બંસીધર, કલં-દર, શાસ્ત્રીજી, શ્રીકાંત, જસુભાઈ વિગેરેનો દાયરો જામ્યો. પછી અંત્યજ ભાઇઓ સહકુટુંબ આવવા લાગ્યા. આ અંત્યજમંડળના સભ્યો કેળવાયલા અને સંસ્કારી હતા. તેમની સ્ત્રીઓ પણ કેળવા-યલી હતી. મીઠાભાઈ બેરીસ્ટરનો પુત્ર હાલમાં એડવોકેટનો અભ્યાસ કરતો હતો. જસુભાઈ વકીલની પુત્રી હમણાં જ મેટ્રીકમાં પાસ થઇ હતી. એ બધાંય પોલના નિમંત્રણને માન આપી પ્રીતિભોજનમાં પધાર્યાં હતાં.

દશ વાગે પંગત બેઠી. અંત્યજો સાથે જમવા બેસવામાં કોઇને સંકોચ થયો નહિ, કેમકે આ વાત જાહેર થવાની નથી એવી બધાય-ની ખાત્રી હતી. 'જાહેર સેવા કરનારા' પુરૂષો તો અંત્યજ રમણી-

ઓની સમીપમાં બેસવા માટે એકબીજા સાથે સ્પર્ધા કરવા લાગ્યા. પોલ, કુસુમ, જયા, ભાનુમતી વિગેરે મહેમાનોની સગવડો સાચવતી આમથી તેમ ફરતી હતી અને એમની મદમાતી ચાલ જોઇને ' જાહેર સેવકો 'ના ડોળા ઉંચા ચઢી જતા હતા.

ટોળટપ્પાં શરૂ થયાં ને સાથે શીખંડ પુરી ને ભજીઆં પેટમાં હોમાવા લાગ્યા.

• ' આવાં પ્રીતિભોજનો શિવાય આપણા સમાજનો કદિપણુ ઉદ્ધાર થવાનો નથી.' દીવેલવાળો ઝળકયો.

' આવાં સ્નેહસંમેલનોમાં જ ખરૂં આર્યત્વ દીપી નીકળે છે.' કલંદરે ટાપસી પુરીઃ 'પણુ આ ભજીઆં સાથે સુરતી હોટલમાંથી થોડુંક ઉંધીયું મંગાવ્યું હોત તો ઓર લહજ્જત આવત. '

' દેવતાઓ આવાં સંમેલનો જોવાને આકાશમાંથી નીચે ઉતરે છે.' કનૈયાને કાવ્ય સ્ફુર્યું.

' ત્યારે તો એ બિચારાઓના મ્હોંમાં ભજીઆં જોઇને પાણી છૂટતાં હશે !' મકરંદે કટાક્ષ કર્યો.

' હાહાહાહા ! તમે જબરા 'સીનીક ' છો, મિ. મકરંદ !' દીવેલવાળાએ ડાચું પહોળું કરી મ્હોંમાં શ્રીખંડમાં બોળેલી પૂરી હોમી ખડખડાટ હાસ્ય કર્યું.

' ગુજરાતમાં ચંદા બ્હેને અપૂર્વ જાગૃતિ આણી છે.' શ્રીકાંત શેઠે પોતાનો મત આપ્યો.

' સમાજ હવે ઘેર ઘેર વંચાય છે.' જસુભાઈ બોલ્યા.

' હા, હું પારલે જાઉં ત્યારે લોકલમાં ' સમાજ ' શિવાય બીજું કોઇપણુ પત્ર જણાતું નથી. પારલેના એક મહાશય ટ્રેનમાં પણુ ' તકલી 'થી કાંતીને મહાત્માજીના મંત્રોનો મૂગો પ્રચાર કરે છે. તેમને પણુ ' સમાજ ' વાંચ્યા વિના ચેન પડતું નથી.

'એ બધો આપ મહાશયનો પ્રતાપ છે.' પોલે નમ્રતા બતાવી.

'હા. ચંદા બ્હેન! અમારો પ્રતાપ તો ખરો જ. અમે ન હોત તો તમારા 'સમાજ'ની આટલી પ્રગતિ જ ન થાત! અમે કોણ?' દીવેલવાળાએ અહંતા બતાવવા માંડી.

'તમે કોણ!' મકરંદ બોલ્યો! 'તમે તો ગુજરાતના આધાર-સ્થંભ–ભાવી ગુજરાતના વિધાતા–નવ ગુજરાતના સૃષ્ટા—'

'હા અમને એ જ રૂપકો શોભે; પણ બેકદર ગુજરાત અમારી કદર કરતું નથી.'

આવા ગપ્પા મારતાં ભોજન પૂરૂં થયું અને મંડળી દિવાન-ખાનામાં ભેગી થઇ. પાન સોપારી ખવાયાં. કેટલાકો સીગાર અને સીગરેટનો ધુમાડો કાઢવા મંડ્યા!

'સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો!' હવે દીવેલવાળાને ભાષણ કરવાનો શોખ થઈ આવ્યો: 'આજે આ પ્રીતિભોજન કરીને ચંદા બ્હેને સમાજસેવાનો જે દુર્લભ પ્રસંગ આપણને આપ્યો છે તે માટે હું તમારા તરફથી મિસ ચંદાનો સહૃદય આભાર માનું છું.'

'અમારા તરફનો આભાર અમે માનીશું. તમે તમારી જ વાત કરો.' કલંદર વચ્ચે બોલ્યો.

'You are fool to say so. હમેશાં વડીલ અને વયોવૃદ્ધ જ બધા તરફથી આભાર માને એવો સંસ્કારી સમાજનો રવૈયો છે.' દીવેલવાળો છેડાયો.

'બરાબર છે–બરાબર છે. આગળ ચાલો.'

'હિંદુસમાજ આજે પાંગળી હાલતમાં છે તેનું કારણ એ છે કે પાંચ કરોડ અંત્યજ બંધુઓને આપણે ગુલામથી પણ હીન કરી મૂક્યા છે.'

'મહાત્માજી પણ એમજ કહે છે.'

'મહાત્માજી શું કહેવાના હતા? હું વીશ વર્ષથી અંત્યજોદ્ધારની બાંગ મારતો આવ્યો છું. મારા બધા વિચારો સાબ્રમતિના વાણીઆએ ઉધાર લીધા છે—'

'ઉધાર લીધા કે તફડાવી લીધા?' એક જણે પૂછ્યું.

'તફડાવી લીધા છે. અસલમાં અંત્યજોદ્ધારના પ્રશ્નનું નિરાકરણ મેં જ કર્યું હતું. ચંદાબ્હેને એ વિચારોને મૂર્ત સ્વરૂપ આપ્યું છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.' આટલું કહી નગીનદાસ દીવેલવાળા બેસી ગયા.

હવે શાસ્ત્રી ભવાનીશંકર ઉભા થયા: 'અંત્યજો અસ્પર્શ્ય છે એવો કોઇપણ શાસ્ત્રમાં ઉલ્લેખ નથી. વિરાટ ભગવાનના મસ્તકરૂપ બ્રાહ્મણો, બાહુરૂપ ક્ષત્રીઓ, ઉદરરૂપ વૈશ્યો અને ચરણરૂપ અંત્યજો-શૂદ્રો એક જ શરીરનાં અંગો છે.'

હવે અંત્યજ ભાઇઓમાંથી મીઠાભાઈ અને જગુભાઇએ ચંદાનો આભાર માન્યો. તે પછી જગુભાઇની કન્યા શાંતા ઉભી થઇ. શાંતા તે શાંતા જ હતી. સોળ વર્ષનું ખીલતું જોબન અને મીઠો મધુરો સ્વર! તે થોડું બોલી. પણ એના શબ્દો બધાના દીલમાં ચોંટી ગયા.

થોડીકવાર મૌન છવાયું. બીજું કોઈ ઉભું થતું નથી તે જોઇને પોલ ઉભી થઈ. તાળીઓના ગડગડાટ થઈ રહ્યા.

'ભાઇઓ અને બ્હેનો—' પોલે ભાષણ શરૂ કર્યું.

'ભાઈ તારો બાપ—' કેટલાક સંસ્કારી અને શિષ્ટ આત્માઓ મનમાં બબડયા.

'આપણે સર્વ સુધારકો છીએ. અંત્યજભક્તો છીએ. આપણે અંત્યજ બંધુઓને સગા ભાઈ જેવા જ ગણીએ છીએ. પાંચ પાંચ કરોડ મનુષ્યો ગુલામી દશા ભોગવે અને હિંદુસ્થાનની બાકીની પ્રજા

સ્વરાજ્ય ભોગવે એવો અન્યાય પ્રભુ કદિપણ સહન કરવાનો નથી. કેનીઆ, દક્ષિણ આફ્રિકા અને બીજાં સંસ્થાનોમાં હિંદીઓ હડધૂત થાય છે કારણ કે આપણે આપણા દેશમાં જ અંત્યજોને હડધૂત કરીએ છીએ. આ કળજુગ નથી પણ કર જુગ છે. 'કરે તેવું પામે અને વાવે તેવું લણે' એ કહેવત આપણી નજર સામે સાચી ઠરી રહી છે.'

'યથાર્થ છે.' શાસ્ત્રીજીએ માથું ધૂણાવ્યું.

'સત્ય છે.' દીવેલવાળાએ ટેકો આપ્યો.

'That is so.' બકુલભાઇએ વધુ ટેકો આપ્યો.

'આપણો વિચારયુગ વહી ગયો છે.' પોલે આગળ ચલાવ્યું: 'હવે આચાર યુગ આવ્યો છે. રાજા રામમોહનરાયથી માંડીને સ્વામી વિવેકાનંદ સુધીના વિચારકો વિચાર કરી કરીને હિંદુસમાજને તેના ઉદ્ધારની દિશા બતાવી ગયા છે. હવે એ વિચારોને આચારમાં મેલી સમાજને સર્વાંગસુંદર અને બળવાન બનાવવાનું આપણું કર્ત્તવ્ય છે.'

'અલબત, એ આપણું જ કર્ત્તવ્ય છે.'

'તમારા જેવા સમાજના નેતાઓ જો કમરકસીને મેદાને નહિ પડશે તો આપણી સમાજ રોયા જ કરશે. આપણે સમાજને બતાવી આપવું જોઇએ કે 'સમાજ'ના કાર્યકર્ત્તાઓ ફક્ત વાતો કરનારા નથી પણ કામ કરનારા છે.'

'અમે તૈયાર છીએ.'

'વિધવાવિવાહ, બાળલગ્નપ્રતિબંધ, અંત્યજોદ્ધાર વિગેરે પ્રશ્નોની ચર્ચા કરનારા તો ગુજરાતમાં ઘણા પડયા છે, પણ પોતાના વિચારોને આચારમાં મૂકનારા કયાં છે?

'અમે છીએ.' સર્વ વહેંતીઆઓ બોલી ઉઠયા.

મારા, વ્હાલા મિત્રો!' પોલ નયન નચાવતી બોલી! 'તમે

શુદ્ધ કર્ત્તવ્યપરાયણ છો તે જાણી મને અપાર આનંદ થાય છે. જુઓ, તમારી સમક્ષ બેઠેલાં આ અત્યંજ ભાઇબ્હેનો જુઓ! એ લોકો શુદ્ધ નથી? સંસ્કારી નથી? આપણા સમાજમાં ભળવાને લાયક નથી?'

'છે, છે-'

'આ શાંતાબ્હેન જુઓ! એના જેવી મોહક, સંસ્કારી બાળાઓ ગુજરાતમાં કેટલી છે?'

'ઘણી જ થોડી.'

'સાળી છે તો ફાંકડી હો!' બકુલભાઇએ કલંદરના કાનમાં ફુંક મારી.

'હા, દોસ્ત જાણે ગુલાબ પરી!'

'મીઠાભાઇ અને જગુભાઈ જેવા અંત્યજ બંધુઓ અને શાંતાબહેન જેવી બ્હેનો સાથે સામાજીક વહેવાર રાખવાથી હિંદુસમાજને કંઇ હાની પુગવાનો સંભવ છે?'

'બીલકૂલ નહિ. પરાશર સ્મૃતિ'......શાસ્ત્રીજી બોલ્યા અને અટકી ગયા.

'આપણે બધાએ અત્યંજોનો ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા કરી છે.' પોલ બોલી.

'હા. અમે પ્રતિજ્ઞાપત્રપર સહી કરી છે.'

'અને તમે એ પ્રતિજ્ઞા પાળવાને તૈયાર છો એવી મારી ખાત્રી છે.'

'અમે તૈયાર છીએ.'

'મારા વ્હાલા મિત્રો! હું અત્યારે કેટલીક સૂચના કરવા માગું છું. તમે તે ઉપાડી લેશો?'

'તમે કહેશો તે કરવાને હું તૈયાર છું.' દીવેલવાળાએ મેદાનમાં પડતું મેલ્યું.

'હું તમારા માટે આકાશના તારા તોડવા જવાને પણ તૈયાર છું.' કલંદરે કહ્યું.

'તમારી આજ્ઞા મારે શીરસાવંદ્ય છે.' શાસ્ત્રીજી બોલ્યા.

'શાબાશ! શાબાશ! આપણે આજના મંગલ પ્રસંગે કંઈક વહેવારૂ કાર્ય કરી બતાવવું જોઈએ.'

'ફરમાવો.'

'જુઓ મિ૦ દીવેલવાળા! તમારી પુત્રી છે ને?'

'હા. સોળેક વર્ષની થઈ.'

'આ મીઠાભાઈનો પુત્ર આવતે વર્ષે એડવોકેટ થશે. એમની સાથે આપની પુત્રીનું વેશવાળ કરો.'

'હેં ......' દીવેલવાળાનો સ્વર ફાટી ગયો: 'મારી કુમુદનું લગ્ન આ ઢેડા સાથે?'

'કેમ! તેમાં ખોટું શું છે?' કલંદર બોલ્યો.

નગીનદાસ ભોંટો પડી વિચારમાં પડી ગયો.

'મિ. કલંદર!' પોલ બોલી.

'જી.'

'તમે વિધુર છોને!'

'હા.'

'તમારે માટે મેં એક વિધવા શોધી કાઢી છે. તમે પુનર્લગ્ન કરશોને?'

'કન્યા તો બતાવો—' કલંદર મ્હો કટાણું કરતો બોલ્યો.

'મિ૦ જસુભાઈ, હવે તમારે મારી એક સૂચના માનવી પડશે.'

'શી?'

'આ શાંતા સાથે તમારા પુત્ર ઈશ્વરભાઈનું લગ્ન કરો—'

'કેમ? પાટીદારની નાતમાં કન્યાનો દુકાળ પડ્યો છે?'

'દુકાળ તો નથી, પણ તમે સુધારક થવા માગો છો ને?'

'મારો સુધારો એ જાતનો નથી.'

'ત્યારે શું ફક્ત તમે મોઢેથી મોટી વાતો કરનારા દંભીઓ છો?' પોલની આંખોમાં ગુસ્સાની છટા આવી: 'સાંભળો! એ દંભી સુધારકો! સાંભળો! તમે દંભનાં પૂતળાંઓ છો. તમને સમાજની લેશમાત્ર દરકાર નથી. તમે સુંદર સ્ત્રીઓના સહવાસમાં આવવા તથા જાહેર ફંડોના પૈસાથી તમારાં પેટ ભરવા માટે જ જાહેર સેવા કરવાને બહાર પડો છો તે હું સારી પેઠે જાણું છું.— '

'અપમાન! અમારૂં અપમાન! તમારે આ અપમાનનો કોર્ટમાં જવાબ વાળવો પડશે!' જસુભાઈ ડોળા કાઢવા લાગ્યો.

'તમારે જોઇએ તો કોર્ટમાં જાવ યા જહન્નમમાં જાઓ! મને તમારા જેવા વહેંતીઆ ડુક્કરોની લેશમાત્ર દરકાર નથી. તમે બધા દંભી, વિષયી, વ્યસની અને દગાબાજ છો.'

'એટલે શું અમે ઢેઢ ભંગીઓ સાથે રોટી બેટી વહેવાર કરીએ તો જ સારા ગણાઇએ?' કલંદરે પ્રશ્ન કર્યો.

'હા. જો તમે એવો વહેવાર કરવા ન માગતા હો તો અંત્યજોદ્ધારની વાત ન કરો. એ દંભીઓ! સાંભળો, તમે મારા પગની ખાખ ચુમવાને તૈયાર થયા હતા. પણ હું કોણ છું તે જાણો છો?'

'કોણ છે? ડાકણ છે—ભૂત છે—કોણ છે?' દીવેલવાળાએ જાત બતાવવા માડી.

'હું આ શાંતાબ્હેન જેવી જ એક ઢેઢની પુત્રી છું અને તમે બધા મારા પ્રેમનો સ્વાદ ચાખવા માટે કુતરાની પેઠે મારે ત્યાં આંટા ખાતા હતા—'

'શિવ! શિવ! શિવ! ભ્રષ્ટાચાર!' શાસ્ત્રીજી મ્હોં ઢાંકતા બોલી ઉઠયા.

'દગો! ભયંકર દગો!' અકુલભાઈની છાતીપર ધર્મ ચઢી બેઠો.

'ઉફ્ ખૂન! ભયંકર દગો! મારી ચંચળ પણ આવો દગો કરી શકતી નથી—' કુલંદરે પોક મૂકી.

'નાસો, નાસો, આ પાપી ભૂમિનો ત્યાગ કરો.'

'સબુર! તમે હીચકારાઓ નાસી જાઓ તે પહેલાં સાંભળી લો. હું પોલ એક વખત ઢેડી હતી. હજુય ઢેડી જ છું. મારૂં નામ ચંદા નથી. તમે હીચકારાઓ મારાં રૂપ અને યૌવનનો લ્હાવો લેવાને મારી ગુલામી કરવા તૈયાર હતા. તમે મને છળકપટથી એકાંતમાં મળવા બોલાવી હતી અને તે વખતે તમે મારા પ્રેમની ભીખ માગતા મારે પગે પડ્યા હતા. એ બધા રસીલા પ્રસંગોના ફોટો લેવાયા છે અને જો તમે તમારો દંભ તજી દઈ મેં કહ્યું તેમ કરવાને તૈયાર થશો નહિ તો હું બધાયની પોલ આવતા 'સમાજ'માં ખુલ્લી કરીશ.' પોલે આંખો ફેરવી ધમકી આપી.

'શાસ્ત્રીજી! આનો કંઇ ઉપાય?' બધાય વહેંતીઆ ધર્મરૂપી હાથીના માવત શાસ્ત્રી તરફ ફર્યા.

'તમે ગભરાઓ ના! આપણો ધર્મ વિશાળ છે. અજાણનાં થયલાં પાપ માટે આપદ્ ધર્મનું પ્રાયશ્ચિત શાસ્ત્રમાં લખ્યું છે. ચાલો, ચાલો, આ અપવિત્ર સ્થળનો ત્યાગ કરો.

'જાઓ, કાળું કરો બદમાશો!' મકરંદ છેડાયો અને તેનો ગુસ્સો જોતાં જ બધા વ્હેંતીઆઓ ઉભી પૂંછડીએ નાશી ગયા. તેમને જતા જોઇને પોલ, કુસુમ, શાંતા, જયા વગેરે પેટ પકડીને હસવા લાગી.

'આ આપણા સુધારકો!' જયા બબડી.

'દંભી બદમાશો!' કુસુમે કહ્યું.

'હું એ બધાની પોલ ખોલી નાંખીશ.' પોલે કહ્યું:

'ચાલ, હવે તારૂં પરાક્રમ પૂરૂં થયું.' મકરંદ હસ્યો.

## પ્રકરણ ૪૪ મું.

### ઉપસંહાર.

કાન્તિલાલ અંતે જયાની ક્ષમા યાચી પરલોકવાસી થયો. પોલે વ્હેંતીઆ સનાતનીઓ અને દંભી સાક્ષરોને લોખંડના ચણા ચવાડયા. હવે આશ્રમમાં જરા શાંતિ છવાઈ. ઇન્દુ કેદમાં હતો એટલું જ સર્વને દુઃખકર હતું. ઇન્દુને છૂટવાને હવે થોડા જ દિવસની વાર હતી. તે કેદખાનામાંથી જયાપર–મકરંદપર પત્રો લખતો હતો તે પરથી સર્વની ખાત્રી થઇ ગઇ હતી કે ઇન્દુ જેલમાં ડગ્યો નથી, પણ ઉલટો વધુ લોખંડી બન્યો છે.

પોલે વ્હેંતીઆઓને બનાવી તેમની પોલ ખોલી નાખી તે પછી મુંબઇ પોલિસ કોર્ટના 'સેનસેશન' પાછળ ગાંડુ બન્યું. મ્હાલી ડોશી, ગંગાડોશી, તારા અને રાધાનાથ મહારાજના કેસની કોર્ટમાં સુનાવણી નીકળી. આ કેસમાં આરોપીઓ સામે એવા સંગીન પુરાવા હતા કે કોઇનો બચાવ ચાલે એમ હતું જ નહિ. પહેલી ત્રણ આરોપીઓને લલિતાને વેશ્યા બનાવવા તથા એ ઘૃણિત કાર્યમાં એકબીજાને સહાય કરવા માટે બબ્બે વર્ષની ટીપ મળી. નીચ દલાલ ભીખાને લલિતાને નીચ કર્મ માટે વેચી નાખવા માટે પાંચ વર્ષની સજા થઇ અને રાધાનાથના વર્તન માટે કોર્ટે તેને ધિક્કારી કાઢયો. તેની સામે હિંદી પીનલકોડની કોઇ કલમની રૂએ આરોપ ઘડી શકાય એમ ન હોવાથી તેને સજા ન થઇ. પણ તેની આબરૂની ધૂળધાણી થઇ ગઈ. સમાજમાં તેને માટે સ્થાન ન રહ્યું અને એ પાપી મહારાજ કોર્ટમાંથી છૂટતાંની સાથે જ પોતાની દોલત લઇ રાતોરાત પલાયન થઇ ગયો.

પંદર દિવસ વહી ગયા. આજે ઈન્દુ છૂટવાનો હતો. જયા અને કુસુમના આનંદનો પાર ન્હોતો. મકરંદ અને ચંપકલાલ, જયા, કુ૦

સુમ, પોલ અને ભાનુમતીને લઇ સ્હવારના પહોરમાં કેદખાના આગળ ગયાં. ભલા સુપ્રિન્ટેન્ડંટે તેઓને પોતાની ઓફીસમાં બેસાડયાં ને ઈન્દુ તેઓ સમક્ષ હાજર થયો. જયા તેને જોતાં જ વ્હાલથી ભેટી પડી. બન્ને પ્રેમીઓ બેત્રણ પળ ગાંડાં જેવાં એકબીજાને ભેટી રહ્યાં. આ દેખાવ જોઇ સર્વની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં.

સુપ્રિન્ટેન્ડંટની રજા લઇ બધાં આશ્રમમાં આવ્યાં. ઈન્દુ કાંતિલાલના મરણની ખબર જાણી દિલગીર થયો. પણ કુદરત આગળ તે લાચાર હતો.

બીજે જ દિવસે આ બંડખોર જમાતે મંગલ ઉત્સવ આદર્યો. ઇન્દુ અને જયા તથા પોલ અને મકરંદ સીવીલમેરેજ એકટની રૂએ દંપતિ બન્યાં. કુસુમે આજીવન બ્રહ્મચારિણી રહેવાનું વ્રત લીધું.

હવે આ બે બંડખોર દમ્પતિઓ સ્વર્ગિય આનંદમાં હિન્દુસમાજની છાતીપર રહી પોતાનો સુખી સંસાર ચલાવે છે. પણ તેઓ સમાજસેવા ભૂલી ગયાં નથી. 'સમાજ' પત્રમાં તેઓ હિંદુસમાજનો જ્વાળામુખી ધીખાવ્યા જ જાય છે.

'ઇન્દુ, આપણા સમાજમાં બધાંય દમ્પતિ આપણા જેવાં સુખી ક્યારે થશે?' જયા કોઈ કોઇવાર ઈન્દુને પૂછતી.

'જ્યારે હિન્દુસમાજને માથે ધુંધવાતો જ્વાળામુખી ફાટશે, એકવાર સામાજિક અરાજકતા સર્વત્ર વિનાશ કરી નાખશે અને પછી કોઇ મહાપુરૂષ સમાજની પુનર્રચના કરશે ત્યારે–' ઇન્દુ જવાબ આપતો.

સંપુર્ણ

# અબળાઓની આત્મકથાઓ



આ પુસ્તકમાં ૧૬ સંસારચિત્રો છેઃ હિંદુસમાજના અન્યાયો ને જુલમોથી હેરાન થયેલી ૧૬ બ્હેનોની હૃદયભેદક આત્મકથાઓ આલેખાયલી છે. તેમાંની એકેએક રોમાંચકારી છે તેટલી જ કરૂણ છેઃ આ આત્મકથાઓ વાંચવાથી હાલના હિંદુસમાજની જહાંગીરી ને બદમાશી નજર સામે તરી આવે છે એટલું જ નહિ પણ તેના દંભનો પડદો ઉઘાડો પડી જાય છે. નીચે મુજબ ૧૬ બ્હેનોએ પોતાની આત્મકથા કહી છે.

| | |
|---|---|
| ૧ શ્રાવિકાની આત્મકથા | ૯ વિનોદિનીની આત્મકથા |
| ૨ અન્નપૂર્ણાની ,, | ૧૦ રૂપાળીની ,, |
| ૩ યમુનાની ,, | ૧૧ એક કચ્છીબાઇની ,, |
| ૪ ઉષાની ,, | ૧૨ સુશીલાની ,, |
| ૫ વિમળાની ,, | ૧૩ કોકીલાની ,, |
| ૬ આશાની ,, | ૧૪ મુક્તાગૌરીની ,, |
| ૭ શ્યામાની ,, | ૧૫ સુધાની ,, |
| ૮ ઇન્દિરાની ,, | ૧૬ લલિતાની ,, |

એકેએક આત્મકથા હૃદયસ્પર્શી છે.

સચિત્ર. કિમ્મત રૂા. ૨—૮—૦

લખો :

**સેવાસમિતિ પુસ્તકાલય**

૧૨૩, ગુલાલવાડી, મુંબઇ, ૪